વર્ષ ૧લું 'યુગધર્મ ગ્રંથમાળા' પુસ્તક ૪થું

# માનવતાનાં મૂલ



: લેખક :

રામનારાયણ નાગરદાસ પાઠક

પ્રવેશક

કાકા કાલેલકર.



પ્રકાશક:

યુગધર્મ ગ્રંથમાળા–મુંબઈ.

સંપાદક:—

રામભાઇ પટેલ




આવૃત્તિ પહેલી, પ્રત: ૧૫૦૦

જુલાઈ ૧૯૫૭

પ્રકાશક:–

રતિલાલ એચ. શાહ
યુગધર્મ કાર્યાલય
**મુંબઈ.**

મુદ્રક:–

ચંદ્રકાન્ત ચીમનલાલ મહે
**: અનિલ પ્રિન્ટરી :**
૨૫૭૪, ભદ્ર
**અમદાવાદ.**

સદ્‌ગત ચમનભાઈ વૈષ્ણવને—

# આ ભા ર

સિંધના લાંબા પ્રવાસેથી પાછા ફરતાં શ્રી. કાકા સાહેબ કાલેલકર કંઇક થાકેલા હતા, અનેક કાર્યોથી વીંટળાયેલા હતા. છતાં ખાસ સમય કાઢીને આ પુસ્તકની હસ્તપ્રત સાદ્યંત સાંભળી ગયા. કેટલીક મહત્ત્વની સૂચનાઓ કરી અને કીમતી પ્રવેશક લખી આપ્યો તે બદલ તેઓશ્રીનો અત્યંત આભારી છું.

અત્યારના કપરા સંજોગોમાં ' યુગધર્મ ગ્રંથમાળા 'ના સંચાલકોએ આ પુસ્તક પ્રસિદ્ધ કરવાની તકલીફ ઊઠાવી છે તે માટે તેમનો આભાર માનું છું.

હરિજનકાર્યના કેટલાક અનુભવી મિત્રો સાથે વસ્તુની પસંદગી વખતે વિચારોની આપલે કરી હતી તેટલા પૂરતો આ વાર્તામાં તેમનો હિસ્સો છે એની નોંધ લઉં છું.

લેખક.

# अनुभवनो अरीसो

નવલકથા એ કેવળ કલ્પનાનો વિષય નથી. સારાસારા નવલકારો પોતાની વાર્તાની ભૂમિકા જીવતી કરવા માટે વરસો સુધી અનુભવ મેળવે છે. જો ઐતિહાસિક નવલકથા લખવી હોય તો તે તે કાળ અને સ્થળનો સમગ્ર ઇતિહાસ જાણીને પણ તેઓ સંતોષ નથી માનતા પણ તે કાળનું સાહિત્ય, તે કાળની માન્યતાઓ અને સંસ્થાઓ વિષેની ઝીણામાં ઝીણી વિગતો મેળવીને સ્થળકાળનો સાક્ષાત્કાર કર્યા પછી જ તેઓ લખવા બેસે છે.

ચારિત્રલેખક અને ઇતિહાસકારની મહેનત કરતાં નવલકારની અને નાટકકારની મહેનત આજકાલ ઓછી નથી હોતી. રૅનને ઇશુનું જીવનચરિત્ર લખતાં પહેલાં લાંબા વખત સુધી પેલેસ્ટાઇનમાં રહી, ત્યાંની આબોહવા, નદીઓ અને ડુંગરા, રેતી અને વાદળાં, બધાં સાથે જીવતો પરિચય કેળવ્યો. પોતાની 'રોમૅાલા' નામની નવલકથા લખતાં પહેલાં જ્યૉર્જ ઇલિયટે રહેવેનો રોલાંના વખતનો

આખો ઈતિહાસ અને એના વખતની સ્થાપત્યની ખૂબીઓ પોતાનાં કર્યાં હતાં. તેથી જ એ બાઇના લખાણની આટલી કિંમત છે.

નવલકથા ઉપજાવી કાઢવા માટે આવી અપાર મહેનત લેનાર એક વર્ગ આપણે જાણીએ છીએ. આથી ઊલટું કોઈપણ પ્રત્યક્ષ સેવા કાર્યમાં પડવાથી જે કીમતી અનુભવ મળ્યો હોય અને વિગતોનો પરિચય થયો હોય તેને અસરકારક રીતે સમાજ આગળ મૂકવા માટે નવલકારની કળા કેળવવા મથનાર બીજો વર્ગ પણ હવે પાકતો જાય છે. 'ટૉમ કાકાની કુટિયા' (ગુલામીનો વેપાર) જેવી સફળ નવલકથા લખનાર બાઈ મૂળે સાહિત્યસેવિકા નહોતી. એને તો દાસ્યવિમોચનની જે તમન્ના હતી તેને વાણીબદ્ધ કરવાનું મન થઇ આવ્યું. એની એ ઉત્કટતાએ એને એ સાહિત્યકળા શીખવી. આપણે ત્યાં ફાધર એલ્વીન એવી જ રીતે નવલકથાકાર થયા છે. પ્રેમાબાઇ કંટકનું 'કામી અને કામિની' એ જ કોટિનું ગણાય. સમાજસેવા કરતાં કરતાં જે કંઈ જીવનદર્શન થયું હોય તેને જીવન-કથાનું રૂપ આપી લોકો આગળ મૂકવાથી પ્રચારકની ભૂમિકા ધારણ કર્યા વગર લોકહૃદયને જાગ્રત કરી શકાય છે, એમ જોઇ એવા સમાજસેવકો સાહિત્યકળાનો આશ્રય લે છે. અને લેખક તરીકે આપણી આગળ ખડા થાય છે.

એવા લોકો તરફ આપણે કેવળ સાહિત્ય કુતૂહલની નજરે જોઇ નથી શકતા. એમના લખાણે ભલે નવલકથાનું રૂપ ધારણ કર્યું હોય, પણ એની પાછળ નક્કર જીવનદર્શન હોય છે એ આપણે ભૂલી શકતા નથી.

જેની જેવી સેવા અને જેની જેવી વિભૂતિ તેટલું એનું જીવનદર્શન ઊંડું અને વ્યાપક. અને જો વિકાસ તત્ત્વ સાથે પરિચય હોય તો એ જીવનદર્શનમાં ત્રિકાળદર્શિતાનું તત્ત્વ પણ ઉમેરાવાનું. ભૂતકાળ કેવો હતો એની જેની પાસે ઝાંખી છે, વર્તમાન પરિસ્થિતિ

કેવી છે એનું જેને આકલન છે, એ જો સમાજશાસ્ત્રી હોય અને સાથે સાથે માનસશાસ્ત્રી પણ હોય તો ભવિષ્ય સાધારણપણે કેવું સ્વરૂપ લેશે એની કલ્પના પણ એને થઈ શકે છે. ત્રિકાળદર્શિતા આથી જુદી નથી જ.

સાચી વસ્તુ એ છે કે જે માણસ જીવનનિષ્ઠ છે અને પ્રયોગ-પરાયણ છે એ જ સત્યોપાસક થઇ શકે છે અને એને જ સત્ય-નારાયણનું ઓછુંવત્તું અથવા સમગ્ર દર્શન થઈ શકે છે.

એ સત્યનું દર્શન કલ્પનાના કલેવરમાં વ્યક્ત કરવું એમાં જ નવલકારની સિદ્ધિ રહેલી છે. નવલકથા માટે અનુભવ ભેગો કરવો એના કરતાં એકત્ર થયેલા અનુભવને વ્યક્ત કરવા ખાતર નવલકારની કળા કેળવવી એ વધારે સીધો વ્યાપાર છે.

આપણે ત્યાં પ્રથમ કોટિની નવલકથાઓ જૂજ છે એ કબૂલ કર્યા વગર છૂટકો નથી. બીજી કોટિની નવલકથાઓ હમણાં હમણાં જ શરૂ થઇ છે. પણ શરૂ થઇ છે એ શુભ લક્ષણ છે. જેમ જેમ આપણે ત્યાં સમાજસેવાનાં ક્ષેત્રો વધશે અને એને અંગે સામાજિક વ્યાપારનો રસ ઉકેલાશે તેમ તેમ આ જાતનું સાહિત્ય ઊંડું અને સમર્થ થતું જશે. પ્રસ્તુત નવલકથા આ જાતના સાહિત્યના પ્રારંભિક ફાલની હોવાથી વિશેષ આવકાર પાત્ર છે.

અહીં હરિજન કોમમાં પણ જે વર્ગ વિશેષ દુર્દૈવી છે તે ભંગીઓના જીવનનો વિવિધ દર્શનવાળો ચિતાર આવે છે. આ પ્રયાસ એની એકાગ્રતા અને એ એકાગ્રતામાંથી ઉત્પન્ન થતી વિવિધતાઃ બન્ને બાજુએ વિચારતાં અભિનંદનીય છે.

ભંગી કોમનો આપણો સંબંધ કેવળ સ્વચ્છતા પૂરતો જ બંધાય છે. સવારે ઊઠીને જ્યારે જાજરૂ જઈએ છીએ ત્યારે આપણા આદર્શ પ્રમાણે એ સાફ છે કે નહિ એટલો વિચાર આપણે સ્પષ્ટ

કે અસ્પષ્ટ રીતે કરીએ છીએ ખરા પણ પછી આપણે તરત જ એ નિમકહલાલ કોમને ભૂલી જઈએ છીએ. એ પણ આપણાં ભાઈ-ભાંડુ છે, એમને પણ આપણી પેઠે સુખદુઃખ હોય છે, એમને પણ આપણી પેઠે મહત્વાકાંક્ષા હોય છે, એમને, સરજીને પણ ભગવાન પોતાને કૃતાર્થ થયેલો માને છે, એ તરફ આપણું ધ્યાન જ જતું નથી. કશી અતિશયોક્તિ કર્યા વગર કેવળ ચિત્તવેધક પ્રસંગો એકત્ર કરી પ્રસ્તુત કથા વિકસાવવામાં આવી છે, એ જ એની અસાધારણ અસરની ચાવી છે.

કથા વાંચતાં વાંચતાં મનપર અસર થાય છે કે શ્રી ગોપાલ એ જ આ કથાનો કથાનાયક છે. આગળ જતાં શ્રી શશીકુમાર અને પ્રવીણચંદ્ર એ કેન્દ્રમાં આવવાનો પ્રયાસ કરે છે ખરા, પણ જોતજોતામાં આકર્ષણનો લગભગ બધો ઈજારો તારમાસ્તર શાંતિપ્રસાદ લઈ લે છે અને પોતાની ઠરેલ, અને પીઢ, સર્વમંગલ દષ્ટિથી એ એ સ્થાન ટકાવી પણ રાખે છે.

હરિજનસેવા કરનાર અને હરિજન સમાજમાં ઓતપ્રોત થવા મથનાર લોકો જેમ પોતાના સમાજમાંથી સહેજસાજ બહિષ્કૃત જેવા થઇ જાય છે, તેમ જ આપણી પાસેથી કેળવણી લેનાર હરિજન યુવાનો પણ પોતાના સમાજથી અમુક દરજ્જે અળગા થઈ જાય છે. એમની આર્થિક તેમજ સામાજિક સ્થિતિ સુધરેલી જોઇ હરિજન કોમ રાજી થાય છે ખરી પણ એમની સુઘડ રહેણી અને ચોખલિયા-પણું એ કોમને સદતું નથી અને પોતાની સનાતન ટેવો સુધારવા મથનાર અને પોતાને જાગ્રત કરવાની હામ ભીડનાર યુવકો પ્રત્યે હરિજન સમાજ ઘણીવાર ધીરજ ખોઇ બેસે છે, એટલે યુવકોને બે નિષ્ઠા વચ્ચે અખંડ ઝોકાં ખાવાં પડે છે. એ વસ્તુસ્થિતિનું સૂચન આ નવલકથામાં સહેજસાજ થયું છે. આગળ જતાં આ જ વિટંબણાને કેન્દ્રમાં રાખીને લેખક એક સ્વતંત્ર નવલકથા લખી શકે છે. આ

વિટંબણાને કારણે હરિજન યુવાનોમાં પોતાના જ્ઞાન અને સંસ્કારદાતા શિક્ષકો પ્રત્યે સંપૂર્ણ આદરભાવ રાખતા છતાં જાણે નગુણ કૃતઘ્ન હોય એવી સ્થિતિમાં રહેવું પડે છે, એ પરિસ્થિતિ એક ઉત્કૃષ્ટ નવલકથામાં મુખ્ય વિષય થઇ શકે તેમ છે.

જે લોકોની સેવા કરીએ છીએ એ લોકો જ પોતાના હેતુ વિષે છડેચોક શંકા બતાવે અને પગાર મળે છે તેથી જ આ કામ કરે છે એમ માની સેવાને ઉતારી પાડે એ સ્થિતિ હરિજનસેવકો માટે માથાના ઘા જેવી થઈ પડે છે, પણ એ કેટલી અપરિહાર્ય છે એ આ કથાનકમાં સ્પષ્ટરૂપે બતાવેલું હોવાથી ઘણા સેવકો એમાંથી આસ્વાસન મેળવી લેશે એ નાનોસૂનો લાભ નથી.

કળાકારની સફળતા એ વાતમાં રહેલી છે કે દરેક વસ્તુ સમભાવપૂર્વક ચીતરતાં છતાં અને વાચકોમાં ઉત્સાહ પેદા કરે તેવી અસર પાડતાં છતાં, પ્રચારકની પેઠે એ તણાઈ જતો નથી. અને પોતાની તટસ્થતા ખોતો નથી. અને તેથી કશી અતિશયોક્તિ કર્યા વગર અથવા અતિશયોક્તિ ટાળવાને કારણે જ એ ઊંડામાં ઊંડી અસર પડી શકે છે. હરિજનોનું જીવન અને એમની સેવા કરનાર લોકોની પ્રવૃત્તિ એ બેની પરસ્પર અસર થતાં જે અનેક પ્રસંગો અને પરિસ્થિતિઓ ઊભી થાય છે તે બધી તદ્દન સ્વાભાવિકતાથી આ નવલકથામાં નિરૂપેલી છે. અને એમાં જ લેખકની સફળતા રહેલી છે.

અસ્પૃશ્યતાનો સવાલ આપણે ધારીએ છીએ એટલો નાનો નથી. સ્વરાજના સવાલ કરતાં ય એ અનેક ઘણો મોટો છે અને તેથી જ ગાંધીજીની સ્વરાજ વિષયક પ્રવૃત્તિએ દુનિયાનું જેટલું ધ્યાન ખેંચ્યું એના કરતાં ય હરિજનો માટે એમણે કરેલા પ્રયાસે આખી દુનિયાના સર્વશ્રેષ્ઠ વિચારકોનું ધ્યાન વધારે ખેંચ્યું છે. સ્વરાજનો સવાલ રાષ્ટ્રીય સ્વાર્થનો સવાલ ગણાય, જ્યારે અસ્પૃશ્યતાનિવારણનો સવાલ

માનવતાના રક્ષણનો સવાલ છે. એવા ત્રણ સવાલો મનુષ્યજાતિએ આજ સુધી હાથ ધર્યા છે. એક હતો ગુલામી નેસ્તનાબૂદ કરવાનો સવાલ, બીજો અસ્પૃશ્યતાનિવારણનો જેને માટે દુનિયાની સર્વશ્રેષ્ઠ વિભૂતિએ કેડ કસી છે. અને ત્રીજો સવાલ છે ગૌરક્ષાનો. જેને માટે આખી હિંદુ જાતિએ સનાતન કાળથી દીક્ષાકંકણ બાંધ્યું છે. એ સવાલ પાછળ આખી હિન્દુજાતિ ખુવાર થઈ જાય તો ય એમાં કશું આશ્ચર્ય નથી અને અજુગતું યે નથી. માનવતાના રક્ષણના અથવા ઉદ્ધારના આ પ્રશ્નો છે. આ પ્રવૃત્તિની સફળતા ઉપર જ આપણે માણસ કહેવાને લાયક બનીશું. આ સવાલ પાછળ પોતાની કાયા અને પોતાની જીંદગી નીચોવી નાખનારા લોકો મનુષ્યજાતિના સાચા આગેવાનો છે. એમના પ્રયાસની કથા દરેક માનવીના આકર્ષણની અને આદરની હક્કદાર છે જ.

હરિજન કોમ આગળ હમણાં હમણાં એક વિકટ સમસ્યા ઊભી થઈ છે. આજ સુધી એના તરફ કોઈ ધ્યાન દેતું નહિ. ઉપેક્ષાના અંધારામાં એને જેમતેમ જીવવાની કળા ખીલવવી પડતી. આજે બધા જ પક્ષના લોકો એના ખેરખાંહ થવા નીકળ્યા છે. જ્યાં સુધી અસ્પૃશ્યતાનિવારણ એ કેવળ સંસારસુધારાનો વિષય હતો, ત્યાં સુધી લોકો એના તરફ ઉપેક્ષાની નજરે જોતા હતા અને પ્રગતિ તો નામ માત્ર જ થતી હતી. મહાત્મા ગાંધીજીએ ઋષિ દષ્ટિથી અસ્પૃશ્યતા-નિવારણના સવાલને મહાસભાના કાર્યક્રમમાં સ્થાન આપી એનું મહત્ત્વ એકદમ વધારી દીધું અને એ સુધારો એક જ પેઢીની અંદર સફળતાપૂર્વક અમલમાં મૂકવાનો રસ્તો શોધી આપ્યો. હવે જે કોઇને રાજદ્વારી હક્ક જોઇએ છે, સ્વરાજનું દર્શન કરવાની ઇચ્છા છે, એને અસ્પૃશ્યતાનિવારણનું વચન આપ્યા વગર આરો રહ્યો નથી. અસ્પૃષ્યતાનિવારણનો બોજો સ્વરાજપ્રાપ્તિને માથે નાખી ગાંધીજીએ એક હડધૂત કોમને રાષ્ટ્રમાન્ય બનાવી અને એના ઉદ્ધારનો

ભાર આખા રાષ્ટ્ર ઉપર નાખ્યો એ એમની દીર્ઘ દૃષ્ટિ અને કાર્ય શક્તિનો ઉત્તમ પુરાવો છે.

પણ હરિજનસેવાનું કામ રાજદ્વારી રચનાકાર્યમાં પ્રથમ સ્થાને મૂકવા છતાં ગાંધીજીએ એની આધ્યાત્મિક સુવાસ નષ્ટ ન થવા દીધી. હરિજનોની શુદ્ધિ કરવાની વાતનો એમણે છેદ ઉરાડી દીધો. અને જાહેર કર્યું કે આપણે દુનિયામાં જે બગાડ કરીએ છીએ તેને સાફ કરનાર આ કોમને અપવિત્ર કહેનારા જ હૃદયના મેલા છે. સવાલ હરિજનશુદ્ધિનો નથી પણ સવર્ણની હૃદયશુદ્ધિનો છે. સત્યનિષ્ઠ ગાંધીજી જ આવી રીતે રાષ્ટ્રને શુદ્ધ દિશા બતાવી શકત. ગાંધીજીએ દેશ આગળ મૂકેલી આ દૃષ્ટિ જ આ નવલકથાનો પ્રધાન સૂર છે.

હરિજન કોમ દુઃખી છે, કચડાયેલી છે, જીવનકલહમાં હારેલી છે, એનું મને એટલું દુઃખ નથી. પણ એનો માંગલ્ય ઉપરનો વિશ્વાસ ઊઠી ગયો છે, એ પોતાના ઉદ્ધાર વિષે વિશ્વાસ જ રાખતી નથી અને કોઈની ભલાઇ ઉપર પણ પ્રથમ દર્શને વિશ્વાસ મૂકી શકતી નથી, એ જોઈને મને આપણા પાપની અવધિ થઇ ગઇ છે એનો સ્પષ્ટ ખ્યાલ આવે છે.

આજે આવી નાસ્તિકવૃત્તિની કોમનું હિત કરવા માટે મહાસભાવાળા દોડે અને મુસ્લીમલીગવાળા પણ હરિજનોનું ઉપરાણું લે છે. મિશનરી લોકો પણ એમના વાલી હોવાનો દાવો કરે છે. સમાજ-સત્તાવાદી પણ એ હિલચાલને પોતાના ચોગઠામાં બેસાડવાનો પ્રયત્ન કરે છે. અને હરિજન કોમના આગેવાનો પણ અસ્પૃશ્યતાનિવારણ કરવાનો ટૂંકો રસ્તો સૂચવે છે. શહેરી બજારમાં ગયેલો ભોળો ખેડૂત દસ વાણિયા વચ્ચે સપડાય અને તેની જેવી દશા થાય તેવી આ ગરીબ કોમની દશા આજ થઈ છે. અને વિશેષ દુઃખની વાત એ છે

આમાંથી ઘણાખરા પક્ષો બિલકુલ સદ્દબુદ્ધિથી હરિજનોની સેવા કરવા મથે છે. પરિણામે હરિજનકોમ બેહદ મૂંઝાય છે. ધૂર્ત લોકોને કેમ પટાવવા ને વટાવવા એ તો હરિજન જેવી ભોળી કોમ પણ સહેજે શીખે એમ છે. આગાખાની, વિશ્વાસી અને આર્યસમાજી પ્રચારકોને વારાફરતી રાજી રાખી એમની પાસેથી મળતી સગવડો કેમ ભોગવવી એ કળા આ લોકો જોતજોતામાં શીખી ગયા છે. કેમ કે સામી બાજુ કેવળ પ્રચારનો જ સવાલ હોય છે. પણ આપણા રાજદ્વારી પક્ષોનું તેવું નથી. તેઓ તો હૃદયથી ચાહે છે કે હરિજનો પોતાને સ્થાને રહીને પોતાનો ઉદ્ધાર કરી લે. આવી સ્થિતિમાં કોની સલાહ માનવી અને કોની તરછોડવી એ નક્કી કરવું ભલભલા માટે અશક્ય નહિ તો અઘરૂં તો છે જ. તો પછી હરિજન જેવી દબાયલી કોમ મૂંઝાય તેમાં આશ્ચર્ય શું ?

અંતે એ કોમે અનુભવથી નક્કી કર્યું છે કે જે કોઈ આપણને વટાવવા માગે છે તેમનો વિશ્વાસ ન કરવો. અને જે આપણને ધર્મ તેમ જ રાજકારણમાં છેડતા નથી, વિશિષ્ટ દિશામાં ખેંચવાનો પ્રયત્ન કરતા નથી કેવળ જ્ઞાન આપી, સેવા કરી, છૂટા પડે છે તેમની પાછળ જવામાં જ સલામતી છે.

આ નવલકથામાં હરિજનોની આસપાસ કાર્ય કરનારાં બળોનો તાદૃશ ચિતાર આપલો છે અને એમના સમન્વયનો રસ્તો પણ બતાવ્યો છે. આ નવલકથામાંથી હરિજનો અને હરિજનસેવકો આટલો સાર ગ્રહણ કરી લે તો પણ એ પૂર્ણ રીતે સફળ થઇ કહેવાય.

અને એના લેખકને કલ્પનામાં પણ ન હોય એવી એક ઉપયોગિતાને કારણે આ નવલકથા આપણા સામાજિક સાહિત્યમાં લાંબા વખત સુધી જીવતી રહેશે. એનું કારણ એ છે કે જ્યારે અસ્પૃશ્યતા પૂર્ણ રીતે નેસ્તનાબૂદ થઇ હશે અને ભંગીકામનો કાયમનો ઉકેલ

આવ્યો હશે, ત્યારે આજના જમાનામાં હિંદુસ્તાનની, ખાસ કરીને હિંદુ કોમની સામાજિક સ્થિતિ કેવી વિચિત્ર હતી, એ બતાવી આપનાર એક કીમતી દસ્તાવેજ તરીકે આ નવલકથા કામ આવશે. અને તે વખતના સ્વાભાવિક માણસો રહીરહીને આશ્ચર્ય પામશે કે શું ખરેખર એક વખતે આવી સ્થિતિ આપણા દેશમાં પ્રવર્તતી હતી? અને સજ્જન, ધર્મનિષ્ઠ ગણાતા લોકો પણ આટલા બીકણ હતા હશે! નરમેધ કરવો, મનુષ્યમાંસ ભક્ષણ કરવું, છોકરીઓને દૂધ પીતી કરવી વગેરે વાતો સાંભળીને જેમ આપણને કમકમાટી છૂટે છે તેવી જ રીતે હરિજનોની હાડમારીઓનાં આ તાદૃશ વર્ણનો વાંચીને ભવિષ્યની પ્રજા કંપી ઊઠશે!

* * *

હરિજનોની અસ્પૃશ્યતા કેમ દૂર કરવી એ એક ધાર્મિક સવાલ છે. પણ ભંગીઓના ધંધાનું શું કરવું એ તો જીવનવિજ્ઞાનનો સવાલ છે. ભંગી લોકોની અસ્પૃશ્યતા દૂર કરવી એ પ્રમાણમાં સહેલું છે, પણ ભંગીકામ જ નેસ્તનાબૂદ કેમ ન કરાય એ એક મોટો સવાલ છે. ગામડાના લોકો જ્યારે દૂર દૂર ખેતરોમાં જઇને અથવા વગડામાં બેસીને પાછા આવતા ત્યારે ભંગી જેવી કોમને સમાજમાં સ્થાન જ નહોતું. વેદકાળમાં કે મહાભારતમાં ભંગી જાતિનો ઉલ્લેખ ન હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. પણ જીવનની ઝીણામાં ઝીણી વિગતોનો પણ વિચાર કરનાર, અને એની વ્યવસ્થા કરનાર, સ્મૃતિઓમાં ભંગી કોમનો ઉલ્લેખ નથી, ભંગીકામનું વર્ણન નથી એ ખરેખર આશ્ચર્ય પમાડે તેવી વાત છે.

આજે મોટાં મોટાં શહેરોમાં પાણીના નળની મદદથી તાત્કાલિક સફાઇ કરવાની ધોવાણ પદ્ધતિ અમલમાં આવ્યા પછી ભંગી કોમનું સીધું કામ બહુ ઓછું થવા લાગ્યું છે. પણ આપણી દુનિયા લાંબા વખત સુધી આ બે છેડા વચ્ચે રહેવાની છે. ગામડામાં પણ

માંદા, ઘરડા, અને કામગરા લોકો દૂર સુધી જઇ શકવાના નથી. બાળકોનો અને સ્ત્રીઓનો સવાલ તો છે જ. અને જ્યારે ધોધમાર વરસાદ પડતો હોય, અને બધે જળબંબોળ થયું હોય ત્યારે પેટ ભરવાના સવાલ કરતાં દિશાએ જવાનો સવાલ વધારે વિકરાળ સ્વરૂપ પકડે છે. એ સવાલનો ઉકેલ આપણે 'બગીચાની નિશાળ' મારફતે જ આણી શકીએ તેમ છીએ.

જૂના લોકોએ બાર હાથ પહોળો, બાર હાથ લાંબો અને બાર હાથ ઊંડો શૌચકૂપ તૈયાર કરીને અને એની અંદર વખતો વખત રાખ, ચૂનો અને મીઠું નાંખીને આ સવાલનો એક રીતે ઉકેલ આણ્યો. આવો શૌચકૂપ વરસો સુધી કામ આપે છે અને સારી રીતે રાખ્યો હોય તો ગંદકીને પણ ટાળે છે. પણ જરા ગફલત થઇ તો એમાંથી ભયાનક સડો પેદા થાય છે અને આસપાસનાં જળાશયોનું પાણી ઝેરી કરી મૂકે છે.

ગાંધીજીએ કોંગ્રેસ વખતે લાંબી લાંબી ચર ખોદી એનાં કામચલાઉ જાજરૂ બનાવવાની પદ્ધતિ ચલાવી છે, અને એ વપરાયા પછી એની જ માટી ઉપર દાબી દેવાની પદ્ધતિ પસંદ કરી છે. ટૂંકી મુદત માટે આ પદ્ધતિ સૌથી સારી છે. પણ હંમેશને માટે આવી ચર ખોદવા જેવાં આંગણાં મળવાં મુશ્કેલ અને એની અંદર તૈયાર થતું ખાતર તરત વાપરવું પણ સહેલું નથી હોતું. જાજરૂ ઉઘાડાં રહે અને તડકો પોતાનું કામ કરે એ તો ઉત્તમ સ્થિતિ છે જ. પણ ચોમાસામાં ઉપરથી પાણી વરસે અથવા બેસવાને ઠેકાણે પાણી ભેગું થાય એ તો પોસાય જ નહિ. શૌચને માટે ખરું જોતાં સહેજ ઊંચી જગ્યા હોય, પાણી કાઢી નાંખવા માટે ચારે બાજુ નીક ખોદેલી હોય ઉપરનો વરસાદ ટાળવા માટે, અને બેસનારને તડકામાંથી બચાવવા માટે ઉપર છાપરું હોય અને રોજને રોજ તાજી માટીથી ઢાંકેલા ખાડા આઠ પંદર દિવસે ખાલી કરવાની કોઇ સારી યોજના હોય

તો જ આ સવાલનો કંઇક ઉકેલ આવી શકે તેમ છે. જેમ આપણે હવાપાણી વગર ચલાવી શકતા નથી તેવી જ રીતે જાજરૂમાં વાપરવા માટેની માટી વગર ચલાવી શકતા નથી તેવી જ રીતે જાજરૂમાં વાપરવા માટેની માટી વગર આપણે ચલાવી ન શકીએ એ આદર્શ સ્વીકારવો જોઈએ. અને એ આદર્શ લોકરૂઢ થાય નહિ ત્યાં સુધી ઘેરઘેર માટી પહોંચાડનાર સેવાદળ ઊભાં કર્યે જ છૂટકો. દરેક માણસ શાંતિપ્રસાદની હિંમત ન બતાવી શકે પણ શૌચ માટીદળમાં જરૂર જોડાઈ શકે.

સમુદ્રકાંઠે રહેતા લોકો આગળનો સવાલ આપણા ધ્યાનમાં સહેજે નથી આવતો. આપણે મેલ માટી તળે દાટી દઇને સુરક્ષિત થઈ શકીએ છીએ. મેલનો નાશ કરી એને માટી બનાવનાર જંતુઓ જમીનમાં અઢાર ઈંચ સુધી હોય છે. તેથી ઊંડો ખાડો ન ખોદ્યો હોય તો ચાલે છે. પ્રથમ માટી બધું ચૂસી લે છે પછી પરગજુ જંતુઓ એ માટીનું રૂપાંતર કરી નાંખે છે. સમુદ્ર કિનારાની રેતીમાં એ ગુણ નથી હોતો તેથી ત્યાં દાટી દેવાની પ્રથા સફળ નથી થતી. ત્યાં તો તડકો અને ખારું પાણી એ જ સૌથી મદદગાર છે એમ સમજી માણસે એ ઇલાજ અમલમાં આણ્યો છે. પણ એ રીતે આપણે આખો સમુદ્ર કિનારો બગાડીને ફરવાહરવાની પવિત્રમાં પવિત્ર જગ્યા અભડાવી મૂકીએ છીએ, અને સમુદ્ર કિનારો શૌચને માટે જ વાપરનાર લોકોની બેશરમીનું તો પૂછવું જ શું ? મેલ સમુદ્રમાં ખાલી કરવો એ ગમે તેટલું સહેલું હોય અને સ્વચ્છતાની દષ્ટિએ વાંધા ભરેલું ન હોય તો યે એની અંદર સુરુચિનો ભંગ અને આર્થિક હાનિ તો છે જ. જમીનનો કસ ચૂસીને તૈયાર કરેલા અનાજમાંથી ઉત્પન્ન થતું સોનેરી ખાતર અંતે એ જમીનને જ મળવું જોઇએ. જેમ સમુદ્રમાંથી ચૂસેલી વરાળ આકાશ, વાદળાના રૂપમાં પહાડો પર પહોંચાડે છે અને અંતે એ વરસાદનું રૂપ કરી નદીઓ વાટે સમુદ્રને

જ પાછું મળે છે તેવી જ રીતે ખેતરોનો કસ અંતે ખેતરોને જ મળવો જોઈએ. તેમ ન થાય તો ક્યાંક હેવાળું અને ક્યાંક અપચો પેદા થવાનાં જ.

આપણાં ધર્મશાસ્ત્રો જો જીવતાં જાગતાં હોત તો ધર્મશાળા અને મંદિરો બાંધવાનું જે પુણ્ય બતાવવામાં આવ્યું છે તેના કરતાં સાર્વજનિક આદર્શ જાજરૂઓ અને મુતરડીઓ બાંધવાનું અને સારી હાલતમાં રાખવાનું પુણ્ય વધારે ગણાયું હોત. મોટાં મોટાં શહેરોમાં પણ આવાં સ્થાનોમાં પૂર્ણ સ્વચ્છતા જળવાતી નથી એ બતાવે છે કે મનુષ્યસમાજ હજી પ્રાથમિક માણસાઈ શીખ્યો નથી. મનુષ્યપિતા મનુ ભગવાને પોતાની સ્મૃતિમાં લખી રાખ્યું છે કે ધાર્મિક કેળવણીનો પ્રારંભ જ શૌચાચારથી થવો જોઇએ.

उपनीय गुरुः शिष्यं शिक्षयेत् शौचमादित : ।
आचारं अग्निकार्यं च संध्योपासनमेव च ॥

આજે પણ જો સામાજિક શૌચાચારની પદ્ધતિ નક્કી કરીને એને અંગેના નિયમો અને રિવાજો કેળવણી મારફતે સાર્વત્રિક કર્યા હોય તો કેવળ ભંગી કોમનો જ નહિ પણ મનુષ્યજાતિનો પણ ઉદ્ધાર થશે.

શૌચમાટી દળે ગામડે ગામડે જઈને લોકોને સમજાવવું જોઇએ કે અડદનાં પૂતળાં દાટવાથી નહિ પણ ગામનો મેલ ન દાટવાથી રોગ ફાટી નીકળે છે અને ઘરનાં બાળકો મોતને શરણે જાય છે. સફાઇ કરનાર ભંગિયાને માર મારવાથી નહિ પણ જ્યાંત્યાં બગાડ કરનાર સવર્ણોની ઝાટકણી કાઢવાથી જ બાળકો ને મોટેરાં બચી શકે છે.

જેમ ખેતીનો સવાલ નોખો અને ખેડૂતનો સવાલ નોખો, તે જ પ્રમાણે સ્વચ્છતાનો સવાલ અલગ છે અને સ્વચ્છતા જાળવનાર ભંગી કોમનો સવાલ જુદો છે. સ્વચ્છતાનો થોડોક વિચાર આપણે ઉપર કર્યો. હવે ભંગીકોમનો વિચાર પણ કરવો ઘટે છે.

જાજરૂ રાખવાનું અને સાફ કરવાનું કામ જો સુઘડ, સુંદર, અને દુર્ગંધીરહિત કરવામાં આવે તો એ કામ ગમે તે માણસ કરવા તૈયાર થઇ જાય. ઘરનાં જાજરૂ સાફ કરી એ માટીમિશ્રિત મેલ ગાડી સુધી પહોંચાડવાનું કામ ઘરના લોકોએ જ કરવું જોઇએ. સ્ત્રીપુરુષોએ જો વારા બાંધ્યા હોય તો એ કામ સહેજે ઉકેલી શકાય તેવું છે. અને એ રીતે મ્યુનિસિપાલિટીનું ખર્ચ પણ ઘણું ઘટી શકે એમ છે. માટીનું મિશ્રણ કરવાથી ગાડીઓની સંખ્યા વધારવી પડશે એ ખરું પણ કીમતી ખાતરની આવકમાંથી એ ખર્ચ સહેજે નીકળી શકે તેમ છે. અને ન નીકળે તો યે માણસાઈ ખાતર આપણે સહેજ વધારે બોજો ઊંચકવો જોઇએ.

ટૂંકામાં માણસજાતે પોતાની બધી બુદ્ધિ અને યોજનાશક્તિ વાપરીને ભંગીનો નોખો ધંધો કાઢી નાંખવો જોઇએ અને એ કોમની આજ સુધીની સેવાની કદર કરી એને સમાજમાં માન સાથે ભેળવી લેવી જોઇએ, બીજો ઉપાય નથી.

હરિજન બાળાઓની કેળવણીનો પ્રશ્ન હજી આપણે રીતસર હાથમાં લીધો નથી. આખા દેશમાં ત્રણ કે ચાર જ સંસ્થાઓ છે કે જ્યાં હરિજન બાળાઓ માટે કેળવણીની કંઈ પણ વ્યવસ્થા ઊભી કરેલી છે. એ સવાલ આપણે તરત જ હાથમાં લેવો જોઈએ નહિ તો સંસ્કારી કેળવણી પામેલા હરિજન યુવકો પોતાને યોગ્ય સહધર્મ-ચારિણીઓ ન મળવાથી દુઃખી થશે અને એમાંથી અણકલ્પેલા સામાજિક સવાલો ઉત્પન્ન થશે. ઉચ્ચ કેળવણી પામેલા હરિજન યુવકો પોતાની નાતમાં જ પરણશે એમ માનવાનું કારણ નથી. આને અંગે જે પ્રશ્નો જાગશે તે નવલકથા માટે ગમે તેટલા રોચક પ્રસંગો પૂરા પાડે તો ય સમાજને માટે એ સ્થિતિ અકળાવનારી થશે. ગાડાનું એક પૈડું મોટું અને એક નાનું એવી સ્થિતિ થઇ જાય તો ગાડું કાં તો ગોળગોળ ફરશે અથવા ખાડામાં ઊતરશે. સ્ત્રીપુરુષની

કેળવણીની અસમાનતાને લીધે સમાજની સ્થિતિ એ ગાડા જેવી જ થઈ જશે. આ દિશામાં જનતાને જાગ્રત કરવા માટે જો એ ચાર નવલકથાઓ સમાજશાસ્ત્રીય કલ્પનાને જોરે ઉપજાવી કાઢી હોય તો તે એક ઉત્તમ સમાજસેવા ગણાશે.

સમાજસુધારાનાં બારણાં ખોલવાં એ આપણા હાથની વાત છે પણ તે અર્ધાં જ ખોલેલાં રાખશું એમ કહેવાની સત્તા આપણા હાથમાં રહેવાની નથી. સુધારાનો ધોધ એકવાર છૂટ્યો પછી એ કયું રૂપ લેશે એ ફક્ત સમાજશાસ્ત્રી જ કહી શકશે. બીકણ હિંમત બતાવનાર સામાન્ય માણસો તો એ ધોધ જોઈ આભા જ બની જશે. સનાતનીઓ આજે જે આટલા બધા અકળાય છે એનું મુખ્ય કારણ એ છે કે તેઓ સમજી ગયા છે કે આવતી કાલ તેમના હાથમાં નથી. જે થાય છે તે જોયા કરવું—એટલું જ એમના હાથમાં રહેલું છે. કાં તો સમાજશાસ્ત્રના સિદ્ધાંતો સમજી લઇ તેઓ સમાધાન કેળવે અથવા નિરાશાથી હેબતાઈ જઈ નિર્વીર્યશાપ આપીને જમાનામાંથી વિદાય લે, એ બે જ માર્ગ એમની આગળ રહેલા છે.

અને હરિજન એ ક્યાં એક કોમ છે? સમાજ જેને જેને જન્મતાં અસ્પૃશ્ય ગણે તે બધી કોમો હરિજન જ છે. અને રાજદ્વારી દૃષ્ટિએ તો દસ વરસમાં વસ્તી ગણતરીનો રિપોર્ટ જેને હરિજન ઠરાવે તે હરિજન એવી આપણા સમાજની સ્થિતિ છે. એ કોમો અંદર અંદર જે ઊંચનીચભાવ સેવે છે અને એક બીજા પ્રત્યે તુચ્છભાવ કેળવે છે તેનું પણ સમાજશાસ્ત્ર આપણે ખેડવું જોઇએ. ઊંચનીચભાવ ગમે તેટલો બેવકૂફી ભર્યો હોય તો ય એની પાછળ અમુક સિદ્ધાંતો, અમુક માન્યતાઓ લાગણીની અમુક પરંપરા છે જ. એ બધી તપાસીને એનું પોલાપણું જ્યાં સુધી, આપણે ઉઘાડું પાડયું નથી ત્યાં સુધી આ પછાત કોમમાંથી અંદર અંદરની અસ્પૃશ્યતા દૂર થવાની નથી. જીવતા સમાજશાસ્ત્રીઓએ એ

સવાલ પણ સવેળા હાથ ધરવો જોઈએ. અને એને અંગે સાહિત્ય પણ ઊભું કરવું જોઈએ.

હિંદુધર્મમાં ધર્માંતર કરાવી બહારના લોકોને અંદર લેવાની વૃત્તિ નથી એ વાત સાચી છે છતાં હિંદુસમાજમાં બહારથી લોકો આવ્યા નથી એમ ન કહેવાય. વૈયક્તિક ધર્માંતરમાં આપણે માનતા નથી. વ્યક્તિગત ધર્માંતર કરાવવાના પ્રયત્ન કરવા જેટલા આપણે છીછરા કે છોકરવાદ નથી. આખી કોમો આપણી અસર તળે આવી જાય અને ધીમે ધીમે આપણા જેવા થઈ જાય ત્યાં સુધી રાહ જોવાની ધીરજ હિંદુ સમાજમાં છે અને હિંદુ સામાજિક જીવન એટલું તો જબરજસ્ત છે કે પોતાના સહવાસમાં આવેલી તમામ જાતિઓ ઉપર સારી નરસી અસર પાડયા વગર એ રહે જ નહિ. અસ્પૃશ્યતાની બદી એ હિંદુસમાજની ખાસિયત કહેવાય પણ એનો ચેપ કેવળ જૈન અને બૌદ્ધોને જ લાગીને રહ્યો નથી પણ મુસલમાન અને ખ્રિસ્તીઓમાં પણ એ ચેપ ઠીકઠીક ફેલાયો છે. જ્યાંજ્યાં ઊંચનીચભાવને સ્થાન છે ત્યાંત્યાં અસ્પૃશ્યતાનો રોગ ફાટી નીકળવાનો જ. આપણે ત્યાં એણે ધર્મની ઓથ લીધી; બીજે ઠેકાણે એને બીજી જાતનું પોષણ મળ્યું હોય પણ એ રોગ આજે તો જગદ્વ્યાપી છે.

ભંગીકોમની હાડમારીની એક વિગત ઉપર કથાકારે ઝાઝો પ્રકાશ પાડયો નથી. કૃષ્ણપ્રસાદનો વર્ગ કેટલો વિકરાળ થઇ શકે છે એનો ચિતાર જો એ આપવા માગત તો એની કસાયલી કલમ પણ થાકી જાત. સારા ઘરના, ઉચ્ચ સંસ્કારી લોકો જો ખરેખર સમાજ-સેવા કરવા માગતા હોય તો એમણે મ્યુનિસિપાલિટીમાંથી કૃષ્ણ-પ્રસાદોને કાઢી જ નાંખવા જોઇએ. જેલમાં જઇને ધર્મ ઉપર વ્યાખ્યાન આપવાં, જે. પી. થઇને લોકોના કજિયાનો ફેંસલો આણવો, દવાખાનાંઓ ખોલીને મફતની દવા આપવી, ગરીબોને

કાયદાની મફતની સલાહ આપવી, નિરક્ષરોને એમનાં કાગળ અને અરજીઓ લખી આપવા, વગેરે નાનાં મોટાં કામો કરવાનું આપણને સૂઝે છે, એની સાથે જો કેટલાક લોકો કૃષ્ણપ્રસાદની બદી દૂર કરવા માટે સમાજસેવકોનો 'પુરાતન' વર્ગ જો સ્થાપી શકે તો આપણે ભંગીકોમનો સાચો ઉદ્ધાર કરી શકીશું. ભંગીકોમને પૈસેટકે સુખી કરવી એ કામ સરવાળે એટલું કઠણ નથી. ભંગીની સેવા એટલી બધી નક્કર અને ઉપયોગી છે કે એને પૂરતો પગાર આપવો અને રહેવા કરવાની સુધરેલી સગવડો આપવી એ સમાજને સહેજે પોસાય એવું છે. મુંબઇના એક પ્રખ્યાત શહેરી શ્રી. હીરાલાલ અમૃતલાલે મુંબઇ કૉર્પોરેશન પાસેથી કામે ચઢવાનો પોશાક આપવાની સગવડ કરી જ છે. કામ પૂરું થાય કે તરત નાહીને કપડાં બદલવાની સગવડ અને ફરજ ઊભી કરતાં બહુ મુશ્કેલી આવવાની નથી. પણ ભંગી-કોમને સ્વમાન અને શિયળ સાચવવાની સગવડ અને શક્તિ આપી દેવી એ સૌથી મોટું કામ છે. એને માટે પ્રવીણચંદ્ર અને પુરાતન જેવા લોકો જ મ્યુનિસિપાલિટીમાં પ્રવેશ કરી કંઇક કરી શકે તેમ છે.

નવલકથાની પ્રસ્તાવનામાં આવી યોજનાઓ આપવી અને ચર્ચવી અસ્થાને ગણાય પણ જ્યાં આખી નવલકથા સમાજસેવાના ઉચ્ચ આદર્શથી અને સ્પષ્ટ હેતુથી લખેલી છે ત્યાં બેચાર આવા શબ્દો ઉમેરવા એ અજુગતું નથી.

ગાંધીજીએ અનેકવાર કહ્યું છે કે હરિજન, મજૂરો વગેરે દબાયલા વર્ગને આપણે આપણાં રાજકીય સોગઠાં ન બનાવીએ. એમને જ્યાંથી પહોંચાડી શકાય ત્યાંથી મદદ પહોંચાડવી જોઈએ. એમનામાં જાગ્રતિ આવશે ત્યારે તેઓ પોતાની મેળે પોતાનું હિતઅહિત સમજતા થશે અને દેશસેવામાં પોતાનું સ્થાન સ્વાભાવિકતાથી ગ્રહણ કરશે.

મને એકવાર એક સનાતનીએ પૂછ્યું હતું કે 'અસ્પૃશ્યતા જડમૂળથી ઊખડી ગઇ છે એમ તમે ક્યારે માનશો?' મારા મોઢામાંથી

તરત જવાબ નીકળી ગયો કે, જ્યારે પોતાની યોગ્યતાને કારણે કોઈ હરિજન શંકરાચાર્યની ગાદીએ આવશે અને લોકો એને સ્વાભાવિકપણે વધાવી લેશે ત્યારે!' ચુસ્ત સનાતની પ્રાશ્નિક માટે એ જવાબ સ્વાભાવિક હતો જો કે આકરો તો ખરો જ. પણ શંકરાચાર્યની ગાદીમાં હિંદુસમાજનું શુદ્ધિકામ કે સંગઠન કરવાની શક્તિ રહેલી છે કે કેમ એ જ એક મોટો સવાલ છે. ધર્મસંસ્કરણ અને ધર્મ-જાગ્રતિના કામમાં સમાજ શંકરાચાર્યની ગાદી પાસેથી કશી જ આશા રાખતો નથી. એ જ બતાવે છે કે લોકોને એ સંસ્થા પાસેથી કેટલી આશા રહેલી છે. આપણી કેટલીક સંસ્થાઓનું જીવનમૂલ્ય નષ્ટ થયા પછી પણ એનું મ્યુઝીયમમૂલ્ય રહી જાય છે. એ દૃષ્ટિએ જ એ સંસ્થા તરફ હવે જોવાનું છે.

હું તો એમ જ માનું છું કે જે દિવસે ભંગી આદિ હરિજન લોકો પોતાની કોમની હાડમારી દૂર કરી આખા રાષ્ટ્રના સવાલોનો ઉકેલ આણવામાં પોતાનો ફાળો આપવાની પોતાની જવાબદારી સ્વીકારી લેશે, અને પાર પાડશે, ત્યારે જ અસ્પૃશ્યતાનિવારણ થઇ ગયું એમ આપણે માની શકીશું.

આપણી રાષ્ટ્રીય હિલચાલના પ્રારંભમાં ઈંગ્લાંડના લીબરલ પક્ષના આગેવાનો આપણને કહેતા હતા કે, ' ભાઇઓ, તમે ચિડાઈ નહિ જતા. ઈંગ્લાંડના લોકોની સદ્બુદ્ધિ ઉપર વિશ્વાસ રાખો. તેમને તમારી સ્થિતિનું ભાન થશે ત્યારે તેઓ તમને ન્યાય આપ્યા વગર રહેવાના નથી. અમારી મહેનતથી તમારાં દુઃખ દૂર થશે જ એટલો વિશ્વાસ રાખો. ઈંગ્લેંડ સામે લડવાની તમારી શક્તિ પણ નથી એ વસ્તુ તમારે ભૂલવી ન ઘટે. '

આજે આપણે હરિજનસેવકો પણ હરિજનોને એ જ રીતે કહીએ છીએ કે, ' હિંદુધર્મ અનુદાર નથી. લોકોને સાચા ધર્મનું ભાન થશે, સંગઠનનું મહત્ત્વ સમજાશે, એટલે અસ્પૃશ્યતાનિવારણ

સવર્ણની મહેનતથી જ થવાનું છે. તમે તમારી બધી શક્તિ પોતાનો આંતરિક સુધારો કરવામાં જ વાપરો એટલે બસ છે.'

એવી શીખામણ સાંભળીને જો આકરા હરિજન આગેવાનો ચિડાય અને એમનું સ્વમાન હણાય તો તેમાં આશ્ચર્ય નથી. તેઓ કહેશે કે, 'સ્વાવલંબન વગર અને બડત વગર કોને સારા દિવસો જોવાને મળ્યા છે કે અમે તમારા ઉપર આધાર રાખીને નચિંત થઈશું? તમે કરો છો તેની અમને કદર જરૂર છે, પણ તેટલાથી અમારું દળદર ફીટવાનું નથી. ગાંધીજીએ જે સત્યાગ્રહનો રસ્તો બતાવ્યો છે તે અમારે માટે નથી એમ એમણે પણ કહ્યું નથી.'

આવી દલીલનો જવાબ આપવાપણું હોય નહિ. આપણે ફક્ત મનમાં સમજી લેવાનું છે કે વિલાયતના લીબરલો જેમ પરદેશી છે, અને આપણાથી જુદા સ્વાર્થથી સંકળાયલા છે, તેવી હરિજનોની સ્થિતિ નથી. હરિજનો, હરિજનસેવકો અને ચુસ્ત સનાતનીઓ, એક જ સમાજના અવયવો છે. એક જ જીગરના ટુકડાઓ છે. અને રાજદ્વારી દૃષ્ટિએ એક જ વહાણમાં બેઠેલા યાત્રીઓ છે. ડૂબીશું તો સાથે ડૂબીશું, તરીશું તો સાથે તરીશું.

અને આપણે એ પણ ધ્યાનમાં રાખવું ઘટે છે કે હરિજનો જાગ્રત થાય તે પહેલાં જ આપણે સવર્ણોને જાગ્રત કરવા છે. અને હરિજનો ચિડાય અને સામા થઈને વીફરે તે પહેલાં જ એમને પૂર્ણપણે અપનાવવા છે. અને એમની અસ્પૃશ્યતા કાઢી નાખી એમને હિંદુસમાજમાં માનભર્યું સ્થાન આપવું છે. એટલું પ્રાયશ્ચિત આપણો સમાજ વખતસર કરી શકે એ હેતુથી જ પ્રસ્તુત નવલકથા લખાયલી છે. સાહિત્યની દૃષ્ટિએ તેમ જ સમાજસેવાની દૃષ્ટિએ એ સફળ થાઓ એ જ પ્રાર્થના.

વર્ધા

તા. ૬–૩–૪૧ काका कालेलकर

# અનુક્રમ.


૧ મંગળપુરને માર્ગે
૨ મામાને ઘેર
૩ ઘરાકમાં
૪ ભયંકર સ્વપ્ન
૫ હીરાની સમજણ
૬ તારમાસ્તર શાંતિપ્રસાદ
૭ શશીકુમારના પ્રયાસ
૮ ગોપાળની મૂંઝવણ
૯ રંગમાં ભંગ
૧૦ હડતાળની અસર
૧૧ સફાઇકામ
૧૨ સમાધાન
૧૩ ક્રાંતિકારી યોજના
૧૪ ખળભળાટ
૧૫ વીસમી સદીનો મહાન સુધારો
૧૬ એક ડગલું આગળ
૧૭ ગોપાળની મદદમાં
૧૮ હીરાએ વાતનો તાળો મેળવ્યો
૧૯ દેવેન્દ્ર અને તેની માસી
૨૦ "મારા રાજમાંથી સરકારી થાણું કઢાવી નાખું—"
૨૧ તપાસ
૨૨ રાજીનામું
૨૩ ઠંડું પણ રસમય કાર્ય
૨૪ મેવાસાના અનુભવ
૨૫ મકાન અને મંડળી
૨૬ અડદનાં પૂતળાં
૨૭ 'ભગવાન તમારું ભલું કરશે'
૨૮ ભૂતિયો મરેલ
૨૯ હૃદયપ્રવેશ
૩૦ છેલ્લી સલામ
૩૧ અરુણોદય
૩૨ ખોળિયું બદલાયું

૧

# મંગળપુરને માર્ગે

દરિયા કિનારે મેવાસા ગામ. ગામને છેડે વસ્તીથી સહેજ દૂર ચાર ઝૂંપડાંનો ભંગીવાસ; વાસમાં રાજો ભંગી સુખી ગણાતો હતો. રાજો સફેદ દાઢી રાખતો, શરીરનો બાંધો એવડો હતો. દેખાવે સંધી જેવો લાગતો. ગામમાં આબરૂ સારી હતી. વેપારી પાસેથી વીસ પચીસ રૂપિયા હાથઉછીના જોઈતા હોય તો રાજાને મળતા.

લગનગાળામાં રાજો ઢોલ વગાડતો, લાણી ટાણામાં રાજાનું આખું કુટુંબ મજૂરીએ જતું, અને વચલા દિવસોમાં રાજો ટોપલા સાવરણા બનાવતો. પાંચસાત ગાઉ દૂર બાટવેથી વાંસડા લઈ આવી, તેમાંથી રાજો સુંદર ટોપલા બનાવતો, અને નાળીએરીના છાલાના મજબૂત સાવરણા બનાવતો. મેવાસાના સાવરણા આજુબાજુમાં વખણાતા હતા.

રાજાની વહુ રાણી પણ કામગરી અને કહ્યાગરી હતી. બન્ને માણસ વચ્ચે સંપ સારો હતો. પરણ્યાં અઢારેક વરસ થયાં પણ રાજાએ રાણી ઉપર હાથ ઉપાડ્યો નહોતો અને રાણીએ રાજાને ગાળ દીધી હોય એવું કોઈએ સાંભળ્યું નહોતું.

રાજાને બે દીકરા અને ત્રણ દીકરીઓ હતી. મોટો છોકરો ગોવો પંદર-સોળ વરસનો હતો. એ માબાપને કામકાજમાં મદદ કરતો.

પણ જેનું સુખ પાડોશીઓથી સંખાતું નથી, તેનું સુખ વિધાતા ઝૂંટવી લે છે. એકવાર બાટવેથી મોડી રાતે રાજો વાંસડા લઈને આવ્યો ત્યારે શરીરમાં તાવ ભર્યો હતો. અંગેઅંગ ફાટતાં હતાં. આવીને ખાટલો ઢાળ્યો. કોઈને કશી ગમ પડે નહિ. મોં પૂરું ફાટે નહિ, અને પાછળથી ડોક ઝલાઈ ગઈ. આંચકી આવે ત્યારે આમળો લઈને હાથ એક ઊંચો થઈ જાય. વૈદામાં જાણુવાવાળા એક બે જણ જોઈ ગયા. ભુવો ધૂણાવ્યો. લોબાનનો ધૂપ દીધો. પણ કંઈ ફેર પડ્યો નહિ. ઊલટો વધારો જણાયો.

બીજે દિવસે સગાંવહાલાં નજીકને ગામેથી દોડ્યાં આવ્યાં. જેને જે સૂઝ્યું તે ઉપાય બતાવ્યા. રાણીએ તે કર્યા. પણ કશી કારી ફાવી નહિ, ત્રીજે દિવસે રાજાનો પ્રાણપંખી ઊડી ગયો. ગામમાં અરેરાટી ફેલાઈ ગઈ. શેઠે અને પટેલે સુદ્ધાં રાણીને મોંએ ખરખરો કર્યો.

ઘરમાં બે રૂપાનાં ઘરેણાં હતાં તે વેચીને રાણીએ કારજ કર્યું, ને સગાંવહાલાંને સંતોષ્યાં.

ચાર છ માસ તો રાણીએ આડુંઅવળું કરીને ખેંચી કાઢ્યા. પણ પછી પાંચ જણનાં પેટ ભરવાના વખા પડવા લાગ્યા.

એકવાર રાતે શેઠને ઘેરથી વાળુ માગી લાવીને રાણીએ છોકરાંને પીરસ્યું. ગોવો કસાણું મોં કરી બેસી રહ્યો.

'કેમ ખાતો નથી, ગોવલા?' રાણીએ પૂછ્યું.

'મા, આમ ક્યાં સુધી હાલશે?'

'તયેં શું કરીએ દીકરા ?'

'હાલોને મંગળપુર જઈએ. ત્યાં કાંક ધંધો જડી રહેશે. મામાને કહેશું તે મારું નામ મનિસપાલટીમાં નોંધાવી દેશે.'

'ત્યાં તો ઉપરા ઉપર પડે છ. નોકરી ખાલી ક્યાં રહેવા દે છે ? અને એમ પારકે ઘેર જઈને પડવું મને નો ગમે.'

'મામાનું ઘર પારકું કહેવાય ?' ડાહ્યો દીકરો બીતો બીતો બોલ્યો.

'મામો ભોળીઓ બાદશા છે, પણ મામી રાંડ કભારજા છે. આપણે જઈએ એટલે ત્રીજે દિ તોફાન ઊભું કરે.'

'તો મને એકલાને જવા દે. હું કામધંધો કરીને તમને ખરચી મોકલીશ' ગોવાની આંખમાં તેજ આવ્યું.

'ના, ના, એમ એકલાં નો જવાય' રાણીએ કહ્યું.

મા દીકરો વાળુ કરતાં વાતો કર્યે જતાં હતાં, એવામાં પુંજો-ભાઈ આવ્યા. એ રાજાના કાકાના દીકરાભાઈ થતા હતા.

'કાં ગોવલા, શું કરો છો ?' દાખલ થતાં પુંજાએ પૂછ્યું. રાણીએ લાજ કાઢી. ગોવાએ જવાબ દીધો. 'આવો પુંજા બાપા, વાળુ કરીએ છીએ.'

'શેનું વાળુ કરો છો ?'

'આ શેઠને ઘેરથી મારી મા માગી લાવી છે.'

'સારું સારું દીકરા' કરીને પુંજાભાઈ બેઠા. બીડી સળગાવી.

વાસનાં ચાર ઘરમાં પુંજો ભંગી જરા ઠીક હતો. રાજો ગયા પછી ખબર અંતર પૂછતો. રાણીએ આઘું ઓઢીને પુંજાને કહ્યું: 'આ ગોવલો કહે છે, મંગળપુર જાઉં ને ધંધો કરું.'

'હા' બીડીની ફુંક લઈને પુંજો બોલ્યો. 'જતો હોય તો સુધું સારું, અહીં સૌની હારે માગ્યાનો રોટલો ખાઈને ભૂખ્યે મરવા કરતાં ત્યાં શે'ર ગામમાં પાંચ પૈસા કમાશે.'

'એનો મામો છે એટલે હરકત તો નહિ આવે' રાણીએ કહ્યું.

'હા, હા, ભલે જાય. તમનેય ચાર કાવડીઆં મોકલશે.'

'પણ મને એના વના નો ગમે.'

'એ તો વહુ, સમાનાં માર્યાં ગમાડવું જોવે. અને તમારે ભગવાનનાં દીધેલાં બીજા ચાર વીયાં છે. એની સંભાળ રાખજો. ગોવો મર જતો.'

'અને પુંજાબાપા,' હરખાઈ જઈને ગોવો બોલ્યો 'હું પાછો પાંચ પંદર દિવસે આવતો જતો રહીશ.'

'હા, હા, એમાં કશી હરકત નહિ' પુંજાભાઈએ કહ્યું.

'હેં મા, ગોવલો મંગળપુર જાશે?' નાના મેઘાએ પૂછ્યું.

'હજી વાતું થાય છે. સૂઈ જા તું તારે'

'તો અમેય જાશું મા.'

'ચ્યાં હવે. મર છાનોમાનો; સૂઈ જા માથે ઓઢીને. કાંઈક સારી વાત થતી હોય ત્યાં વચ્ચે અપશુકન કરાવ છ.' ટાપલી મારીને મેઘાને માથે ગોદડી ઓઢાડી દીધી. થોડીવાર બેસીને પુંજો ઊઠયો. શહેરમાં હોશિયારીથી રહેવાની ભલામણ કરીને ગયો.

રાતે ગોવાને મંગળપુરનાં સ્વપ્નાં આવ્યાં કર્યાં. વહેલો અંધારામાં ઊઠયો. કપડાં પહેરી, મોં ધોઈ, તૈયાર થયો. નાનાં ભાંડુને ઊંઘતાં મૂકીને, માના આશીર્વાદ લઈ ગોવો મંગળપુરને માર્ગે ચાલી નીકળ્યો.

આંસુભરી આંખે રાણી કેટલીવાર અંધારે ઉજાસ મારતાં ગોવાનાં લુગડાં દેખાયાં ત્યાં સુધી જોઈ રહી.

૨

# મામાને ઘેર

ગામનાં ઝાડ દેખાયાં ત્યાં સુધી ગોવાએ પાછું વાળીને જોયા કર્યું. પછી મન કઠણ કરીને ચાલી નીકળ્યો. ગાડાવાટ મૂકીને દરિયાકિનારે પગકેડીએ ચાલ્યો. સૂર્યના વધતા જતા તાપમાં રેતીની પાળ તપવા લાગી હતી. પથ્થરની ભાડમાં કંટાળો આપે તેવા કાંટાળા થોર ચોમેર ઊગી નીકળ્યા હતા. જાણીતો પણ ભૂલો પડી જાય તેવી કેડી હતી.

જૂના બૂટ, નવી ચોરણી, જૂનું ખમીસ, ઉપર નવું જાકીટ, માથે લાલ પાઘડી, ફાટલાં, મેલાં, બીજી જોડ કપડાં પોટકીમાં બાંધ્યાં હતાં. રાણીએ પરાણે અર્ધો રોટલો સાથે બંધાવ્યો હતો. એક હાથમાં પાતળી બોરડીની લાકડી અને બીજા હાથમાં પોટલી, ગોવો વિચાર કરતો ચાલ્યો જતો હતો.

'મંગળપુરમાં ખરો ટેસ પડશે. નવી નોકરી નહિ જડે ત્યાં સુધી મામાને બદલે હું કામે જઈશ. હું ને લાખલો બે થઈએ તો ઝપેટામાં બે મહોલ્લા વાળી નાંખીએ અને પાંચ સાત ઘરાક પતાવી લઈએ. ઘરાકમાંથી ખાવાનું લેવા ય અમે જશું. મામીને

એટલો પોરો. મારી ઉપર મામીને કેટલું હેત છે? તો ય મારી મા એને બચારીને ગાળો દે છે.'

'આઠ વાગ્યા પહેલાં કામ પતાવી લેવાનું. પછી ચોકમાં બેસીને ચા પાણી પીવાનાં. બીડી પીતા જઇં ને તાવડી વાજું સાંભળતા જાંઈ. કોઈવાર લાખલા સાથે સીનેમા જોવા જાશું. મહાજનની થડોથડ બેસવાનું. કોઈનામ નો લે. ખરો ટેસ પડવાનો મંગળપુરમાં' વિચારમાં ને વિચારમાં ઉતાવળો ચાલ્યો જાય છે.

અર્ધોક પંથ કાપ્યો ત્યાં એક વાવ આવી. વાવ ઉપર પગ પાવડી મૂકેલી હતી. એક રબારી ઘેટાં પાતો હતો. નાનકડો વડલો હતો. દરિયાઈ પવને એક બાજુ થઈ ગયેલો. ગોવો છાંયામાં બેઠો, પાઘડી ઉતારી, પોટલી ને લાકડી મૂકી, પહેરણની બાંયો ચડાવીને વાવ પાસે આવ્યો.

'રામ રામ.'

'રામ રામ, કેવો છો?' રબારીએ ઝીણી આંખ કરી પૂછયું.

'ભંગીયો છું, પાણી આલશો ને?'

'પછવાડે અવેડી ભરી છે, જો તો ખરો, ધોડયો આવ છ તે.'

ગોવાએ પાછળ જોયું. 'મને ખબર નહિ, અજાણ્યો છું.'

લીલ જામી ગયેલું, ઢોરે પીધેલું પાણી અવેડીમાં ભર્યું હતું. રબારી પોતાનાં વહાલાં ઘેટાંને રેંટની બાજુની કુંડીમાં નિર્મળ નીર પાતો હતો. ગોવાએ હાથથી લીલ અને કચરો આઘાં કરીને એ છાબવાંથી મોં ધોયું. કોગળા કર્યા. જઈ ને પોટલી છોડી. રોટલો ખાવા બેસે છે ત્યાં રબારીની બૂમ સંભળાઈ:

'એલા તારું મોત આવ્યું છે. હમણાં મારે ન્યાં રોટલા ખાવા બેસવું છે. માથે ડાળ ઉપર મારું ભાત પડ્યું છે. ઊઠ ન્યાંથી, ઓલી-કોર બેસ જઈને' રબારી રેંટ મૂકી નીચે આવ્યો. પોટલી લઈને ગોવો ઊભો થઈ ગયો. પાઘડી ને લાકડી બગલમાં રાખી, જરાક છેટે તડકામાં સૂરજ તરફ પીઠ કરીને બેઠો. સલામ ભરીને કરગર્યો 'ભાઈશા'બ, બાપુ, મને શી ખબર તમારા રોટલા હશે. હું અજાણ્યો છું.'

ઝટપટ ખાઈ લીધું. લૂખો રોટલો ગળે ઉતારતાં મનમાં બબડ્યો 'મંગળપુરમાં મજાનાં દાળ, ભાત, શાક, ગોસ્ત, મચ્છી, ભાતભાતનું ખાવાનું જડશે. મામાનાં ઘરાક પૈસાવાળાં છે. મામી બે પાટીઓ ભરીને લઈ આવે છે. ખાનાર ત્યારે ચાર જણ. આપણે તો હવે મેવાસે પાછા જવું જ નથી. માને મહિને દહાડે ખરચી મોકલ્યા કરશું.'

રબારીની ધાકે પાણી પીધા વગર હાથ ખંખેરીને ચાલી નીકળ્યો.

મંગળપુર નજીક આવ્યું ત્યાં એકદમ દેખાવ બદલી ગયો. લીલીકુંઝાર વાડીઓ આવી, દૂર દૂર નાળીએરીનાં ઝુંડમાં બંગલા ડોકીયાં કરવા લાગ્યા. નાનકડા રેંટના મીઠા ગુંજારવ સંભળાવા માંડયા.

મંગળપુર નાનકડું રજવાડું હતું. રાજા મંગળસિંહ દયાળુ અને ભલો મનાતો હતો. વયોવૃદ્ધ અને ધર્મિષ્ઠ હતો. સાહસિક વેપારી-ઓએ પરદેશ ખેડી મંગળપુરમાં લખલૂટ ધન એકઠું કર્યું હતું. દરિયા કિનારે ત્રણ ત્રણ માળની સુશોભિત ઝરુખાવાળી હવેલીઓ તેની સાક્ષી પૂરતી હતી. કેળ, પપૈયા, નાળીએરી અને બીજાં ફળઝાડથી લચી પડતા સુંદર બગીચાઓથી આખો પ્રદેશ લીલોછમ જણાતો હતો.

વૈષ્ણવની હવેલી, જૈન દેરાસર, મહાદેવની જગ્યા, મોતી મસ્જીદ, હોસ્પીટલ, હાઈસ્કુલ, છાત્રાલયો, વગેરેનાં ભભકાદાર આલેશાન મકાનો મંગળપુરની સમૃદ્ધિનો ખ્યાલ આપતાં હતાં. દેખાવડા રાજમાર્ગ પ્રવાસીઓનાં મન હરતા હતા.

મોટે દરવાજે થઈને ગોવો સીધો બજારમાં ગયો. બપોરના બારનો સુમાર હતો. સૌ ચોકમાં મળશે એવી ગોવાની ધારણા હતી. તે મુજબ મોટા ચોકમાં સાવરણા સુંડલા લઈને ભંગીલોક ટોળે વળીને બેઠા હતા. ગોવાએ નજર કરી તો ભીંત પાસે એનો હીરો મામો ને હીરુ મામી બેઠાં હતાં. બે ય જણ હસીને કંઈક વાત કરી રહ્યાં હતાં.

હીરાની મોટી મૂછો, નિર્દોષ મોટી આંખો, ઘંટીચોબા જેવો શાળીઆળો, ભરાવદાર ચહેરો, ઘેરી લીલી પાઘડીમાં શોભતો હતો. અને હીરુનો ભાતીગળ ઘેરદાર ચણીયો, નવી ઓઢણી, સોનાની રેખવાળા રંગેલ દાંત જુદી ભાત પાડતા હતા.

વાત કરતાં હીરુની નજર ગોવા ઉપર પડી. હાથ લાંબો કરી હીરાને કહ્યું ' લે, ગોવલો આવ્યો. ' હીરુ ઊભી થઈને ચાર ડગલાં સામી આવી. ગોવો શરમથી નીચું જોઈ પાસે ઊભો રહ્યો. માથે હાથ મૂકી બચી ભરી. હાથ પકડીને હીરા પાસે લઈ ગઈ. હીરાએ નીચે બેસાડી, માથે હાથ મૂકી ખબર પૂછ્યા. 'કેમ એકલો ગોવલા?'

' માને કહીને આવ્યો છું. '

' એમ કે? લાખલા, જો આ કોણ આવ્યું? ઊઠ ઝટ એક કટીંગ લઈ આવ. '

લાખો ગોવા સામે હસીને સામી હોટલમાં ગયો. સીગારેટના ખાલી ડબ્બામાં ચા લઈ આવ્યો. ચા પીતાં પીતાં ગોવાએ બધા સમાચાર કહ્યા.

'સારું કર્યું આવ્યો તે' હીરુએ વાંસે હાથ ફેરવતાં કહ્યું.

'મા કહે કે તને ત્યાં નહિ ગમે' ગોવો બોલ્યો.

'મા તો છે એવી વેવલી, એના ભાઈ જેવી' કહીને હીરુ હીરા સામે જોઈને હસી. 'લે લાખલા, બેઠો છ શું? એક બીડી લઈ આવ્ય ગોવલા સારું.'

પાન થુંકીને હીરૂએ બીડી સળગાવી. બીજાં બે ચાર ભાઈ બહેનો આવીને ગોવાને ખબર પૂછવા લાગ્યાં. ત્યાં પાછળથી બૂમ પડી.

'એ ઈ, ત્યાં ભેગાં થઈને શી ચોવટ કરો છો? ચાલો જલ્દી હાજરી પૂરાવી લ્યો.'

ગોવાએ ઊંચું જોયું. નવા નકોર બૂટ, ઊજળું દૂધ જેવું પાટલૂન, આસમાની હાફકોટ, માથે રૂંછડાંવાળી કેપ, હાથમાં નેતરની સોટી ચમકાવતો મ્યુનિસિપલ ઈન્સપેક્ટર રોફબંધ ધમકાવવા લાગ્યો.

હીરુ ઊઠવા જતી હતી ત્યાં પાસે આવી સોટી ફટકારી 'ચાલ એઈ, મહારાણી, નાંખી દે બીડી.' ગોવો બીકનો માર્યો બાજુએ હટી ગયો. હીરો મોં ફેરવી કાના પટેલ પાસે જઈ ઊભો રહ્યો. હીરુએ ખોટી રીસ કરતાં કહ્યું 'બીડી તો ધરાર પીશું. તમારાથી દબાઈ નથી જતાં.'

કૃષ્ણપ્રસાદ હંમેશના નિયમ મુજબ, સૌને જેમ ફાવે તેમ ધમકાવી, ગાળો દઈ, સોટીઓના આડાઅવળા સપાટા લગાવી, સામે ઓટલે જઈને બેઠો. સૌની હાજરી વગર પૂછ્યે પૂરી લીધી. પાછળથી બેચાર ગાળો ચોપડાવી બૂમબરાડા પાડતો ચાલ્યો ગયો.

કૃષ્ણપ્રસાદના મિત્રોએ એનું ઉપનામ કાળકાપ્રસાદ પાડ્યું હતું. તે ઘણે અંશે સાર્થ હતું.

'હાલો ગોવલા, હવે ઘેર જઈએ. ભૂખ લાગી હશે અને થાકી ગયો હઈશ' હીરુ ટોપલા ને સાવરણો લેઈ આગળ ચાલી. લાખો ને ગોવો પાછળ ચાલ્યા.

'હું જરા શાકપાંદડું લેતો આવું' કહીને હીરો બજારમાં ચાલ્યો.

શહેરને જમણે પડખે, ગઢની બહાર, સવાસો દોઢસો ઘરનો ભંગીવાસ હતો. ચાર પાંચ ઘર પાકાં પથ્થરનાં વિલાયતી નળીયાંવાળાં હતાં, વીસપચીસ ઘર માટીનાં હતાં અને બાકીનાં પતરાના જૂના ડબા, સાદડાં ને છાણીયાની ભીંતોવાળાં હતા. જ્યાં ત્યાં ખોરડા ઉપર ફાટલી ને ગંધાતી ગોદડીઓ સૂકવેલી હતી. ઘર જેમ ફાવે તેમ બાંધેલાં હતાં. એકેક ઘરમાં પાંચ પાંચ જણ સાથે રહેતાં હતાં. બુઢ્ઢાં માબાપ, જુવાન વહુદીકરા અને દીકરીઓ સૌ સાથે એક ઓરડામાં, ચોમાસે, શિયાળે, ગોંધાઈ રહેતા હતા.

ઊગમણી દિશાએ ગામનું મેલું પાણી ઘસડી લાવતી ઉઘાડી ગટર હતી. આથમણી દિશાએ ચમારવાડાના ઉગ્રાડા કુંડામાંથી માથું ફાડી નાંખે તેવી દુર્ગંધ આવતી હતી. વાસની વચ્ચે કુવો હતો. કુવા ફરતો કીચડ જામ્યો હતો. ચાંચડ, મચ્છર ખદબદતા હતા. ગાય ભેંસનાં છાણમૂતર અને ઘોડાંની લાદથી અસહ્ય દુર્ગંધ ચોમેર ફેલાતી હતી. કુવાકાંઠે ઊભું રહેવાય તેવું ન હતું.

કુવાની સામે જ હીરાનું ઘર હતું. એક ઓરડો ને ઓસરી, ઓસરીમાં નાનો પગથાર બાંધ્યો હતો. ઘરમાં એક નેતરની તૂટેલી ખુરશી, એક જૂની પાટી ભરેલો ખાટલો હતો. ઠામ વાસણ નામનાં હતાં. થાળી, વાટકા, લોટા, તાંસળી, તપેલી ભંગાર લાયક થઈ ગયાં હતાં. એટલા વાસણમાં સૌ સાથે જમી લેતાં હતાં. ઘેર રાંધવાનું એક ટંક રહેતું. તે પણ જેવું તેવું. મુખ્ય ખાણું માગી આણેલમાંથી બનતું. શહેરમાંથી ભરપૂર ખાવાનું મળતું હતું.

સામી ભીંતે રાજા મંગળસિંહ, રણછોડરાય, ટોપીવાળી મઢમ, મર્યા પછીના જમરાજાના મારના દેખાવ, વગેરે સાત આઠ ચિત્રોની છાપો ચોડી ઘરને શણગાર્યું હતું.

વળગણી ઉપર મેલાં ફાટેલાં કપડાં લટકતાં હતાં. ઘરમાં એક પ્રકારની ન સહન થાય તેવી બદબો નવા આવનારને આવતી હતી. મુખ્ય બારણા સિવાય બીજું બારીબારણું હતું નહિ. સાંકડા ઘરમાં બેસવા ઊઠવાની જગ્યા રહે તે માટે બહાર ખોરડાની પાંખે ગોદડીઓ મૂકી હતી.

ગોવો પરસાળમાં આવ્યો એટલે એની મામીએ કહ્યું 'આવ માલીકાર આવ.'

ગોવો ઘરમાં જઈને એક કોર બેઠો. મામીની સાથે વાતે વળગ્યો.

એને મનમાં અનેક કલ્પનાઓ રમી રહી હતી. 'મામી, આપણા ઘરાક કેટલાં છે?'

'છે દસ બાર, પંદર.'

'આજ સાંજે મને લાખો બતાવી દેશે, પછી અમે બન્ને રોજ સાફ કરી આવશું.'

'આજ ને આજ શી ઉતાવળ છે? જજે બે ચાર દિ' કેડે. હમણાં શહેર જો ને મજા કર. લે, આ તારા મામા આવ્યા.'

'કાં ગોવલે કશું ખાધું?'

'ચૂલો સળગાવું છું' હીરુએ રસોઈ આદરી. ગોવાના માનમાં આજ ઘણે દિવસે સૌને હીરુના હાથનાં સેવ ને શાક ખાવા મળ્યાં.

જમીને ગોવો અને લાખો બેઘડી ઓસરીમાં પગથાર પર, આડે પડખે થયા. બપોર નમ્યા ત્યારે શહેરમાં આંટો દેવા ચાલ્યા. સાંજે મોડા મોડા આવ્યા. વાળુ કરીને સીનેમા જોવા ગયા. મધરાતે આવીને સૂતા.

૩

# ધરાકમાં

બગલમાં હાથ સાવરણો, માથે ટોપલો, ટોપલામાં જૂનો ડબો, લાખાની સાથે ગોવો ધરાકમાં ચાલ્યો. શહેરની ઊંડી સાંકડી ગલીમાં થતા એક મોટા જૂનવાણી મકાનની પછીતે પહોંચ્યા. પાયખાનાનું બારણું ઉઘાડ્યું. ખખડાટ સાંભળતાં ઉપરની બારી ખુલી, અવાજ આવ્યો 'કોણ હીરકી?' ગોવાએ ઊંચે જોયું તો ગોળ મટોળ ચહેરો, ધાટી મૂછો, કપાળમાં તિલક, ગળામાં કંઠી, સોનાની સાંકળી; બાજુની ભીંતે પાનની પીચકારી મારીને શેઠે બૂમ મારી; 'કોણ હીરકી?'

ગોવો કશું બોલ્યો નહિ પણ લાખે મેલાનો ડબો બહાર ખેંચીને જવાબ દીધો 'આજ મારી મા આવી નથી.'

'એને શા ધા વાગે છે તે એકાંતરા આવતી નથી. બરાબર સાફ કરજે નહિતર પછી બીજાને બદલવો પડશે' આંખ કાઢીને શેઠ તાડૂકયા. જોરથી બારી બંધ કરી દીધી.

ગોવો સાંભળી રહ્યો. લાખે મેલું પોતાના ડબામાં ઠાલવ્યું, સખ્ત દુર્ગંધ આવતાં ગોવે ફેંટાનો છેડો નાકે દબાવ્યો.

'લે ચડાવ ગોવલા' ગોવે ટેકો કર્યો. મનમાં બબડ્યો 'માથું ફાટી જાય એવી ગંધ મારે છે.' લાખાને પૂછ્યું 'આ કોનું ઘર?'

'મોટા શેઠનું. બહુ માયાવાળા છે. એમના એક ઘરનું ભાણું આવે એટલે સૌ ધરાઈ રઈં.'

ગોવાને શેઠનું મોં ન ગમ્યું. તે બોલવા જતો હતો તેવામાં લાખાએ કહ્યું 'ગોવલા, જરાક સાવરણો ફેરવીને ડબો મૂકી દે જોઉં. બરાબર મૂકજે.' ગોવો સાવરણો ફેરવીને બહાર આવ્યો. ન કળાય એવી ગભરામણ થવા લાગી. ઝટપટ ટોપલો સાવરણો લઈ ચાલ્યો.

ત્રણ ચાર પાયખાનાં કાઢી શહેર બહાર નીકળ્યા. લાખે કહ્યું 'તું ઓલ્યા સામા બંગલા પાસે ઊભો રહે. હું આ દરિયે ઠલવી આવું'

લાખો ગાતો ગાતો, ખીસામાંથી શીંગ કાઢીને ખાતો ખાતો લહેરથી દરિયે ચાલ્યો.

ગોવો વિચારમાં પડ્યો. 'આવાં દસબાર પાયખાનાં કાઢવાનાં. દરિયે જઈ ઠલવી આવવાનાં. બીજાં ઘર કોણ જાણે કેટલાં દૂર હશે. આ કરતાં મેવાસામાં ભૂખ્યે મરતા સારા હતા. આમાં તો આઠ દિવસમાં માંદા પડીને મરી જવાશે. પણ લાખાને કેમ કાંઈ થતું નહિ હોય? જાણે માથે સુગંધી ફૂલનો ટોપલો હોય તેમ ગાતો જાય છે ને ખાતો જાય છે. એને સદી ગયું. તો મનેય સદી જશે. કાંઈ કામ કર્યા વિના ચાલશે? માને ખરચી તો મોકલવી જ પડશે ને? હું અહીં ટેસ મારું ને ઈ બચારાં ત્યાં ભૂખે મરે એવું કંઈ થાય?' ગોવે મન મજબૂત કર્યું.

બીજાં બે ચાર પાયખાનાં કાઢી ઘેર ગયા. જમી આરામ કરી પાછા ચાર વાગે શહેરમાં નીકળ્યા.

મોટા ચોકમાંથી સામે એક શેરી મૂકીને બીજીમાં જતાં વચલા રસ્તા પર એક ડેલીબંધ મકાન આવ્યું. આગળ આંગણું હતું. આંગણામાં એક છેડે પાયખાનું હતું. નાની નવેળીમાં થઈ ગોવો પછવાડે કાઢવા ગયો. લાખો બહાર રસ્તા પર ઊભો રહ્યો.

રસ્તા પર પડતા એક ખંડમાં બેચાર ખુરશીઓ, બાંકડા વગેરે ગોઠવ્યાં હતાં. પુસ્તકોના મોટા કબાટ ભર્યા હતા. કોર્ટમાંથી આવીને ઊભા ઊભા વકીલ નરોત્તમદાસ કેસનાં કાગળીયાં સરખાં કરતા હતા. મોટા ટેબલ પર કાગળના થોકડા પડયા હતા. બાજુ પર ખાદીનો ફેંટો મૂકયો, ખુરશી નજીક ખેંચી બેઠા. સોનેરી ફ્રેઇમનાં ચશ્માં, ટાલીયું માથું, ઊંચું કપાળ વકીલની બુદ્ધિ દર્શાવતાં હતાં. મલમલ જેવી આછી ખાદીનું બાંડીયું પહેર્યું હતું. પાછળ ખીંટીએ લટકાવેલા લાંબા કોટનાં સોનેરી બટન, જાડી ખાદી સામે હસી રહ્યાં હતાં.

વકીલ સામે જોઇને લાખો બારણા આગળ ઊભો રહ્યો. ઊંચું જુએ તો સલામ કરવા હાથને હૂકમ આપી રાખ્યો. પણ વકીલ કોઈ ઊંડા વિચારમાં હતા. દસ પંદર મિનિટ ચાલી ગઈ.

ગોવાએ નવેળીમાંથી બૂમ મારી ' લાખલા, ચડાવતો '

વકીલે ઊંચે જોયું. લાખે ગોવાનું વેણુ કાન બહાર રાખી સાહેબને સલામ ભરી. સાહેબે માથું નમાવ્યું. સહેજ મોં મરકાવીને પૂછ્યું:

' કેમ લાખા, બીજું કોણ છે સાથે ? '

'સા'બ ગોવલો છે. મારી ફુઇનો દીકરો. '

ફરીથી ગોવાનો અવાજ આવ્યો. નરોત્તમદાસે ખીજાઈને કહ્યું ' તે આમ બૂમો કેમ પાડે છે ? '

'શા'બ ગામડાના માણસના સાદ નરવા હોય.'

'કહે કે અવાજ ન કરે. અને તારા બાપને કહેજે કે કાલ સવારે દસ વાગે મારે મોઢે આવી જાય.'

'સારું શા'બ કહી દઈશ. શું કામ છે એમ પૂછે તો?'

'તો કહેજે મ્યુનિસિપાલિટિના પગાર બાબત બોલાવેલ છે.'

એટલામાં ગોવાની ત્રીજી બૂમ આવી. લાખો દોડીને ગયો. ગોવાને ધમકાવ્યો 'તું તે માણુસ છો કે ઢોર? શા'બ હારે વાતું કરતા હઈ ત્યાં રાડો પાડ છ? શા'બ કેટલા ખીજાઈ ગયા? શહેરમાં એમ બૂમો નો પડાય. આ તો ઠીક છે આપણા ઓળખાણવાળા છે નહિતર......'

'પણ મને શી ખબર?' ગોવો રાંકડું મોં કરીને બોલ્યો. 'કયાંના શા'બ છે?'

'અહીંના વકીલશા'બ. આપણા ઉપર બઉ રેમ રાખે છે. આપણો હરિજનનો સંઘ કર્યો છે એના પરમુખ છે. બાપાને કાલ મળવા બોલાવ્યા છે. વાર તહેવારે કપડાં રોકડા પૈસા એમને એમ આપ્યા કરે છે'

ગોવાને માથે ડબો ચડાવ્યો. ગોવે રસ્તે જતાં ત્રાંસી નજરે નરોત્તમદાસ સામે જોયું. વકીલે પણ ગોવાને નીરખી લીધો. મનમાં બબડયા 'અસ્સલ ગામડીઓ છે. માળાનું શરીર મજાનું છે. આ લોકોને ખાવાપીવાનું સુખ છે. વણકર કરતાં પૈસેટકે સુખી છે. પગાર પણ સારા મળે છે. એ લોકોને તૈયાર ખાવાનું કેટલું મળે છે. પગાર તો લગભગ પગ્નો રહે. નકામી બૂમો મારે છે. કાલે હીરેકો આવે એટલે જરા ધમકાવવો પડશે. જેના તેના ચડાવ્યા ચડશે તો ખુવાર થઈ જશે. સાલી જાત જ એવી છે કે કોઈની ન થાય.'

બન્ને છોકરાંનાં લાંબાં છોગાં દેખાતાં બંધ થયાં ત્યાં સુધી વકીલ નરોત્તમદાસ વિચાર કરતા રહ્યા.

લાખો ને ગોવો થોડું ચાલી, એક ખાંચામાં થઇ મોટા રસ્તા ઉપર આવ્યા. ત્રણ માળની મેડી આગળ અટક્યા 'ગોવલા, તું જાય કે હું જાઉં ?'

'હું જઇશ.'

'સામી ગલીમાં થઈને પાછળ જવાય છે.'

ગોવો પાછળ ગયો. ભેજ, મચ્છર, માખીઓ, દુર્ગંધે માથું ચઢ્યું હતું. પણ પહેલે જ દિવસે હારી ખાય એવો ગોવો ન હતો. બાટવે વાંસડા ન મળે તો ઠેઠ જુનાગઢ જઈને ય લઇને ઘેર આવે, એવા દૃઢનિશ્ચયી બાપનો એ દીકરો હતો. એની નજર સામે પોતાની વહાલી મા અને નાનાં ભાંડુઓ તરતાં હતાં. સૌને સુખી કરવાની અનેક કલ્પનાઓ એના નાના મગજમાં આવ્યા કરતી હતી.

સફાઈ કરીને ગોવાએ લાખાને બે ત્રણ સાદ કર્યા. પણ લાખો આવ્યો નહિ. ગોવો ધીમેથી સાદ કરતો હતો. શહેરમાં મોટેથી સાદ ન કરવાની શિખામણ એને ખરી લાગી હતી. ડબો અને સાવરણો પાયખાના પાસે મૂકી પોતે મેડી આગળ આવ્યો. ચારેકોર નજર કરી પણ લાખો દેખાયો નહિ. ત્યાં ઊંચેથી અવાજ આવ્યો 'ગોવલા, ઉપર આવ.'

લાખો ઝરુખામાં ત્રીજે માળે ઊભો હતો. ગોવાને નવાઈ લાગી. 'આ કોનું ઘર હશે ? લાખલાનો કોઈ ભાઇબંધ હશે ? કે અમારા ભંગીયા માયલો કોઇ હશે ? ક્યાંથી ઉપર જવું ! અંદર જતાં કોઈક રોકે એ બીકે ગોવો ઊભો રહ્યો. ઉપરથી ફરી બૂમ આવી. 'જો અંદર ડેલીમાંથી દાદરે ચડી આવ.'

ગોવો આડુંઅવળું જોઈ ડેલીમાં પેઠો. સામા ઘરમાં એકએ સ્ત્રીઓ હતી. એક બાઇ ચોકમાં વાસણો માંજતી હતી. ખંચકાઇ ગોવો જરા ઊભો રહ્યો. બાઇએ પૂછ્યું, ' તમારે શશીભાઈને મળવું છે ને ? જાઓ આ દાદરેથી ઉપર જાઓ. '

શશીભાઈ કોણ હશે એનો વિચાર કરતો કશું બોલ્યા ચાલ્યા વગર ગોવો દાદરે ચડયો. એક માળે ચડી ઊભો રહ્યો. લાખો ઉપરથી ડોકાયો. ' આણીકોરથી આવ. ' મનમાં બબડયો, ' સાવ ભૂત જેવો છે. '

ગોવો લાખાની પાછળ પાછળ સંકોચાતો ચાલ્યો. ઓરડામાં બન્ને દાખલ થયા. ઓરડો મોટો હતો. જાજમ ઉપર પંદર વીશ જણ બેઠા હતા. સામે ખુરશી પર એક જુવાન બેઠો હતો. સફેદ લેંઘો અને હાફશર્ટ તેણે પહેર્યાં હતાં. કાળજીથી વાળ ઓળ્યા હતા. ગોરું મુખ અને અણિયાળું નાક, કોઇ સુખી કુટુંબનું ફરજંદ હશે એમ બતાવતાં હતાં. છટાથી હાવભાવ સાથે જુસ્સાપૂર્વક એ બોલતો હતો. સાંભળનાર એકાગ્રપણે સાંભળતા હતા. એ સૌ મીલમજૂર હતા.

કેટલાકે પાટલૂન, શર્ટ તો કેટલાકે ધોતિયાં–પહેરણ પહેર્યાં હતાં. કેટલાકે ફેંટા તો કેટલાકે સફેદ, લાલ, લીલી, કાળી ટોપીઓ પહેરી હતી. કેટલાકના હોઠ અને દાંત પાનબીડીથી કાળા પડી ગયા હતા. કેટલાકને ગાલે કરચલી પડી હતી જે એમ સૂચવતી હતી કે પોતાને ગામડે રહેતો હશે, ત્યારે એનો ચહેરો ભરાવદાર હશે. સૌ હિંદુ, મુસલમાન, ગુજરાતી, મહારાષ્ટ્રી, હિંદુસ્તાની એમ જુદી કોમ અને જુદા પ્રાંતના હતા. મજૂર યુનિયનના એ સભ્યો હતા. શશીકુમાર એ યુનિયનનો મંત્રી હતો.

લાખો અને ગોવો દૂર ખૂણામાં બેસી ગયા. પોતાનું વક્તવ્ય અટકાવીને શશીકુમારે કહ્યું, ' આ બાજુ લાખા, જાજમપર સૌની સાથે આવી જાઓ. '

લાખો નજીક આવ્યો. એક ભૈયાએ ખસીને જગ્યા આપી. ' આઈએ, ઘભરાતે કયોં ? ઈધિર સબ એક હૈ. '

' બસ હવે સાંભળો. ' ભૈયાજીને શાંત રહેવાનું કહેતાં શશીકુમાર બોલ્યો.

' જુઓ, તમારે બે ચાર માસ ખેંચી કાઢવા હોય તો ગમે ત્યાં આડા અવળા કરી ખેંચી શકો. પણ આ ભંગી લોકોને તો આજનું આજ ને કાલનું કાલ એમ હોય છે. એમનું કામ પણ એવું છે કે આઠ દિવસ બંધ રહે તો શહેરનું આરોગ્ય જોખમમાં આવી પડે. છતાં એ લોકો તૈયાર થઈ ગયા છે. આવતી કાલે મ્યુનિસિપલ સફાઈકારોની સભા બોલાવી છે. પગાર વધારો, નવી ચાલી અને કેટલાક અન્યાયોઃ એ ત્રણ બાબતો ઉપર એ લોકો સંપ કરવા ધારે છે. દરેક માણસને પૂરતો પૌષ્ટિક ખોરાક, સ્વચ્છ હવા પ્રકાશ-વાળાં, ટાઢ, તડકો અને વરસાદથી રક્ષણ થાય તેવાં મકાન, ભણવાની અને આનંદપ્રમોદની યોગ્ય સગવડ મળવી જ જોઇએ. એ ન મળે ત્યાં સુધી આપણે માણસ ન કહેવાઈએ. માણસાઇ ખાતર ગમે તેટલાં દુઃખ વેઠવાં પડે તો પણ લેખે છે. ' થોડીવાર શ્વાસ ખાઈ શશીકુમારે ચલાવ્યું.

' તમારી પેઠે એનામાં પણ બે ત્રણ તડાં છે. એ લોકોમાં પણ કેટલાક જુનવાણી વિચારના, અને હરિજન સંઘવાળા પેલા નરોત્તમ વકીલના કાંધિયા, એમ બે ચાર મવાલ છે. પણ તેથી ડરવાનું નથી. આપણું સંગઠન પાકું હશે, આપણો નિશ્ચય અતૂટ હશે તો એ બધા એની મેળે ઠેકાણે આવી જશે. અત્યારે મેં જે વાત કરી છે તે બીજાને એક સાથે એકઠા કરી અને છૂટક છૂટક સમજાવો. પછી પાછા આપણે મળીશું. ચાલો, આજે બહુ સમય થઈ ગયો છે. "

ઊઠતાં ઊઠતાં વળી શશીકુમાર બેઠો. અંદર અંદર વાતે વળગેલાને હાથને ઈશારે શાંત કરી કહેવા લાગ્યો, 'તમારે એક વાત ઉપર ખાસ ભાર મૂકવાનો છે તે એ કે ગંજીપાનાં પાનામાં બાદશાહને એક્કો જીતે છે તેમ મોટા મહારાજાને પણ પ્રજાનો એક્કો હરાવી શકે છે. મીલ ચાલે છે તે શેઠિયાની મૂડીથી કે તેના મોટા પગારના ૨૫ મેનેજરો, વીવીંગ માસ્તરો કે મુકરદમોથી નથી ચાલતી. આપણા મજૂરોથી ચાલે છે. મજૂરો એના હાથપગ છે. હજારોનો નફો શેઠિયાઓ રાખે, બંગલા ને મોટરોમાં અમનચમન ઉડાવે અને મીલના ઘોંઘાટ અને ગૂંગળામણમાં દસ બાર કલાક ગોંધાઈ મરનાર મજૂર આપણે ઘોલકા જેવા ઘરમાં ગૂંગળાઈ મરીએ છીએ. એ હવે ચાલી શકે તેમ નથી.'

'હું તો આ ભંગી ભાઇઓને પણ એ જ કહું છું કે દરિયાની મીઠી લહેરો ખાતા, ખુરશી પર બેઠા બેઠા બિલાડાં તાણનાર સેક્રેટરી અને કારકૂનોના કરતાં ગામ આખાની ગંદકી ઢસડનારા, રોગની વચ્ચે જીવનારા, આ સફાઇકારોના પગાર બમણા હોવા જોઈએ. ઓછામાં ઓછા એ લોકોની જેટલા તો જોઈએ જ. એ શા માટે ઘરઘરના ટુકડા ઉઘરાવી ખાય અને નરકવાસ જેવા ગંધાતા વાસમાં, ઊંદરડાની માફક પડ્યા રહે? જોઈએ છીએ હવે બેમાં કોણ વધારે પાણીદાર નીવડે છે. દુનિયાને ઢાંકનાર મીલ મજૂર કે જગતનો મેલ સાફ કરનાર સફાઈકાર? ચાલો રામ રામ.' ટેબલ પર હાથ પછાડીને રોફથી શશીકુમાર ઊભો થઈ ગયો.

સૌ ધીમે ધીમે ઊઠીને ચાલવા લાગ્યા.

લાખો ને ગોવો બાજુપર ઊભા રહ્યા. શશીકુમારે લાખાને પાસે બોલાવ્યો, 'કેમ લાખા, તારા બાપા શું કરે છે?'

'ઘેર છે.'

'કહેજે કે શશીભાઈ રાતે આવશે. કાનાબાપાને આંગણે આપણા યુનિયનની મીટીંગ કરવાની છે. સૌને એકઠા થવાનું કહી રાખે.'

'કહી દઈશ.'

'આ સાથે કોણ છે?'

'મારી ફુઇનો ગોવલો.'

'ક્યાં રહે છે?'

'મેવાસે.'

'એમકે! કયાં આવ્યું?'

'આઠેક ગાઉ થાય.'

'આપણે પછી ગામડાંઓમાં પણ નીકળવું જોઇએ. ગામડાના ભંગીઓની દશા આપણાથી બેદ છે. અને ગામડાના આવા બેચાર જુવાનો આપણી સાથે હોય તો ઘણા ખપ લાગે.' શશીકુમાર બોલ્યો.

'ખરી વાત છે.' લાખાએ કહ્યું.

ગોવો સાંભળી રહ્યો. લાખાએ સલામ કરીને રજા લીધી. પોતાની ખાસ ઢબે, સહેજ બાજુમાં ઝૂકીને સહેજ હસતે ચહેરે શશીકુમારે સલામ ઝીલીને કહ્યું, 'આવજો હોં?'

નીચે ઊતરીને ગલીમાં જતાં ગોવાએ પૂછ્યું, 'લાખા, એ ભાઈ કોણ હતા?'

'કોણ શશીભાઈ? એ નાગર છે. રાજકોટમાં એના બાપા મોટા અમલદાર છે. શશીભાઈ જુનાગઢમાં ભણતા'તા. ત્યાંથી અહિં આવતા રહ્યા છે. આપણા લોક સારૂ ભારી મથે છે. આપણી મનિસપાલીટીની યુનિયન કરી છે. આપણી ભંગિયાની ફરિયાદ નહિતર કોણ સાંભળે? આ શશીભાઈ ઠેઠ દિવાન સાહેબ ને મહારાજા સાહેબ સુધી પહોંચાડે

છે. ઉંમરે નાના છે પણ મોટો વકીલ સામો આવ્યો હોય તો પણ લગવા ન દે.'

'ઈ તો અટાણે બોલતા'તા એમાં કળાઈ આવતું'તું.'

લાખે બીડી સળગાવી. બન્ને બાજુપર ઊભા રહ્યા. બે ઘૂંટ લઇ લાખો બોલ્યો. 'અહિં આવ્યાં માંડ દોઢ બે વરસ થયાં હશે પણ મીલના મજૂર બધા એ કહે એટલું પાણી પીએ છે. આપણા ભંગિયામાં બેચાર સિવાય સઉ લોક એનું માને છે. આપણા પગાર વધારવા સારૂ એમણે નોટિસ મારી છે. આજે રાતે વાસમાં એની સભા થવાની છે.'

'આપણા વાસમાં આવશે એ?' ગોવાએ અર્ધી બીડી હાથમાં લેતાં કહ્યું.

'હો, આપણા ઘરમાં આવી ગાદલીએ બેસે, એવી એવી વાતો કરે, આપણને થઈ જાય જાણે આપણે ભંગિયા જ નથી.'

'શી નોકરીમાં છે એ?'

'બસ આજ એની નોકરી. અમદાવાદથી એમના ભાઈબંધ દોસ્તાર ખર્ચી મોકલે છે. એ ખાય ને કામ કરે.'

ગોવાની નજરે શશીકુમારનો તેજસ્વી ચહેરો તરવા લાગ્યો, એના બોલ કાનમાં ગુંજવા લાગ્યા.

'એમણે કહ્યું કે આવા ગામડાના જુવાનો આપણને બહુ ખપ લાગે તે હું એમને શા ખપમાં આવવાનો?' ગોવાએ વિચાર કરતાં બીડીની ચાર ઘૂંટ પૂરી કરી. લાખે આસપાસ સાવરણો ફેરવ્યો. ગોવે લાખાને કહ્યું, 'લે, ટેકો કર.'

'ના હું જ દરિયે લઈ જઈશ.' લાખે કહ્યું, 'તને સાફ કરવું નહિ ફાવે.'

ગોવાએ ટેકો કર્યો. લાખે ડબો માથે મૂક્યો. ગોવાએ સાવરણો વગેરે સાથે લઈ લીધાં.

દરિયા કિનારેથી સહેજ દૂર ઊંચાણમાં, ટપાલ ઓફિસનું બેઠા-ઘાટનું મકાન હતું. આગળના ભાગમાં ઓસરી ઉપર કમાનો વાળેલી હતી. મોટી લાલ ટપાલપેટી અને તાર, મનીઓર્ડર, રજીસ્ટરની બારીઓ હતી. બંને બાજુમાં પોસ્ટ માસ્તર તથા તાર માસ્તરનાં મકાનો હતાં. બે ઓરડા, રસોડું, પાછળ ઓસરી, બાથરૂમ વગેરે સગવડ હતી. પાછળ મોટું ચોગાન હતું. ચોગાનને છેડે બે પાકાં પાયખાનાં હતાં.

લાખો દરિયેથી આવ્યો એટલે બન્ને પાછલી બાજુ ગયા. ગોવે આગળ ચાલતાં કહ્યું, ‘ લાવ ડબો, હું જ સાફ કરી આવીશ. ’

ગોવો પાયખાનાની પાછળ ગયો. જરાક મોં આડું કર્યું. ફેંટાનો છેડો નાકે દબાવ્યો, નીચે વળીને અંદર નજર કરી તો માખીઓનો બણબણાટ કે દુર્ગંધ ન મળે. ગોવાને નવાઈ લાગી. આઘે જુએ તો બે ડોલ રાખેલી હતી. મેલાની ડોલમાં માટી નાંખેલી હતી અને પેશાબની ડોલ પર મોટું કરવાળું મૂકેલું હતું. ભીંત ઉપર પાનની પિચકારી કે બીડીનાં ઠૂંઠાં કશું ન હતું. ગોવો મનમાં મલકાયો, ‘ આવાં બધાંય પાયખાનાં હોય તો ! ’

ડોલ ઠલવી. સાવરણાથી સાફ કરી બહાર નીકળ્યો. લાખાને પૂછ્યું, ‘ આ કોનું ઘર છે ? ’

‘ તાર માસ્તર શા’બનું. ’

‘ ભારે ચોકખું હતું. ’

‘ શા’બ પંડે એવા છે. તે અટાણે બહાર ફરવા ગયા હશે. કાલ સવારે પહેલા આણીકોર આવશું. ત્યારે તને બતાવીશ. ’

'કેવા છે?'

'નાગર. પણ આપણને એઠું નો આલે.' 'કહેશે કે ચાર આના વધારે લઈજા. રાંધેલું નહિ આપું.'

'નવી નવાઈના શા'બ ભાઈ.'

બન્ને જણ ચાલી નીકળ્યા. 'બસ હવે ઘેર ભાગી જઈએ.' લાખાએ કહ્યું.

'લાખલા, દરિયે ના'તા જઈ તો! હું ભરાઈ રહ્યો છું.'

'દરિયામાં પાણીની વેળ આવે તો હાલ્યા જઈ ખબર છે? પછે અમારે ફુઇને જવાબ શો દેવો?'

'પણ મને ગોબરૂં ગોબરૂં લાગે છે, રાતે નિંદર નહિ આવે.'

'એમ તો હાલ સામે બગીચો દેખાય ત્યાં.'

'બગીચાવાળો ના'વા દેશે?'

'આપણી ભંગિયાની જગ્યા છે. નિશાળીઆ ભણે છે. મજાનો રેંટ ચાલે છે.'

'તો હરકત નહિ, હાલો.'

કેળ, પપૈયા, દાડમ, ચીકુ, આંબા, નાળિયેરીના સુંદર બગીચા વચ્ચે, છુટ્ટાં છુટ્ટાં ચાર પાંચ પાકાં મકાન હતાં. વચ્ચે મોટું ચોગાન હતું. ચોગાનમાં ત્રિરંગી રાષ્ટ્રધ્વજ ફરકતો હતો. મકાનો ઉપર પાટિયાં લગાવ્યાં હતાં. વિદ્યામંદિર, ઉદ્યોગમંદિર, વિદ્યાર્થીગૃહ, ભોજનાલય, કોઠાર. મીઠા સુરે રેંટ ચાલી રહ્યો હતો. દૂરથી રેંટના સુરમાં ભળી જતો પંદર વીશ વિદ્યાર્થીઓનો ગણગણાટ અંદર જતાં સંભળાતો હતો. ઘેરા આસમાની રંગની ચડ્ડીઓ અને સફેદ શર્ટ પહેરીને

કુમારો ચોકમાં એકઠા થતા હતા. પોતાનાં આસન પાથરીને ઝંડા ફરતે ગોળાકારમાં થોડે થોડે અંતરે બેસતા જતા હતા.

લાખે ફેંટો કાઢ્યો. ઝટપટ પહેરણ ઉતારતાં કહ્યું, ' ગોવલા, જલ્દી થા. નાહીને પ્રાર્થનામાં જાઈં. '

' શેની પ્રાર્થના ? '

' ભગવાનનાં ભજન થશે હમણાં, જો પણે ચોકમાં છોકરા બેઠા ત્યાં. '

ગોવાનું ફાળિયું પહેરીને બન્ને જણ વારાફરતી નાહ્યા. ફેંટાને છેડેથી જેવું તેવું શરીર લૂછીને એના એ કપડાં પહેરી લીધાં. ઉતાવળા જઈને પ્રાર્થનામાં બેઠા.

અમૃતબાગના વ્યવસ્થાપક પ્રવીણચંદ્ર ધીમે સાદે ભજન ગવરાવતા હતા. સૌની આંખો નમેલી હતી. સૌ ટટ્ટાર બેઠા હતા. ગોવો પણ પલાંઠી વાળી ટટ્ટાર બેઠો બેઠો હાથ ખોળામાં રાખી આંખો મીંચી ભજન ઝીલવા લાગ્યો.

રે શિર સાટે નટવરને વરીએ
રે પાછું તે પગલું નવ ભરીએ—

રે અંતરદૃષ્ટિ કરી ખોળ્યું, રે ડહાપણ ઝાઝું નવ ડોળ્યું,
એ હરિ સારૂ માથું ઘોળ્યું—૧

રે સમજ્યા વિના નવ નીસરીએ, રે રણ મધ્યે જઈને નવ ડરીએ,
ત્યાં મુખ પાણી રાખી મરીએ—૨

રે પ્રથમ ચડે શૂરો થઈને, રે ભાગે પાછો રણમાં જઈને,
તે શું જીવે ભૂંડું મુખ લઈને—૩

રે પહેલું જ મનમાં ત્રેવડીએ, રે હોડે હોડે જુદ્ધે નવ ચડીએ,
રે જો ચડીએ તો કટકા થઇ પડીએ—૪

રે રંગસહિત હરિને રટીએ, રે હાક વાગ્યે પાછા નવ રહીએ,
બ્રહ્માનંદ કહે ત્યાં મરી મટીએ—૫

ભજન પૂરું થયું. ધૂન બોલાઈ. વંદેમાતરમ્ ગવાયું. પ્રાર્થના પૂરી થઈ. ખોંખારો ખાઈ પ્રવીણચંદ્રે કાંતણપત્રકમાં હાજરી પૂરવાનું શરૂ કર્યું.

‘ વિજયસિંહ. ’

‘ ત્રણસો વીસ. ’

‘ દેવેંદ્રકુમાર. ’

‘ છસો ચાલીસ. ’

‘ લખુભા. ’

‘ ચારસો ત્રીસ. ’

‘ ડાહ્યાલાલ.

‘ સવાસો. ’

જેનું નામ આવે તેની સામે ગોવો જોતો હતો. ચહેરા લગભગ ભંગીના અને નામ વાણિયા, બ્રાહ્મણ, ગરાસીઆ જેવાં. સ્પષ્ટ અને ચોખ્ખા ઉચ્ચારે, પટ પટ, બોલતા જતા હતા. ગોવાને નવાઈ લાગી. હાજરી પૂરી થઇ. પત્રક બંધ કરી પ્રવીણભાઈ બોલ્યા, ‘સૂચના: આવતી કાલે ગાંધીજયંતિ હોઈ ભંગીવાસમાં સફાઈ માટે સવારે ૭ વાગે સૌએ જવાનું છે. અખંડ રેંટિયાવાળા ચાર જણ રોકાય. વિજયસિંહ સાવરણા, ટોપલા, પાવડો, તગારાં તૈયાર કરે. ’

છેલ્લો શબ્દ પૂરો થયો એટલે બધા એક પછી એક ઊઠીને ચાલ્યા. પ્રવીણચંદ્રની બાજુમાં બેઠેલા સદ્‌ગૃસ્થ ઊઠયા. ‘ચાલો નમસ્કાર.’

'પધારજો.' પ્રવીણચંદ્રે હાથ જોડયા.

બાજુમાં મૂકેલ કોટ પહેર્યો. ઊંચી દિવાલવાળી ખાદી ટોપી પહેરી, જાડા નેતરની લાકડી લીધી, પાંચ વરસના દીકરાને આંગળીએ વળગાડી ચાલ્યા.

લાખાએ સામા આવી સલામ ભરી.

'કેમ, લક્ષ્મણ કેમ છો?'

'સારૂં શા'બ.'

'સાથે કોણ છે?'

'મારી ફુઇનો દીકરો ગોવલો.'

તાર માસ્તર શાંતિપ્રસાદે ગોવા સામે જોયું. ગોવાએ સલામ કરી.

'શા'બ, એનો બાપ મરી ગયો છે તે અહિં રહેવા આવ્યો છે. આજ આપનું પાયખાનું એણે જ કાઢયું છે.'

'એમ કે?' શાંતિપ્રસાદે ફરી ગોવા સામે જોયું. તેમનું મન સહેજ ખિન્ન થયું. બેસી ગયેલા ગાલ, કાળા પડી ગયેલા હોઠ, લુચ્ચાઈ ભરી આંખો, ચબરાક બોલી, લાખાનો ચિતાર એમની સામે ખડો થયો, અને મન ખિન્ન થતાં બોલ્યું, 'આની પણ એજ દશા થવાની.' ધીમે પગલે દરવાજા તરફ ચાલ્યા.

પ્રવીણચંદ્રને લાખાને જોતાં યાદ આવ્યું, બૂમ મારી કહ્યું, 'લાખાભાઈ.'

પોતાને 'ભાઈ' કહ્યો એથી ગરવાઈ, ગોવા સામે એક નજર કરી લાખો સામો ચાલ્યો.

'કેમ પ્રવીણભાઈ?'

'જુઓ, કાલ સવારે અમે તમારા વાસમાં આવશું. તમારે જેમને સાથ આપવો હોય તે તૈયાર રહેજો. અને કાલે રાતે અહિં સભા થશે, નાટ્ય પ્રયોગો થશે, સૌ જોવા સાંભળવા આવજો. તારા બાપાને, રાજાભાઈને, કાનાબાપાને ખબર આપજે. ભૂલતો નહિ.'

'કહી દઈશ.'

'અને જો, વાસમાં જે સાવ અપંગ, નિરાધાર, ગરીબ હોય એને કાલ દસ વાગે નરોત્તમભાઈ વકીલને ત્યાં જવાનું છે એમ કહેજે.'

'સારૂં કહી દઇશ.' લાખાએ સલામ કરી રજા લીધી.

પ્રવીણચંદ્ર વિદ્યાર્થીમંદિર તરફ ગયા.

બહાર નીકળ્યા એટલે ગોવાએ પૂછ્યું, 'હેં લાખલા, આ બધા છોકરા આપણા ભંગિયાના છે?'

'તને કેવા લાગ્યા?'

'ભંગિયા હશે પણ પૂછું છું. અહિના કેટલા છે?'

'અહિંના કોઇને રાખતા નથી. બહારગામનાને જ રાખે છે.'

'કેટલાક વરસનાને રાખતા હશે?'

'આઠ નવ.'

'આપણા મેઘલાને રાખે કે નહિ?'

'ખુશીથી રાખે.'

'ખાધાખરચી લે ખરા?'

'ના પાઇએ નહિ. ઊલટાના લૂગડાં, લત્તાં, પાટી, પુસ્તક ગાંઠનાં આલે.'

'આ બધું ખર્ચ કોણ ઉપાડતું હશે?'

'ગાંધી માત્મા પાસેથી આવે.'

'તો મેઘાને બોલાવી લઈં.'

'મારા બાપા હા નઈં પાડે.'

'કેમ ?'

'ઈ ગાંધી માત્માના મતમાં હવે ક્યાં છે ? અમે તો શશી-ભાઈના મતમાં છીએ. તેથી તો ગીગલો ને ધનકી ભણવા નથી આવતાં ને ?'

'પહેલાં આવતાં ?'

'અરે પહેલાં તો વાસનું છોકરૂં આમાં સમાતું નહિ. અમે દસ બાર જુવાનિયા રાતે આવતા. અગિયાર વાગ્યા સુધી બેસતાં.'

'હવે કેમ નથી આવતા ?'

'બસ વિરોધ પડી ગયો. એક બીજાનાં મન માનવાની વાત છે ને ? આપણે ક્યાં ભણીને બાલીસ્ટર થવું છે ?'

મહાત્મા ગાંધીનો અને શશીભાઈનો શા સારૂ જુદો મત હશે, હીરા મામાનાં અને પ્રવીણભાઈનાં મન શા સારૂ જુદાં પડી ગયાં હશે; એના વિચારમાં ગોવો મૂંગો થઈ ગયો. બન્ને જણ ઘર તરફ ચાલ્યા.



૪

# ભયંકર સ્વપ્ન

ઘરમાં પગ મૂક્યો તેવો જ હીરૂએ લાખાને ઊધડો લીધો. 'તું તે માણસ છો કે જાનવર, બચારો કાલ સવારે ચાલ્યો આવે છે, એને અધરાત સુધી અથડાવ્યો ? સાંજે ચોકમાં ચા પાવા ય ન લાગ્યો ? ક્યાં ગુડાણો'તો અટાણુ લગી ?' બોલતાં હીરૂનો ચહેરો અને આંખો એવાં વિકરાળ બની ગયાં કે ગોવો બીકનો માર્યો ધ્રૂજી ઊઠયો. એને થયું કે હમણા લાખાને મારશે. હિંમત કરીને વચ્ચે બોલ્યો, 'મેં કીધું કે બધાં ઘર બતાવ એટલે મોડું થયું મામી.'

' કીધાં તેં, એને પીટયાને ભાન કેદિ ' બળ્યું છે ? આવડો મોટો ઢગો થયો તોય. જા હવે તારા બાપને તેડી આવ એટલે વાળુ લેવા જાઉં. '

' મારા બાપા ક્યાં હશે ? ' લાખાએ બીતાં બીતાં પૂછ્યું.

'બેઠો હશે ક્યાંક મલકની ચોવટ કરવા, ઓલ્યો એક નવો આવ્યો છે ને સૌને ખુવાર કરવા, એની પાસે.' હીરૂ થોડી વાર અટકીને બોલી, 'કહે છે પગાર બમણા થશે અને ઘર નવાં થશે, સુવાવડની રજા મળશે. મળશે એના બાપનું કપાળ! આંબાઆંબલી બતાવીને ચડાવે છે. અને તારો બાપ છે હૈયાફૂટો તે હોળીનું નાળિયેર થઈ આગળ ચાલે છે.'

'શશીભાઈની વાત કરો છો મામી?'

'હા ઈ મફતીઓ આવ્યો છે તે, ગામમાં ઘર નહિ, સીમમાં ખેતર નહિ. આગળ–પાછળ ઉલાળ–ધરાળ નહિ.'

વાત કરે છે ત્યાં હીરો આવ્યો. 'કેમ ગોવા આવી ગયો ભાઈ?'

'હા મામા.'

'ક્યાં ગઈ તારી મામી?' કહીને ઘરમાં ગયો.

આંખો કાઢીને રીસભર્યે ચહેરે હીરૂ ઊભી હતી. ધીમે સાદે હીરે પૂછ્યું, 'તને ઓલ્યા કરશનપરસાદે ગાળ દઈને પાટુ મારી'તી, એને કેટલા દિવસ થયા હશે? કયે વારે? યાદ છે કંઈ?'

'મને બધું યાદ છે.' હીરૂ જુસ્સાથી બોલી, 'તમારે શું કોરટ કચેરી કરવી છે? આ પાંચ રૂપિયા પગાર મળે છે ઇ યે બંધ કરાવવો છે? છાનામાના એસો દિ' ઘેર હોય તો. એ મોટા માણસ કહેવાય. કોક દિ' ઠોક–ઠાપલી કરી લે એમાં એની સામે કેસ મંડાતા હશે? ત્રીજે દિ' નોકરી ટળી જશે.'

'નોકરી કાલ જાતી હોય તો મર આજ જાય.' હીરાએ બરાડો પાડયો. 'પણ મારે ઈ હરામખોરને કચેરીમાં ઢસડવો છે. મારી બૈરીને પગ અડાડે? શું સમજે છે ઈ એના મનમાં? પગ વાઢી નાંખું.'

'ધીમે બોલો.' હીરૂ ધીરી પડીને બોલી. 'ભીંતોને ય કાન હોય છે. કોક સાંભળશે તો ઓલ્યો જમ હાડકાં ભાંગી નાંખશે. ને માથે દંડ કરશે એ નોખો.'

'ઈ શું દંડ કરતી'તી, તું જો તો ખરી, એક મહિનામાં મરદના ખેલ.'

'ન જોયા હોય મોટા મરદ, મોઢેથી માંખ તો ઊડતી નથી.' હીરૂ મશ્કરીભર્યા અવાજે બોલી, તેવો જ હીરો રીસભર્યો તાડૂક્યો, 'તારે મારી હારે આવીને પંચ વચ્ચે વાત કરવાની છે. હાલ્ય, મોઢા આગળ થઈ જા.'

'હું તો કાંઈ નથી આવતી.' ટાઢે પેટે હીરૂ બોલી. 'તમે બધા બહાદરીઆના દીકરા જંગ જીતવા નીકળ્યા છો, પણ નવાં ઘર કરવા જતાં, બાપદાદાનાં ઝૂંપડાં ને બાયડીછોકરાં વેચવાં ન પડે એટલું જાળવજો.'

'છાની મર, બહુ બોલતાં શીખી છો તે.' હીરે ડોળા કાઢ્યા.

'ચાલ, આગળ થઇ જા.'

'મેવાસેથી તમારો બેનને બોલાવો તે ચોરે આવીને જેમ નચવશો એમ નાચશે......'

હીરૂનું વેણ પૂરું થાય એ પહેલાં હીરાએ એક અડબોથ લગાવી દીધી ને બે ગાળ દઇને ચાલ્યો ગયો.

'વોય વોય મરી ગઈ' કહીને હીરૂએ પોક મૂકી. ખૂણામાં બેસીને મોં વાળ્યું અને હીરાની સાત પેઢીને ગાળો દેતી રડવા લાગી.

આડોશીપાડોશી દોડયાં આવ્યાં. અર્ધ ઢાંક્યાં, નાગાં, ભૂખ્યાં છોકરાં, ધક્કા મુક્કી ને ગાળાગાળી કરતાં સૌ ઓસરીમાં ચડી આવ્યાં.

આંધળાં-બેરાં, ડોસાં-ડગરાંય દોડયાં આવ્યાં. બે પાંચ બાઇઓ કાખમાં રડતાં છોકરાં તેડીને ઘરમાં ઘૂસી ગઇ.

'શું થયું મારી હીરકીને.' કહેતાં રતનમા બધાંને ખસેડી ઘરને ખૂણે પહોંચ્યાં અને આશ્વાસન આપવા લાગ્યાં.

હીરૂનો અવાજ મોટો થયો. ગોવો તો બિચારો મામાની લાલ આંખ જોઈને શીવાઈ જ ગયો. લાખો એક કોર મૂંગો થઈ બેસી ગયો. લાખાનાં નાંનાં બેય ભાંડુ હીરૂની સોડમાં ભરાઈને રોવા લાગ્યાં.

બહાર ઊભેલાં સાંભળે તેમ રતનમા બોલ્યાં, 'આ મુઆનો દિ' ફર્યો છે. બચારીને અધમુઈ કરી નાંખી છે. આવું મરાતું હશે? મલકને સુખી કરવા નીકળ્યો છે મોટો?'

બે ત્રણ બાઈઓએ રતનમાને ટેકો આપ્યો. હીરૂ વધારે રડવા લાગી.

થોડી વારે એક બે એક બે કરતાં પાડોશીઓ વિખરાયાં. 'લે ઊઠ, છોકરાંને ખવરાવ ને તું ય ખાઈ લે.' કહીને રતનમા પણ પોતાને ઘેર ગયાં. પણ હીરૂ ઊઠી નહિ. ગોવો સૂનમૂન થઈ બહાર બેસી રહ્યો. લાખો એમ ને એમ ઊંઘી ગયો. મોડો મોડો હીરો ઘેર આવ્યો. હોંશભર્યો રાજા અને મુળુ સાથે વાતો કરતો આવતો હતો, 'બસ હવે ખરાખરીનો ખેલ છે. લીધી વાત મૂકવી નથી. ભલે કટકા કરી નાંખે. સંપ નો તૂટે એટલું ધ્યાન રાખજો મારા ભાઈ.'

'અમે તો તમારી હિંમતે હિંમત કરી છે હીરાભાઈ.' મુળુ બોલ્યો. 'મોટા સામે આપણાથી હુર્જત નો થાય.'

'તમારે જરાય મૂંઝાવું નહિ.' હીરો બોલ્યો. 'ચાલો રામરામ.'

ઘરમાં આવીને જુએ તો હીરી એમ ને એમ સૂતી હતી. પડખામાં બે ય છોકરાં પડયાં હતાં. બહાર લાખો ને ગોવો પગથાર ઉપર ઘોરતા હતા. ચૂલામાં જુએ તો રાખ ટાઢી, શીંકે અને કોઠલામાં જુએ તો હાંડલાં ખાલી.

' વાળુ લઈ આવી લાગતી નથી. ' હીરો બબડયો. ' ગોવાને ય ભૂખ્યો રાખ્યો. રાં...ને જરાક ટાપલી અડાડી એમાં તો ગામ ગાંડું કર્યું ફજેતણીએ. આમાં મોટાં કામ કરવાની હિંમત ક્યાંથી રહે ? એને ખબર છે કંઈ, કેવો જંગ ઉઠાવ્યો છે અને એમાં આગેવાન કોણ છે ? શશીભાઇને સૌથી વધારે ભરોંસો મારો. ત્યારે મારા ઘરનું જ ઠેકાણું નહિ. બીજી બાઈઓ કેવી પટોપટ વાતો કરી ગઈ ? આ તો મોટી દકરાણી મારી બેન સામી ગઈ લે. બોલતાં કાંઇ વચાર થયો ? કટકા કર્યા હોય તો ય દાઝ નો ઓલવાય. '

બહાર જઈ ને ગોદડી લઈઆવ્યો. ઘરમાં પાથરી. ઉપર બે ય છોકરાંને સુવાડયાં. હીરૂને બાવડું પકડી એક કોર સુવાડી. ઓસરીમાં ખાટલો ઢાળ્યો. એમાં લાખાને ને ગોવાને સુવાડયા. પોતે પગથાર ઉપર કોથળો પાથરી, ફેંટો ઓશીકે મૂકી બારણું અટકાવી સૂતો. મગજમાં ભાવિ લડતના વિચાર કરતો કેટલી ય વારે જંપ્યો.

સૂતા ભેગા જામી જનારા ગોવાને અર્ધી ઊંઘે ખાટલે ફેરવ્યો ત્યારે જાગી ગયો. ઘેર ખુલ્લી હવામાં સૂનારો, ચાંચડ, માકણ અને મચ્છરના ત્રાસથી અકળાયો. મનનો પણ થાક લાગ્યો હતો. મેવાસે લાણી, ચિઠ્ઠીપત્રી, ઢોલશરણાઈ વગેરે કામ કરતો અને બાપથી સવાયું કમાતો. પણ આટલી મગજમારી કોઈ દિ' નહિ કરેલી. મનને ભારે પડી જાય એટલા વિચારો એકસામટા એના નાના મગજને ઘેરી વળ્યા.

નાનપણથી ગોવો સમજુ અને કહ્યાગરો હતો. બાપ જીવતાં પણ એ ઘરનો થોડોઘણો ભાર ઉપાડતો. બાપ મર્યા પછી તો

ડાહ્યો દીકરો બધો બોજો માથે લઈ લીધો. માની પરાણે રજા લઈને મંગળપુર આવ્યો હતો.

પણ બીજે જ દિવસે મનની અનેક મૂંઝવણોમાં ગૂંચવાઈ ગયો. એક બીજાથી ઊલટા અનેક અનુભવો આજના એક દિવસમાં એને થયા. ગોવાને સૂઝ ન પડી કે આનું કારણ શું હશે? જેમ જેમ વિચારતો ગયો તેમ તેમ ગૂંચવાતો ગયો. વિચારવમળમાં અટવાતો ગયો. પાછલી રાતે જરાક આંખ મળી ત્યારે એને એક લાંબુ ભયંકર સ્વપ્ન આવ્યું.

એકાએક ઊંચી હવેલીની બારી ઊઘડી, હરકીશન શેઠનું રૂપાળું ભરાવદાર મોઢું દેખાયું. એની પાછળ પાન ચાવતી હીરૂ ઊભેલી. ગોવા સામે જોઈ બન્ને ખડખડ હસવા લાગ્યાં. એવામાં નવીનક્કોર મોટરમાં બેસીને વકીલ નરોત્તમદાસ નીકળ્યા. લાલ આંખ કરીને ગોવા સામે ઘૂરક્યા.

'તમે લોકો ખાધેપીધે સુખી છો. જાઓ તમારો પગાર નહિ વધે, નવી નોકરીઓ નહિ મળે.' પાછળથી આવીને ગોવાની મા કરગરવા લાગી, 'મારાં પાંચ છોકરાં ઉપર દયા કરીને, મારા ગોવલાને નોકરીમાં રાખો માબાપ.' 'તમે બધાં ઢોંગી છો. જાઓ મજૂરી કરીને પેટ ભરો.' કહીને મોટરમાંથી ઊતરી નરોત્તમદાસ મ્યુનિસિપલ ઓફિસમાં ચાલ્યા ગયા. સેક્રેટરી સાથે વાત કરે છે એટલામાં પાછળથી શશીકુમાર બાંયો ચડાવીને આવ્યો. આવતા વેંત એક થપ્પડ મારી વકીલને ગબડાવ્યા અને બીજી સેક્રેટરીને અડાવી દીધી. એવામાં એકાએક હીરો ને મુળુ આવ્યા. એમણે ખુરશીઓ ખેંચી લીધી. બન્નેની પાઘડીઓ પહેરી બેસી ગયા. એટલામાં બે પોલીસ કૃષ્ણપ્રસાદને હાથમાં હાથકડી પહેરાવી લઈ આવ્યા. હીરો કેસ ચલાવવા લાગ્યો. એટલામાં ગોવો પોતે મેઘાને 'અમૃતબાગમાં જાઉં છું,' કહીને ચાલ્યો. બાગે પૂરા પહોંચ્યા નહિ, તેવામાં હીરો, મુળુ ને

શશીકુમાર મોટી ડાંગો લઈ આવી પહોંચ્યા. પ્રવીણચંદ્ર દરવાજો ઉઘાડે છે ત્યાં તેમની ઉપર ડાંગો તોળી, ગાળ દઈને ઘા કરવા જાય છે એવામાં તારમાસ્તર શાંતિપ્રસાદ વચ્ચે આવીને ઊભી ગયા. બરાબર એમના માથામાં ઘા પડ્યો. ફુટ થઇ લોહી જોતાં જ ગોવાથી ચીસ પડાઇ ગઇ.

ચીસ સાંભળતાં હીરૂ જાગીને બહાર દોડી આવી. ઉંકારા કરતી ગોવાની છાતીએ હાથ મૂકીને પંપાળવા લાગી. ગોવો બેઠો થઈ ગયો. આંખો ચોળીને ચારેકોર જોવા લાગ્યો.

'શું થયું ગોવલા?' હીરૂએ પૂછ્યું.

'સોણું આવ્યું.'

'ભારી બી ગયો હોં!'

પણ ગોવાના મન ઉપરથી સ્વપ્નાની અસર હજી ગઇ ન હતી. હરકીશન શેઠ, નરોત્તમ વકીલ, શશીકુમાર, પ્રવીણચંદ્ર, શાંતિપ્રસાદ, એની નજરે તરતા હતા.

'ભૂખ્યો સૂતેલો ના તે સમણું આવ્યું?' હીરૂ હેતથી માથે હાથ ફેરવતાં બોલી. 'હાલ ઊઠ, થોડોક નાસ્તો પડ્યો છે તે ખાઇ લે.'

'સવારે ખાઇશ.' બગાસું ખાતાં ગોવો બોલ્યો.

'મારા સમ ઊભો થા.' હીરૂએ બાવડું પકડયું, ઘરમાં લઇ ગઈ. દીવો કર્યો. પોતાની ટ્રંકમાંથી એક પડીકું કાઢ્યું. અર્ધો પેંડો ને મૂઠી ગાંઠિયા હતા, તે આપીને કહે, 'લે ખાઇને પાણી પી લે.'

ખવરાવી, પાણી પાઈ ગોવાને સુવાડી દીધો.

'મામી બચારી મારા સારૂ મરી પડે છે.' મનમાં ગોવો બબડયો ને થોડીવારમાં ઊંઘી ગયો.



૫

# હીરાની સમજણ

મોં સૂઝણું થવા આવ્યું હતું, વહેલા ઊઠવાની ટેવે, પૂરી ઊંઘ નહિ આવેલી છતાં ગોવો જાગી ગયો. આળસ મરડી બેઠો થયો. ઘરમાં સૌ સૂતાં હતાં. કૂવા તરફ નજર કરી તો દસબાર વિદ્યાર્થીઓ અને પ્રવીણચંદ્ર મચી પડ્યા હતા. લેંઘાના પાયસા ચઢાવ્યા હતા. સાથળ સુધી છાંટા ઊડેલા હતા. બાંડિયા ઉપર, છેક ગાલ સુધી તલકાં થયાં હતાં. કાંડાબૂડ કાદવમાં પગ રાખી તગારામાં કીચડ ભરતા હતા. બે વિદ્યાર્થીઓ માથે લઈ સારતા હતા. બીજી બાજુ ચાર જણ સાવરણાથી વાળતા હતા. કોઈ શૌચેથી વાતચીત કરતું ન હતું. મોડી રાત સુધી ગપ્પાં મારીને સૂતેલો આખો વાસ ઊંઘતો હતો. પાછલી રાતે પણ સોપો પડગો જણાતો હતો.

ગોવાને થયું, 'માસ્તર ને છોકરાઓ આવ્યા લાગે છે. ઈ બચારા આટલું મથે છે તો લાવ હુંયે જાઉં.'

પહેરણ પહેર્યું. ફેંટો બાંધ્યો. ચોરણીના પાયસા ચડાવ્યા. પ્રવીણચંદ્રને સલામ કરી ઊભો રહ્યો. થોડીવારે બોલ્યો, 'મને પાવડો આપો ઘડીક શા'બ!'

'શા માટે? હું થાક્યો નથી. તમે તમારા ઘરમાંથી સાવરણો લઈ, સામી ઓળમાં વાળવા માંડો.'

'પછી ત્યાં વાળી નાંખીશ. તમે જરા પોરો ખાઓ.' ગોવે પરાણે પાવડો લઈ લીધો.

કેડે હાથ દઈને પ્રવીણચંદ્ર ટટ્ટાર થયા. ગોવો ઝપાટાબંધ તગારાં ભરવા વાગ્યો. સડેલી લાદ અને છાણમાંથી માથું ફાડી નાંખે એવી દુર્ગંધ આવતી હતી. ગોવાએ પ્રવીણચંદ્રને કહ્યું, 'તમે શા'બ ઓલી કોર ઊભા રહો. અબ:ઘડી આટલું કાઢી નાંખીએ.'

કામમાં નવું જોસ આવ્યું. તગારાં ઉપાડનારના પણ ઉતાવળા ચાલવા લાગ્યા. પ્રવીણચંદ્રના મનમાં થયું, 'આ અહિંનો લાગતો નથી.' સહેજ નીરખીને જોવા લાગ્યા. તારોડીઆના પ્રકાશમાં ગોવાની આંખો ચમકી રહી હતી. 'કાલ લાખાભાઈ સાથે આવેલો તે જણાય છે. મજાનો જુવાન છે. શહેરનો પવન વાગ્યો જણાતો નથી.' થોડીવારે નિઃસાસો મૂકીને બબડયા, 'કેટલા ઘોર અજ્ઞાનમાં આ કોમ પડેલી છે? એનાં ઘર, આંગણાં, કપડાં, શરીર, બધું સડી ગયું છે. સુઘડતા, સ્વચ્છતા, માણસાઈ કશું ન મળે; સ્વાર્થ, કુસંપ, બીક, વહેમ, આળસ, દુર્વ્યસન બધી બાબતમાં સમાજની આરસી જેવા છે.'

'આખું શહેર સાફ કરનારા, આંગણે પડેલ અસહ્ય ગંદકીની સામે પણ જોતા નથી. હવા, પાણી અને ખોરાકમાં ભળીને આ ગંદકી કેટલું હળાહળ ઝેર પેદા કરે છે! અને શરીર તથા મનને ભ્રષ્ટ કરે છે! પણ એમાં એમનો શો દોષ? સેંકડો વર્ષથી હિંદુ-

સમાજે એમને હડધૂત કરી દૂર કાઢયા છે. તેનું આ પરિણામ છે. શરીરમાં ભરાઈ બેઠેલા રોગો જેમ નબળા અંગ વાટે બહાર નીકળે, તેમ આપણા બધાજ દોષો આ કોમ દ્વારા બહાર નીકળ્યા છે અને સમાજશરીરને નીચોવી રહ્યા છે.

'પ્રાચીન કાળમાં પોતાની મહાન સંસ્કૃતિ વડે જગદ્‌ગુરુની પદવી પામેલો ભારતવર્ષ, આ એક જ બાબતથી દુનિયા આગળ આજે ઊંચું માથું ઉપાડી શકતો નથી. માણસ માણસને અડવાથી અભડાય એવું જગતના કોઈપણ ધર્મશાસ્ત્રમાં નથી. આ મહાપાતકનું પ્રાયશ્ચિત કરનાર કેટલા ઓછા છે ? છે તે પણ કેટલા અધૂરા છે ?' ઉદાસ ચહેરે પ્રવીણચંદ્ર, કોઈ રાજરોગનો દર્દી મીઠી તંદ્રામાં બેહોશ પડ્યો હોય તેમ સૂનકાર પડેલા વાસ તરફ જોઈ રહ્યો.

એકાએક એની વિચારમાળા તૂટી. હીરો ઉઘાડે શરીરે ઓસરીની કોરે ઊભો હતો. વધતા જતા ઉજાસમાં એણે ગોવાને તગારા ભરતો જોયો, લાંબો વિચાર કર્યા વિના દોડયો. પ્રવીણચંદ્રની સામે પણ જોયા વિના બાવડું પકડીને ખેંચ્યો. બીજે હાથે પાવડો ઝૂંટવીને ફેંકી દીધો. 'આ શું કરે છે. ? ઈ તો નવરા છે બધા.' એટલું બોલી પ્રવીણચંદ્ર સામે આંખો કાઢીને ઘર તરફ ચાલ્યો.

ગોવાને સમજ ન પડી કે હીરો આટલો બધો શા માટે ખીજાઈ ગયો. પણ આગલી રાતનો હીરૂ ઉપરનો ક્રોધ યાદ આવતાં એક અક્ષર બોલ્યા વિના આગળ થઈ ગયો.

'ધોઈ નાંખ પગ પાણી લઈને. મારા સાળા દુનિયાને સુધારવા નીકળ્યા છે. બચારો ચાર દિ' મળવા આવ્યો છે એને વળગાડયો. આ એના બાપ બધા દોઢસો જણ પડયા છે. કોઈને કહી તો જુએ ?'

'મામા, હું મારી મેળે ગયો હતો. ઈ તો બચારા ના પાડતા'તા.' ગોવાએ હિંમતથી કહ્યું.

'હું જાણું છું એ બધાને. મોટા મોટા પગાર ખાવા, બગીચામાં રહેવું, ફુલફટાક થઇ ફરવું, અને એક દિવસ સાવરણા લઇને નીકળવું. જાણે દુનિયાને સુધારી દીધી! ભંગિયાની સાચી દાઝ હોય તો બગીચામાં મકાન બંધાવી આપે નહિ, કયાં જગ્યા થોડી છે? વગડો વાળ્યો છે.'

પ્રવીણચંદ્રે એ વાતને કાન ન દીધા. વિદ્યાર્થીઓમાં કેટલાક બીકના માર્યા ઊભા થઈ રહ્યા, અને કેટલાક રીસભર્યા તાકી રહ્યા.

'આપણે આપણું કામ કરો,' કહી પ્રવીણચંદ્ર પાવડો લઈ કાદવ ઉલેચવા લાગ્યા.

હીરો સહેજ ઠંડો પડયો એટલે ગોવાએ ધીરે રહીને કહ્યું, 'એ લોકો આપણાં આંગણાં વાળવા આવ્યા છે તો આપણે એમને મદદ નો દેવી જોઇએ મામા?'

'આપણે કયાં એને તેડવા ગયા'તા'? હીરો હજી શાંત પડયો ન હતો, 'કયાં મફત કરે છે? પચાસ પચાસ રૂપિયાનો મહિનો લે છે અને છોકરાઓ ત્રણ ટંક બે પેટ કરીને ખાય છે. કયાં કોઇની ઉપર ઉપકાર કરે છે.

ગોવો કંઇક જવાબ દેવા જતો હતો ત્યાં હીરાએ ફેંટો બાંધતાં કહ્યું. 'હાલ મારી હારે. લઇ લે સાવરણો અને ટોપલો. તારી મામી ને લાખલો ભલે સૂતાં. હમણાં આપણે મામો–ભાણેજ જઇને વાળી આવીએ.'

ગોવો ટોપલો સાવરણો લઇ મામાની પાછળ ચાલ્યો. અનેક વિચારો એના મગજમાં ઘોળાતા હતા. વહેલો સવારમાં ઊઠેલો ત્યારે એને મેવાસુ સાંભર્યું હતું. મા અને મેઘો યાદ આવ્યાં હતાં. પ્રવીણચંદ્ર અને વિદ્યાર્થીઓ જોઇને મેઘાને અમૃતબાગમાં રાખવાનું

એને મન થયું હતું. કામ પતી ગયા પછી નિરાંતે પ્રવીણભાઇને બધી હકીકત પૂછી જોઈશ, એમ એ વિચાર કરતો હતો.

વિચારસૃષ્ટિ રચતો હતો ત્યાં હીરાએ આવીને બાવડું પકડયું. એના બધા વિચાર ક્ષણમાં હવામાં ઊડી ગયા.

હીરો આગળ ચાલ્યો જતો હતો. એની લીલી પાઘડીનું લાંબુ છોગું કેડે અડતું હતું. ખંભે સાવરણો રાખ્યો હતો. ગોવો ઉતાવળો ચાલી સાથે થયો. હીરો નીચે ખામણે હતો અને ગોવો કાઠાળો હતો એટલે મામોભાણેજ ઊંચાઈમાં લગભગ સરખા લાગતા હતા. હીરાએ પાછું વળીને ગોવા સામે જોયું. સહેજ મોં મરકયું. ગોવાને હિંમત આવી. વિચારો ગોઠવીને પૂછ્યું, 'મામા?'

'કેમ ગોવલા.?'

'ખીજાઓ નહિ તો એક વાત પૂછું?'

'લે, હું તારી ઉપર ખીજાઉં? કહે શું કહેવું છે? નથી ગમતું અહિં?'

'ગમે છે.'

'તો તારી મામીએ કંઇ કીધું?'

'ના ના. એ તો બહુ હેત રાખે છે.'

'ત્યારે મોઢામાંથી કાંઇક બોલ તો ખબર પડે ને?'

'મેઘલાને અહિં બોલાવી લઈ તો?'

'તો સારૂં, પણ અહિં ઈ શું કરશે? ઢાલો રખડશે, કજિયા કરશે. ઘેર રાડ લાવશે.'

'આપણે ઘેર નથી રાખવો.'

'ત્યારે?'

'આપણી બાગવાળી જગ્યામાં મૂકીએ તો?'

'કઈ જગ્યા?' પોતે સમજી ગયો હતો તો પણ હીરો સહેજ કડકાઈથી બોલ્યો.

'આ પ્રવીણભાઈને બધા રહે છે ઈ, કહે છ ખાધાખરચેય આવતું નથી.'

'શું મારા ભાણેજને ઘરમાઉ ખવરાવું.? હું મરી ગયો છું, તે મારી બેનનાં છોકરાં મહાજનમાં ખીચડું ખાવા જાય?' હીરાએ ઊભા રહીને ડોળા કાઢયા.

'એમ નહિ મામા, ત્યાં ભણે ને સુધરે.'

'ભણ્યાં ને સુધર્યાં ત્યાં.' હીરો એવે ને એવે મોટે અવાજે બોલ્યો. 'આ તારી મામીનો ભાઈ ચાર વરસથી મુંડ મૂંડાવે છે. પૂછી જોજે શું ઉકાળ્યું. રોજનો ગોટી સાબૂ વાપરીને ઊજળો થઇને ફરે છે. મફતિયાં તેલ નાંખીને પટિયાં પાડે છે, આપણે ઘેર વાર તહેવારે બોલાવીએ તો કહેશે માગેલ નહિ ખાઉં, માંસ મચ્છી નહિ ખાઉં, હજાર ફતુર કરે. ઘેર જાય અને બાપ કહેશે ઢોલ વગાડવા હાલ, તો ભાઈ ચોપડી વાંચવા બેસી જાય; કાં તો ડોશીની જેમ રેંટિયો કાંતવા માંડે. આખો દિ' કંતાવ્યે ને બાગનાં કામ કરાવ્યે વિદ્યા ચડતી હશે? આ દરબારી નિશાળો નથી હાલતી? કેવા પટ-પટ અંગ્રેજી બોલે છે? એનું નામ ભણતર કે'વાય' ગોવો મૂંઝાયો. મનમાં બબડ્યો, 'મામો ખોટું તો નો બોલે.' વિચારમાં પડયો. વાતો કરતાં પોતાનો જીલ્લો આવી ગયો.

હીરાએ કહ્યું, 'લે, સામેથી વાળતો આવ્ય, હમણાં એક કલાકમાં ઝપાટો બોલાવી દઈએ.'

જીભની માફક હીરાનો સાવણો પણ સફાઈથી ફરવા લાગ્યો. મજાની ભાત પડતી આવતી હતી, સામે ગોવો પણ કળાવાળો હતો. દોઢેક કલાકમાં મામાભાણેજે આખો વિભાગ વાળી, ઢગલીઓ કરી લીધી. રસ્તા પર જઈ હોટલ સામે બેઠા.

'બે કટીંગ, બે પૈસાના ગાંઠિયા.' હીરાએ ઓર્ડર આપ્યો. ચા પીતાં પીતાં ગોવાએ પાછી વાત ઉપાડી.

'કાલ સાંજે અમે શશીભાઈની હાફિસે ગ્યા'તા.'

'હા,' ચાનો ઘૂંટડો લેતાં આંખો હસાવીને હીરો બોલ્યો.

'મીલના મજૂર હારે જોરથી વાતો કરતા હતા.'

'ઈ ભાષણ કે'વાય. તેં સાભળ્યું ને?'

'એમાં આપણી વાતો ય કરતા જતા'તા.'

'આપણી વાત બધામાં પહેલી.'

'વાત કરતાં ધગી ઊઠતા'તા.'

'એનું નામ મરદ કે'વાય. આ તો બધા મવાલી છે ખીચડી ખાઉ.' ગાંઠિયાનો બૂકડો ભરતાં હીરો બોલ્યો.

'પછી તમે ઠરાવ કરી દીધો મામા?'

'ન કરે ત્યારે શું થૂંક ઉડાડવા ભેગા થયા'તા? એક મહિનાની અંદર કરશનપરશાદને ઘેર બેસાડે, ત્રણ મહિનામાં નવાં મકાન ચણાવી દે અને પંદર પંદર રૂપિયા પગાર કરી આપે.'

'સૌએ એકમતે ઠરાવ કર્યો?'

'બેચાર બુઢીઆ ને બોલ્યા નરોત્તમ વકીલના કાંધિયા આડા ફાટયા પણ એની અમને પરવા નથી. ઈ તો શશીભાઇ કહે પાલી મગ ઓરીએ તેમાં બેચાર ગાંગડુ ય નીકળે.'

'તમને માગ્યા પ્રમાણે મળી જશે?'

'ઈ તો ભગવાનને ખબર. શશીભાઈ મહારાજા સા'બ સુધી વાત પહોંચાડશે.'

'ધારો કે મનિસપાલટીના મેમરૂએ ના પાડી તો?'

'તો શું?' હીરાની આંખ ચમકી, 'સાવરણા સૂંડલાનો ઢગલો કરી, મનિસપાલટીની સામે સળગાવી દેશું ને સૌ સૌને ઘેર વયા જશું જોઈ છીએ પછી ગાડીઘોડે ફરનારા ને ચમચમ બૂટ ચમકાવનારા શહેર કેમ સાફ રાખે છે?'

'એવું કરાય કાંઈ? ગામમાં રોગચાળો ફાટી નીકળે.'

'તો સારૂં. વહેલા કબૂલ કરશે.'

'મને તો લાગે છે મામા, આ બળિયા હારે બાથ ભીડવામાં સાર નથી.'

'તું હજી છોકરૂં છો. શહેરના ભંગિયા વકીલ–બાલીસ્ટર જેવા અક્કલવાળા છે. અમે ચારેકોરનો વચાર કરીને પગલું ભર્યું છે. તું જોજે તો ખરો. ચાર દિ, કામે નહિ જઈં ત્યાં સામેથી ભાઈ શા'બ કે'તા આવશે.'

'ફાટફૂટ નહિ થાય?'

'એમ કાચું કામ કર્યું હશે? દરેકની સઈ લીધી છે. જે કામે જાય એના પચીસ રૂપિયા દંડ, દંડ ન ભરે તે નાત બહાર. બાટવે,

કુતીઆણે, માણાવદર, જુનાગઢ બધે માણસ મોકલી ઠરાવની જાણ કરી દેશું. કોઇએ આડા પડવું નહિ.' 'તમે તો ભારી કબજો કર્યો છે.' ગોવો રાજી થતાં બોલ્યો. 'અમારે ત્યાં ત્રણ ઘર છે પણ એકમત નથી રહેતો. પણ મામા.' ગોવાને ઘર સાંભરતાં નવો વિચાર આવ્યો. 'કેમ બોલ.' ડાહ્યો ભાણેજ વાતમાં કંઈક સમજે છે એમ ધારી હીરાને રસ પડયો.

'બાઇઓને ગાળો દીધાની ને માર્યાની વાત નો ઉપાડી હોત તો સારૂં હતું.'

'કાં ? એ તો પહેલી જોઇએ.'

'અમારે મેવાસે અગાઉ આવું ધાંધલ થયેલું.' ગોવે પોતાની વાત ચલાવી, 'મારા બાપા બાંટવે વાંસડા લેવા ગયેલા, હું પણ ઘેર નહિ; મેઘલો ને નાની, ગગીઓ ને મા એટલાં હતાં. એમાં નાથીઓ ચોકિયાત આવ્યો. કહે કે અટાણે ને અટાણે મોણપુર થાણે ચિઠ્ઠી પોગાડવી છે. મા બચારી ઘણું કરગરી, કોઈ ઘેર નથી, બીજાને કહે; પણ નો માન્યો. ગાળો દેવા માંડયો એટલે માથી જરાક આકરું વેણુ કે'વાઇ ગયું...'

'ઇ યે મારી બેન ખરી ને ?' હીરો પોરસાઇને વચ્ચે બોલ્યો.

'હા, એમાં ચોકિયાત ખીજાઇ ગ્યો ને લાકડીનો છુટ્ટો ઘા કર્યો.'

'પછી ?'

'પછી શું, વાસ આખો ધ્રૂજી ઊઠયો. ગામમાં ખબર પડતાં ખીજાઈ ગયા. મારા બાપા સાંજે ઘેર આવ્યા. વાત સાંભળીને પોલીસ પટેલ પાસે જાહેર કરવા ગયા. એવડા એ કહે 'મોણપુર થાણે ફરિયાદ નોંધાવો ને હરામખોરને શિક્ષા કરાવો, જેલ ભેગો કરો.'

'બરાબર કહ્યું.' હીરે બીડી સળગાવતાં ટેકો આપ્યો.

'પણ મારા બાપા તો ઠંડુ માણસ, તે કહે, 'એવું કાંઈ નથી કરવું. માણસ છે તે ક્રોધ ચડી જાય. અગે ભંગિયા તો માર ખાવા જ અવતર્યા છીએ. તમે એને ઠપકો દેજો ફરી આવું નો કરે. પાણીમાં રે'વું ને મગર હારે વેર નો પાલવે.'

'ઈ ગામડામાં છુટ્ટી લાકડીઓ મરાય. અહિં તો સોટી અડાડે તો હાથ ભાંગી નાંખીએ. ગાળ દે તો જીભ ખેંચી કાઢીએ, આજ દિ' સુધી ચાલ્યું હવે નહિ ચાલે.'

'તમે કહો છો એમ સરખું ઊતરે તો તો રંગ રઈ જાય મામા, મારી નોકરી એ પછી નોંધાઈ જાય.'

'રંગ રહી જવાનો છે. તું જોજે તો ખરો, તારી નોકરી એક બે દિવસમાં જ નોંધાવી દેશું. પછી આ ધાંધલમાં વાત રહી જાય.'

'લાખો કે'તોતો કે વકીલ શા'બને કીધું હોય તો તરત દાખલ કરી દે.'

'કયા વકીલ શા'બ? એનાથી શેકયો પાપડે ભંગાતો નથી. માખણિયો છે તે સૌને વહાલો લાગે છે. આપણે શશીભાઈને આલશું તે સેક્રેટરીને મળીને દાખલ કરાવી દેશે. શશીભાઈથી સૌ ડરતા રહે છે ખબર છે? એનું વેણ કોઈથી નો ઉથાપાય. લે, ઊડ ઘેર જાઈ. તારી મામી ને સૌ વાટ જોતાં હશે.'

ઘર તરફ જતાં ગોવાના મનમાં થયું. 'મામી કહેતાં'તાં એમ મામો સાવ ભોળિયો નથી. કામ વચારોને કર્યું છે, અને આ શશીભાઈ આખો સત્તાવાળો લાગે છે.'



૬

# તારમાસ્તર શાંતિપ્રસાદ

દોડતી સાઇકલ એક પગથિયા સુધી આવીને ધીમી પડી. પૅડલ પગથિયા ઉપર ટેકવી, શશીકુમાર પોસ્ટ ઑફિસનાં પગથિયાં ચટ્પટ્ ચટ્પટ્ ચડી ગયો. તારની બારીએ જઈ, સળિયામાં માથું રાખી અંદર નજર કરી.

તારમાસ્તર શાંતિપ્રસાદ ખુરશીમાં બેઠા હતા. હાથે કાંતેલ સૂતરનું ઝીણું ધોતિયું અને તેવું જ મુલાયમ બાંડિયું પહેર્યાં હતાં. ઉઘાડાં બટન વચ્ચે રુદ્રાક્ષની સોનેરી માળા ડોકિયું કરતી હતી. કુલપરંપરાનો વારસો સાચવતી રૂપેરી પાનપેટી બાજુપર ઉઘાડી પડી હતી. એક હાથે તારનું ફૉર્મ પકડી બીજે હાથે કટ્ કટ્ કટ્ કટ્, તારો મૂકતા, શાંતિપ્રસાદ સ્વસ્થતાથી બેઠા હતા. ઑફિસનું કામ મૂંગું મૂંગું ચાલી રહ્યું હતું.

એકાદ મિનિટ કોઈએ સામે ન જોયું એટલે શશીકુમારે ઉઘાડી બારી પર ટકોરા માર્યા. બાજુમાં ઊભેલા પૉસ્ટમેને તારનું

ફૉર્મ અને રૂપિયો લીધાં. શાંતિપ્રસાદ સામે ટેબલ પર મૂકયાં. હાથમાં લીધેલ તાર ફરીથી સંભળાવતાં શાંતિપ્રસાદે શશીકુમારના તાર ઉપર નજર ફેંકી. બેચાર શબ્દો વાંચ્યા.

ગંભીર માંદગીના કે સાજા થયાના, લગ્ન કે મરણના, તેજી અમે મંદીના, નફા–નુકસાનના તારો, તટસ્થ વૃત્તિથી મૂકતા શાંતિ-પ્રસાદના ચહેરા પર કરચલી પડી. સહેજ ચિંતાની રેખા જણાઈ. ઝપાટાબંધ હાથ પરનું કામ પૂરૂં કરી શશીકુમારનો તાર લીધો. શબ્દો ગણ્યા, બાકીના પૈસા અને ટિકિટો સાથે ફૉર્મ પાછું આપ્યું. પહોંચ ફાડી, છાપ મારી આપી. શશીકુમારે શાંતિપ્રસાદના ચહેરા સામે ફરી જોયું અને ધીમેથી પૂછ્યું, 'કેમ આપને ન ગમ્યું ?'

પ્રશ્નની રાહ જોતો હોય તેવો જવાબ નીકળ્યો, 'ઉતાવળ થઈ હોય એમ લાગે છે.'

શશીકુમારની ભ્રમર ખેંચાઈ. 'એક વરસ રાહ જોઈ તો પણ ઉતાવળ ? આપને અત્યારની સ્થિતિ સહ્ય લાગે છે ?'

'અસહ્ય છે.' અનિચ્છાએ શાંતિપ્રસાદ બોલ્યા, 'પણ પૂરી તૈયારી વિના પગલું ઉપાડવામાં ડહાપણ નથી. પાછા પડવું પડે.'

'એ બાબતમાં આપ બેફિકર રહેજો. પાકી તૈયારી પછી જ પગલું ભર્યું છે.'

'ઠીક, ચાલો સાહેબજી.' શાંતિપ્રસાદે ટૂંકું પતાવ્યું.

શશીકુમાર ઉતાવળે સલામ ભરીને ચાલ્યો ગયો.

મનીઑર્ડર ઉપર બેઠેલા મી. વ્યાસે જિજ્ઞાસાથી પૂછ્યું, 'શી બાબતનો ટેલિગ્રામ હતો ?'

'આ ભંગી લોકોની હડતાળનો. અમદાવાદ મજૂર યુનિયનને એણે ખબર મોકલ્યા છે. ચાર દિવસમાં સંતોષકારક જવાબ નહિ

મળે તો હડતાળ પર જશે.' શાંતિપ્રસાદે કહ્યું.

'આવા ઉતાવળિયા જુવાનો એ લોકોને નકામા ખુવાર કરે છે. ઝટપટ આગેવાન તરીકે છાપામાં નામ આવે એટલા સારૂ થઇને ગરીબ લોકોના અજ્ઞાનનો લાભ ઊઠાવે છે.' મી. વ્યાસે જરા કડકાઇથી કહ્યું. 'સાવ એવું નથી,' શાંતિપ્રસાદે બચાવ કર્યો, 'આ જુવાન તો મજાનો છે. એના બાપ રાજકોટમાં પોલીટીકલ એજન્ટની ઑફિસમાં હેડકલાર્ક છે. આ શશીભાઈ જુનિયર બી. એ. માં હતો. કમ્યુનિસ્ટ વિચારસરણીથી દોરવાઇ ભણતર છોડી દોઢેક વર્ષથી અહિં આવ્યો છે. શહેરી જુવાનોમાં મોટેભાગે લહેરીલાલાપણું હોય છે. આનામાં તે નથી. સાદાઈથી રહે છે. મીલની ચાલીમાં અને ભંગીવાસમાં રાતદિવસ જોયા વિના કામ કરે છે. માન-અપમાન કે પૈસાની પરવા કરતો નથી. આમ લાગણીપ્રધાન છે. ગરીબ લોકનાં દુઃખથી ઉશ્કેરાઇ જાય છે.'

'એ કોઈની સલાહ લેતો નહિ હોય?' મી. વ્યાસે પૂછ્યું.

'શરૂ શરૂમાં મારી પાસે આવતો. કલાકો સુધી બેસતો. પણ આપણા સરકારી નોકરિયાતના વિચારો એ સામ્યવાદી યુવાનને તદ્દન મોળા લાગે. એટલે પછી આવવા જવાનું ઓછું કરી નાંખ્યું.'

'પણ એમ કાંઈ એક રાતમાં બધું હડહડફૂલસ કરવા ધારે તે ખાઈ લેવાની વાત છે?'

'હશે; એને ય અનુભવે સમજાશે.' શાંતિપ્રસાદે વાત પૂરી કરી. તાર આપવા લાગ્યા.

મી. વ્યાસ પણ પોતાને કામે વળગ્યા. બારી ઉપર બે ત્રણ જણ રાહ જોતા ઊભા હતા. એક છોકરો એમનાથી સહેજ દૂર ઊભો હતો.

મેલો–ઘેલો તેલનાં ડાઘવાળું ધોતિયું, પહેરણ અને પાઘડી પહેરેલ માધવજી કંદોઈ મોં ફાડીને હાંફતો હતો. એને અડીને પાછળ પ્રેમજી લુહાર પરસેવે ભીનાં થયેલાં ચોરણો ને ખમીસ પહેરીને ઊભો હતો. દૂર ઊભેલા જુવાને માત્ર સફેદ ચડ્ડી બાંડિયું પહેર્યાં હતાં. એનો ચહેરો પંજાબી ઘઉં જેવો ઊજળો હતો. એના વાળ વ્યવસ્થિત રીતે ઓળેલા હતા. કંદોઈ અને લુહાર એના પરિચિત હોય તેમ સંકોચાઈને ઊભા હતા. અને જુવાન માનભેર દૂર ઊભો હતો.

મી. વ્યાસે જુવાન સામે નજર કરી નજીક બોલાવ્યો, ‘ સા’બ, અમારે ઉતાવળ છે.’ પ્રેમજી લુહાર બોલ્યો. ‘ નહિ, એ તમારા પહેલાં આવેલ છે. ’

જુવાન પાસે આવ્યો. માધવજી અને પ્રેમજી દૂર રહી ગયા. મી. વ્યાસે મનીઑર્ડર અને રૂપિયા લીધા.

‘ લેનાર ભંગી ભીખા ગોવિંદ ?’ મી. વ્યાસે પૂછયું.

‘ જી હા. ’

‘ કેટલા, પાંચ રૂપિયા ? ’

‘ જી હા. પાંચ પૂરા. ’

સંસ્કારી ઉચ્ચાર સાંભળી પ્રેમજીએ માધવજીના પડખામાં ઠોંસો માર્યો.

‘ મોકલનાર દેવેંદ્રકુમાર ભીખા ? ’

‘ જી હા. ’

‘ તમે અહિં અમૃતબાગમાં ભણો છો કે ? ’

અમૃતબાગનું નામ આવતાં શાંતિપ્રસાદનું ધ્યાન ખેંચાયું.

'કોણ છે મી. વ્યાસ ?'

'એક છોકરો છે દેવેંદ્રકુમાર કરીને.'

'હું તમને વાત કરતો હતો મી. વ્યાસ, તે એ છોકરાની.'

'એમ કે ?' કહીને મી. વ્યાસે પહોંચ આપતાં ધ્યાનપૂર્વક જોયું.

નમસ્કાર કરી દેવેંદ્ર ચાલ્યો ગયો.

પાંચ છ તાર વહેંચવા મોકલી શાંતિપ્રસાદ ખુરશીએથી ઊઠયા. પાન પર ચૂનો લગાવતા મી. વ્યાસ પાસે આવ્યા. બારી બહાર નજર કરી બોલ્યા,

'ક્યાં ગયો દેવેંદ્ર ?'

'એ તો ગયો, કાંઈ કામ હતું ?'

'ના, ના, કોને મનીઑર્ડર કર્યું ?'

'એના બાપને.'

'મી. વ્યાસ ! આ છોકરાએ અમૃતબાગમાં મકાન ચણાયું તેમાં મજૂરી કરીને આ કમાણી કરી એના બાપને ટેકો કર્યો. આપણા છોકરા વીશ વરસના થાય ત્યાં સુધી ભણે, સેંકડો રૂપિયાનો ખર્ચ કરાવે અને ભલો હોય તો ભણ્યા પછી બૈરીને લઇને સ્વતંત્ર કમાણી કરવા ઉપડી જાય. દેવેંદ્ર ચાર વરસથી બાગમાં ભણે છે. પાંચમું ધોરણ પાસ કર્યું.'

'આપ એને માટે લખવાના હતા ને ?'

'લખ્યું છે.'

'પણ સાહેબ, આ શહેર બહુ જ ઑર્થોડૉક્સ–જુનવાણી–છે.'

'એટલા માટે જ આને રાખવો છે.'

'શરૂઆતમાં સનસનાટી ફેલાઈ જશે.' મી. વ્યાસે માધવજી કંદોઈ અને પ્રેમજી લુહાર સામે જોઈ કહ્યું.

'શેની સનસનાટી શા'બ?' પ્રેમજીએ આતુરતાથી પૂછ્યું.

'આ પેલો જુવાન નહોતો આવ્યો ?'

'ઓલ્યો હીરકાનો સાળો. ભંગિયાને બગીચે ભણે છે ઈ?'

'હા. એને પૉસ્ટમેન તરીકે દાખલ કરાવવો છે.'

'અરે શા'બ. ઈ મુંબઈ–અમદાવાદમાં હાલે, અહિં નો ચાલે.'

'ન ચાલે એટલે શું કરી નાંખે ગામ લોક?'

'સરકારી નોકરને બીજું તો શું કરી શકે? પણ કોઈ ચાહીને અડે નહિ.'

'સરકારી નોકરનું અપમાન કરશે તો જેલમાં જશે.' મી. વ્યાસે ખોટો દમ ભરાવ્યો.

'ઈ શા'બ તમે વાતું કરો એટલું. બાકી ભંગિયા તે વળી ટપાલી થતા હશે?' પ્રેમજીએ સલામ કરી રજા લીધી.

રસ્તે જતાં માધવજીએ કહ્યું, 'આ તારમાસ્તર ગાંધીના મતનો છે. એ આ ભંગિયાને ચડાવે છે. અને તને ખબર નહિ હોય પણ દીવમાં ને કોડીનારમાં રખેસર ન્યાયાધીશ ને મામલતદાર છે.'

'કળજગમાં જેટલું નો થાય એટલું ઓછું.' કહી પ્રેમજીએ મન વાળ્યું.

સાંજે છ વાગે પૉસ્ટ ઑફિસનો સ્ટાફ કામ બંધ કરી ફરવા નીકળ્યો. પૉસ્ટ માસ્તર અને બીજા બે કલાર્કો દરિયા કિનારે ચાલ્યા. મી. વ્યાસ ઊભા રહ્યા. શાંતિપ્રસાદ કોટ, ટોપી ને ચંપલ પહેરી, લાકડી લઈ બહાર નીકળ્યા. મી. વ્યાસે પૂછ્યું, 'કેમ સાહેબ આપ?' 'આપણે અમૃતબાગ તરફ. ચાલો આવવું હોય તો.'

'ચાલો ત્યારે.'

બન્ને જણ ધીમી ગતિએ, વાતો કરતા અમૃતબાગ તરફ ચાલ્યા.

અમૃતબાગને દરવાજે વકીલ નરોત્તમદાસની મોટર આવીને ઊભી રહી. બૂટ, પાટલૂન, લાંબો કોટ અને ખાદીના ફેંટાવાળા વકીલ નીચે ઊતર્યા. ભાટિયાશાઈ પાઘડી, રંગીન ચોરસ ચશ્મા પહેરેલ શેઠ હરકીસન વકીલની પાછળ ઊતર્યા. બન્ને દરવાજામાં પેઠા.

'કેમ? માસ્તર ક્યાં ગયા?' શેઠનો નરવો સાદ બગીચામાં ગાજી ઊઠયો. બગીચાને ઊગમણે ખૂણે દૂર વ્યાયામ ચોકમાં હુતુતુતુ ની રમત ચાલતી હતી. શિક્ષકો અને વિદ્યાર્થીઓ રમતમાં તલ્લીન હતા.

નરોત્તમદાસ અને હરકીસન શેઠ શાળામાં, ગૃહમાં, જઈ બૂમ-બરાડા પાડતા રસોડે પહોંચ્યા. બે મોટા વિદ્યાર્થીઓ રસોઈ કરતા હતા. દેવેંદ્રકુમાર બહાર આવ્યો.

'પધારો સાહેબ.' એણે આવકાર આપ્યો.

'ક્યાં ઊપડી ગયા તમારા માસ્તર ને બધા છોકરા?'

'રમે છે, મેદાનમાં.'

'આખો દિ' રમાડયે જ રાખે છે કે ભણાવેગણાવે ખરા?'

તમે શું કરો છો?'

'રસોઈ.'

'શું રાંધો છો ?' શેઠ ભોજનશાળામાં દાખલ થયા. દેવેંદ્ર હિંમતથી સામે આવ્યો. 'બૂટ બહાર ઊતારો. જમવાની જગ્યાએ બૂટ પહેરીને ન અવાય.'

'એમ કે ?' છોભીલા પડીને શેઠ બહાર ઊભા.

'જાઓ, એક જણ માસ્તરને બોલાવી લાવો.' દેવેંદ્ર બે મિનિટમાં જઈને પાછો આવ્યો.

'આપને ત્યાં બોલાવે છે. એમણે કહ્યું કે રમતમાં ઊતર્યો છું તે દાવ પૂરો થયા પહેલાં નહિ આવી શકાય.'

'તેં એમને કહ્યું કોણ આવ્યા છે એમ ?'

'જી હા, આપનું નામ દીધું હતું.'

'ચાલો આપણે નાળિયેરીમાં બેસીએ.' વકીલે ઘૂંટડો ગળે ઊતારતાં કહ્યું.'

'આપ ત્યાં જાઓ ને, રમત જામી છે. જોવાની મજા પડશે.' દેવેંદ્રે કહ્યું.

'અમે કામધંધા મૂકીને અહિં રમત જોવા આવ્યા છીએ ?' હરકીસન શેઠ બરાડયા. નાળિયેરી વચ્ચે, ઘોરીયાની બાજુમાં, લીલા ઘાસ પર બન્ને જણ બેઠા.

'આ લોકોને અહિં બાદશાહી છે.' પાઘડી ઊતારતાં શેઠ બોલ્યા.

'નસીબદાર છે.' વકીલે ટેકો આપ્યો.

'બે અઢી કલાક ભણાવવું, બે ત્રણ કલાક કંતાવવું; બાકી નાવું-ધોવું, ખેલવું-કૂદવું, મોજ કરવી.' હરકીશન શેઠે બળાપો

ઢાલવ્યો, ' અને પાછા તમારા જેવા કહેશે સેવાભાવી છે, માસ્તર ત્યાગી છે. મહાત્મા છે. આવા ત્યાગી ને મહાત્મા થવું કોને ન ગમે ? ઠીક છે ભલા ગાંધીને નામે રળી ખાય છે. બાકી ઢેઢ ભંગ્યાના છોકરા બે પાંચ વરસ રહે તોય એના એ, બૂટ પાલીસ કરવાના ને નરકના ટોપલા ઉપાડવાના. '

' સાવ એવું નથી. કેટલાક મજાના થયા છે. '

' સેંકડે એકાદો. હવે તો આવા કામ માટે પૈસા મેળવતાં ય ઘણી તકલીફ પડે છે. અમારા મહારાજ કહેતા હતા કે કાગડો કોઈ દિવસ હંસ થાય નહિ, કોલસા ગમે તેવા ધૂઓ તો પણ કાળા ને કાળા. ગધેડાને સાબૂથી નવરાવો તોય ઉકરડે જઈ આળોટવાનો ! ' શેઠે પારાયણ ચલાવ્યું.

પાએક કલાક થયો ત્યાં હાથ પગ ખંખેરતા, લેંઘો નીચે ઉતારતા, પ્રવીણચંદ્ર આવી પહોંચ્યા. હસીને હાથ જોડયા, ' જય જય. '

' કેમ રમી રહ્યા પ્રવીણભાઈ ? '

'જી હા. આપને બેસવું પડયું ? '

' કાંઈ હરકત નહિ. અમે તો ખાલી ફરવા નીકળ્યા 'તા. આવો બેસો. '

' વિદ્યાર્થીઓને પીરસાવીને આવું અબઘડી. '

' એ તો પીરસી લેશે. તમે બેસો ને ? '

' નહિ, મારે જવું જોઈશે. પાંચ મિનિટમાં આવું છું. '

પ્રવીણચંદ્ર ઉતાવળે ચાલ્યા.

' બસ આ લોકો પોતાનું ધાર્યું જ કરવાના. મોટેરાનું માન રાખવામાં સમજે જ નહિ. '

'ગાંધીજી તો સૌને નમ્ર થવાનું કહે છે.' વકીલે મહાત્માજીનો બચાવ કર્યો.

'મહાત્માજી કહે એમ વર્તવાવાળા મેં તો જોયા નથી.' હરકીસન શેઠ દુઃખી થતાં બોલ્યા.

દસેક મિનિટમાં પ્રવીણચંદ્ર પાછા આવી પહોંચ્યા. સામે પલોંઠી વાળીને બેઠા. 'કહો સાહેબ, શો હૂકમ છે?'

'જુઓ, તમને એક ખાસ અગત્યની વાત કહેવાની છે.' નરોત્તમદાસે કહ્યું.

'બોલો.'

'ભંગી લોકોએ મકાન, પગાર, અને બીજી કેટલીક બાબતો માટે નોટીસ મારી છે. સંતોષકારક જવાબ નહિ મળે તો કદાચ બે ચાર દિવસમાં હડતાળ પડશે.'

'આપે હડતાળનો પ્રસંગ અટકાવવો જોઈએ.'

'એ અમારા હાથની વાત ક્યાં છે?'

'હું તદ્દન અજાણ નથી. આપ બે જણ ધારો તો મ્યુનિસિપલ સભ્યોને જ નહિ; પ્રેસીડેન્ટ, દિવાન તથા મહારાજાને પણ સમજાવી શકો. અને માગી માગીને શું માગ્યું છે? પેટપૂર ખાવાનું અને રહેવા સારાં મકાન–' પ્રવીણચંદ્ર દૃઢતાથી બોલ્યા.

'બરાબર છે. પણ કોઈના દબાણથી મંજૂર ન કરાય પ્રવીણભાઈ,' શેઠ વચ્ચે પડયા. 'આજ એટલું આપીએ એટલે કાલ નવું ધતિંગ લાવે.'

'ગેરવ્યાજબી લાવે તો ના પાડી શકાય.' ગંભીરતાથી પ્રવીણચંદ્રે મત દર્શાવ્યો.

‘જુઓ માસ્તર,’ એકાએક નરોત્તમ વકીલે સ્વરુપ બદલ્યું. ‘અમે તમારી સલાહ લેવા નથી આવ્યા. માત્ર એટલું કહેવા આવ્યા છીએ કે કદાચ હડતાળ પડે તો સફાઇકામ માટે સાંજસવાર છોકરાઓને મોકલજો. સમજ્યા ને?’

‘એ રીતે વિદ્યાર્થીઓ શહેરસફાઈ માટે ન આવી શકે.’

‘શા માટે ન આવી શકે?’ શેઠે આંખો કાઢી પૂછ્યું.

‘સિદ્ધાંતનો બાધ આવે.’

‘ગ્રામસફાઈનો કાર્યક્રમ મહાત્માજીએ પોતે યોજેલ છે.’ વકીલે દલીલ કરી.

‘પણ હડતાળ તોડવાના હથિયાર તરીકે આ વિદ્યાર્થીઓનો ઉપયોગ ન કરી શકાય.’

‘તમે એમાં ન સમજો’ વકીલ નરોત્તમદાસે પૂરેપૂરું પોત પ્રકાશ્યું. ‘અમૃતબાગના પ્રેસીડેન્ટ તરીકે તમને હું ઓર્ડર કરું છું. તમારે છોકરાને મોકલવા પડશે.’

પ્રવીણચંદ્ર જવાબ આપવા જાય છે તેવામાં એક વિદ્યાર્થીએ આવી કહ્યું, ‘પ્રસાદજી આવે છે.’

હરકીસન શેઠ અને નરોત્તમદાસ બન્નેના ચહેરા પર ભયની આછી લાગણી પસાર થઈ ગઈ. સૂર્યનો પ્રકાશ જોતાં ઘુવડ આંખ મીંચે તેમ બન્નેનાં રોષ અને કડકાઈ અંદર ઊતરી ગયાં અને ચહેરા પર ભલમનસાઈ અને દયાભાવ તરવા લાગ્યા. પ્રવીણચંદ્ર આ ફેરફાર જોઈ શકયા.

શાંતિપ્રસાદે દૂરથી લાકડી ઊંચી કરી. હરકીશન શેઠે બેઠાં બેઠાં નમસ્કાર કર્યા. વકીલ ઊભા થઈ આવકાર આપવા ઊઠયા, ‘પધારો સાહેબ, આજે તો અમારા બાગ ઉપર કૃપા કરી.’

'હું તો લગભગ હંમેશા આ બાજુ નીકળું છું.'

'અમે જંજાળી માણુસો ભાગ્યે જ નીકળી શકીએ છીએ. ખરી ફરજ આપ બજાવો છો.'

'આમાં તો સૌની સરખી ફરજ છે.'

'હાજી, એ ખરું. ત્યારે આપ બેસો. અમે ક્યારના આવ્યા છીએ તે રજા લેશું.' બન્ને ઊઠયા.

'ઠીક જય જય સા'બ. પધારજો.' શાંતિપ્રસાદે ખોટા વિવેક ન કરતાં હાથ જોડયા.

પ્રવીણુચંદ્રે નરોત્તમદાસને કહ્યું, 'આજે જયંતિ ઉત્સવને અંગે સભા અને નાટયપ્રયોગો છે, આપે આવવાનું છે.'

'એમાં મારી શી જરૂર છે? પતાવી લેજો ને?' કહી નરોત્તમદાસે પીઠ ફેરવી.

પ્રવીણુચંદ્ર ગંભીર ચહેરે પાછો ફર્યો. વિદ્યાર્થીઓ જમીને વાસણુ માંજવા કૂવા પર જતા હતા. પ્રાર્થનાને અર્ધા કલાકની વાર હતી. 'આવો મી. વ્યાસ!' શાંતિપ્રસાદે નાળિયેરીના ઝુંડમાં બેસતાં કહ્યું.

'આ તો બહુ વધી ગયું સાહેબ!'

'તમે ઘણા વખતે આવ્યા કેમ?'

'જી હા. ચારેક માસ થયા હશે. આ બગીચો અને બાળકો જોઈએ છીએ ત્યારે જૂના વખતનાં ગુરુકુળો યાદ આવે છે. નહિ સાહેબ?'

'હાસ્તો.'

'આ પ્રવીણચંદ્ર ક્યાંના છે?'

'અમરેલી તરફના છે. એમના પિતા રંગૂનમાં વેપાર કરે છે. એ પોતે કુટુંબકબીલો છોડી આ કામમાં પડી ગયા છે.'

'ક્યાં સુધી ભણ્યા હશે?'

'ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક છે.'

પ્રવીણચંદ્ર આવતાં જણાયા એટલે મી. વ્યાસે એ બાજુ જોયું.

ઘાટીલું શરીર. નમણો ગોળ–મટોળ ચહેરો, તેજસ્વી આંખો, હસીને સામે બેઠા. શાંતિપ્રસાદે એમના મનમાં રહેલા ઉદ્વેગની રેખાઓ ચહેરા પર જોઈને પૂછ્યું,

'કેમ પ્રવીણભાઈ, ઉદ્વિગ્ન જણાઓ છો કાંઈ?'

'આ લોકોને સાચું કહેનાર મળે છે ત્યારે માઠું લાગી જાય છે. નકામા પછી ખીજાય છે. એનું શું કરવું?'

'કરે શું? સત્ય અને તેટલી નમ્રતાથી રજૂ કરવું.' પ્રવીણચંદ્રે આખી વાત કહી બતાવી. સવારનો ભંગીવાસનો પ્રસંગ પણ કહ્યો. છેવટે પૂછ્યું, 'ભંગી લોકો, સહાનુભૂતિદર્શકો, પૈસા આપનારાઓ, કોઈને આ કામની સમજ નથી, કદર નથી. અધૂરામાં પૂરું શશીકુમાર જ્યાં ત્યાં, જેમ ફાવે તેમ વાતો કરે, કામ એવું અટપટું છે અને વિરોધીઓ એટલા વધારે છે કે કોઈ કોઈવાર તો હોંશ ભાંગી જાય છે.'

પ્રવીણચંદ્રે હૈયું ખાલી કર્યું.

શાંતિપ્રસાદે એકચિત્તે સાંભળી લીધું. નાળિયેરીના થડ સામે થોડીવાર જોઈ રહ્યા. મી. વ્યાસ અને પ્રવીણચંદ્ર તેમના શબ્દની રાહ જોતા હતા.

ઊંડા વિચારમાંથી જાગીને શાંતિપ્રસાદ બોલ્યા, 'મારા દાદા મને નાનપણમાં રાતે સૂતી વખતે વાર્તાઓ કહેતા. રામાયણ, મહાભારત, પુરાણની વાતો મને બહુ ગમતી. તેમાં એક વાર્તા મને સૌથી પ્રિય હતી. વારંવાર એ સાંભળવાનું મને મન થતું.' શાતિપ્રસાદ સહેજ યાદ કરવા અટક્યા. બે ચાર મોટા વિદ્યાર્થીઓ વાસણ મૂકી આવી દૂર ઊભા હતા, તે વાર્તાનું નામ પડતાં નજીક આવી બેસી ગયા.

'ગંગા—જમનાના રસાળ પ્રદેશમાં સેંકડો વરસો સુધી વસવાટ કરી રહેલા આર્યોએ ત્યાંના મૂળ વતનીઓને પોતાના કર્યા હતા. પણ ભારતમાતાની કટિમેખલા પેઠે શોભી રહેલા વિંધ્યાચળને પેલે પાર પથરાયેલાં મહા અરણ્યોને વીંધી દક્ષિણ પ્રદેશમાં વસતા અનાર્યો સાથે ગાંઠ બાંધવા કોઈ તૈયાર થયા ન હતા.

'મહામુનિ અગસ્ત્યના દિલમાં એ વિચાર ઉદ્‌ભવ્યો. અનેક મહર્ષિઓના અશીર્વાદ અને એમની ચેતવણીઓને માથે ચડાવી, એ વજ્રકાય, વજ્રનિશ્ચયી, મહાત્મા વિંધ્યાદ્રિનાં અરણ્યોમાં વસવાટ કરવા ચાલી નીકળ્યા.

'ઉઘાડે પગે, ઉઘાડે માથે, માત્ર લંગોટભર, એક હાથમાં કાળુ કમંડલુ અને બીજામાં ઊંચો ખાખરાનો દંડ, વિકરાળ શત્રુઓને સહૃદયી સ્વજન બનાવે તેવું વિશાળ વિશ્વપ્રેમી હૃદય: અગસ્ત્ય મુનિ ચાલી નીકળ્યા.

'દોઆબનાં હરિયાળાં, ફળફૂલથી લચી રહેલાં, સપાટ ગેદાનોમાં, સંસ્કૃત વસ્તી વચ્ચે, શાંતિપૂર્વક, નિશ્ચિંત, નિરુપાધિક જીવન વ્યતીત કરતા આર્યોએ, અજાણ્યાં, હિંસ્રપશુઓ અને નરમાંસભક્ષી રાક્ષસોથી ભરેલાં, ભયાનક અરણ્યો તરફ ચાલ્યા જતા મહાયાત્રી અગસ્ત્ય પ્રત્યે બહુમાનપૂર્વક શુભાશાઓ વહાવી.

'સૂર્યચંદ્રનો પ્રકાશ મુશ્કેલીથી પ્રવેશી શકે તેવાં, વાઘદીપડાની ત્રાડોથી ગાજતાં અરણ્યોમાં, નદીતીરે, અગસ્ત્ય ઋષિએ પોતાનો પડાવ નાંખ્યો. બે ત્રણ શિષ્યોએ ઝાડ કાપી પર્ણકૂટિ બનાવી, અગસ્ત્યના તપોબળ–પ્રેમબળનો પ્રભાવ ધીમે ધીમે પસરવા લાગ્યો. રાક્ષસ ગણાતા જંગલીઓ નરમ બન્યા. પોતાનો પશુસ્વભાવ વીસરી આશ્રમ નજીક આવવા લાગ્યા. આશ્રમજીવન દિનપ્રતિદિન ખીલવા લાગ્યું. એના ગાઢ સંપર્કથી–આર્યસંસ્કારિતાના સુસ્પર્શથી જીવનમાં કુમાશ આવવા લાગી.

'વર્ષો વીત્યાં. મહામુનિ અગસ્ત્યના શિષ્યો વિંધ્યનાં શિખરોથી સેતુબંધ રામેશ્વર પથરાયા. મહર્ષિની શિષ્ય પરંપરાએ દક્ષિણવાસીઓને સ્વજન બનાવ્યા. આર્યસંસ્કૃતિનો સુવિસ્તાર કર્યો.'

'આ વાતો મારા દાદા બહુ રસભરી શૈલીથી કહેતા. મને આ હરિજન સુધારણાનું કાર્ય એ અગસ્ત્ય મુનિના આદિવાસીઓ વચ્ચેના વસવાટ જેવું અગસ્ત્યકાર્ય લાગે છે.' શાંતિપ્રસાદ અટક્યા. મી. વ્યાસે ઘડિયાળ સામે જોયું. પ્રવીણચંદ્ર અને વિદ્યાર્થીઓ રસથી સાંભળતા હતા. શાંતિપ્રસાદે પ્રવીણચંદ્રના મનનું સમાધાન કરવા મુદ્દાસર ટૂંકમાં ફરી ઉચ્ચાર્યું.

'હીરાએ તો માત્ર આકરી ભાષામાં ધુત્કારી કાઢ્યા, ગોવાને બાવડું થોભી લઈ ગયો. અને તમને ગાળો દઈ શાંત રહ્યો. પણ ધારો કે તમને મારીને આંગણેથી હાંકી કાઢ્યા હોત તો પણ તમારે પ્રેમપૂર્વક જઈને તેમની સેવામાં હાજર થવાનું રહેત. ભંગી બાળકોની વંશપરંપરાની કુટેવોને, જડ–મૂળથી સુટેવોના રૂપમાં ફેરવવી, સદ્‌ગુણોના મૂળ શોધી ત્યાં પ્રેમામૃતનું સિંચન કરવું, તેમાં કેટલી ધીરજ, ખંત અને શ્રદ્ધાની જરૂર છે એની હીરાને કલ્પના સરખી ક્યાંથી હોય?

'અને નરોત્તમ વકીલ અને હરકીસન શેઠ એ પણ દુન્યવી માણસો રહ્યા. જુનવાણી પાંજરાપોળની માફક આ અનાથ-ગરીબોની બોર્ડિંગો છે એમ માની સહાય કરે છે. એમને આપણે પોતાના તથા વિદ્યાર્થીઓના જીવનથી આ કાર્યનું મહત્ત્વ સમજાવવાનું રહે છે. શશીકુમારને દોષ દેવો એ પણ નકામું છે. એણે જેમાંથી પ્રેરણા મેળવી છે, એ સંસ્કૃતિ ઝડપી, ભૌતિક અને પરિણામપ્રિય છે. પગાર વધારવાની અને મકાન ચણાવવાની અલબત્ત જરૂર છે; પણ એ નાની વાત છે. મુંબઇ વગેરે શહેરોમાં ભંગીઓને કેટલેક સ્થળે ત્રીસ ચાલીસ રૂપિયા પગાર મળે છે. મોટા માળામાં રહેવાનું મળે છે. પણ એ માળા ભંગીવાસથી બેદ હોય છે. ચા, બીડી, જુગાર, દારૂ, નાટક-સીનેમામાં વધારાનો પગાર વેડફાઈ જાય છે. એટલે સૌથી વધારે મહત્ત્વનું તો સાદું, ઉદ્યમી, સંતોષી જીવન જીવતાં શીખવવું એ જ છે. રાજકીય આર્થિક સ્વાધીનતા મળવાથી સદ્ગુણો કેળવાશે એમ કહેવું બરાબર નથી; એથી ઊલટું સચ્ચાઈ, હિંમત, સ્વાર્પણ આદિ સદ્ગુણોના પાયા પર સ્વાધીનતાની ઈમારત ચણાવાની છે......'

પ્રાર્થનાનો ઘંટ વાગ્યો. સૌ ઊઠીને ઊભા થયા.



૭

# શશીકુમારના પ્રયાસ

શશીકુમાર તાર કરીને પાછો ફર્યો. પગથિયેથી સાઇકલ પર સવાર થયો. શાંતિપ્રસાદનો અભિપ્રાય શાંતપણે ઉચ્ચારાયેલો હતો છતાં એ શબ્દોએ શશીકુમારના મનમાં તુમુલ મંથન જગાવ્યું.

'પરિસ્થિતિના પૂરા ખ્યાલ વિના અભિપ્રાય બાંધવો એ કેવું અજુગતું ગણાય?' શશીકુમાર વિચારવા લાગ્યો. પણ એક સરકારી નોકર આવી લડાયક વસ્તુને શી રીતે પારખી શકે? પોતે રેંટિયો ફેરવે છે, ખાદી પહેરે છે, ગાંધીજીના લેખો વાંચે છે અને ફરવા નિમત્તે અમૃતબાગે જાય છે. એમાં જાણે મોટા દલિતોદ્ધારક બની ગયા હોય એ રીતે આવા પ્રશ્નોમાં માથું મારવું એ કેવળ ધૃષ્ટતા ગણાય.'

'આ તો ઠીક છે એક નાનો પ્રશ્ન છે, નજીવી બાબત છે, બાકી આવા વિચારવાળા માણસોએ ભૂતકાળમાં દેશને ઘણું નુકશાન

પહોંચાડેલું છે.' શશીકુમારનું મગજ ગરમ થવા લાગ્યું અને મહાસભાનો ઈતિહાસ સંભારવા લાગ્યું. 'દાખલા તરીકે રાનડે, એણે ગોખલે જેવા બુદ્ધિમાન, નિસ્વાર્થી અને તેજસ્વી જુવાનનું મગજ ખરાબ કરી નાંખ્યું. એ જમાનામાં દેશના સદ્‌ભાગ્યે લોકમાન્ય ન પાક્યા હોત તો દેશ સો વરસ પાછો પડી જાત. મારું મગજ ઢીલું કરવા એણે ઓછા પ્રયાસ નથી કર્યા. એ માને છે કે હું બાળક છું ને અવિચારી છું. એ ભૂલી જાય છે કે આ નાના દેખાતા માણસે જગતક્રાંતિના ઈતિહાસનો ઝીણવટથી અભ્યાસ કર્યો છે. આ માણસ મુંબઇ અમદાવાદના કામદાર અગ્રણીઓનો માનીતો મિત્ર છે. મજૂર હડતાળની સબળી–નબળી કડીઓ તથા મજૂરોના ગુણદોષનો હું પૂરો માહિતગાર છું એની એમને ક્યાંથી ખબર પડે?'

સાઈકલ કરતાં ચાર ગણા વેગે શશીકુમારનું મગજ કામ કરી રહ્યું હતું. 'દેખીતા વિરોધીઓ કરતાં આવા સહાનુભૂતિદર્શકો વધારે પ્રત્યાઘાતી નીવડે છે. કામદાર આગેવાનોના દિલ ઉપર તેઓ વિપરીત અસર નીપજાવે છે. વિરોધીઓ તેમની દલીલ ઉપાડી લઈ લડતને તોડી નાંખે છે. પણ આ વખતે એમને ખબર પડશે કે આ જુવાન કેટલો દૂરંદેશી, વ્યવહારપટુ, અને સમયસૂચક છે.'

થોડીવારમાં ભવિષ્યના વિચાર શરૂ થયા.

'આ લડતમાં વિજયી નીવડું તો પછી બેચાર માસમાં જ મીલ કામદારોનો પ્રશ્ન ઉપાડવો છે. એમાં પણ લડતનો સંભવ છે. અમદાવાદ–મુંબઈના બિરાદરો થિયરી નિરૂપણમાં ભલે ચડી જાય, પણ સીધી લડતમાં મારે દાખલો બેસાડવો છે. પાર્ટીના મંત્રી મી. કોટક લખે છે ને, 'તમારી દીર્ઘદૃષ્ટિ, ઇતિહાસના અભ્યાસથી આવેલ વ્યવહારદક્ષતા અને લોકોને પોતાના કરવાની અદ્‌ભૂત શક્તિ ઉપર અમને ભરોંસો છે. ફત્તેહ કરો. મદદની જરૂર પડે તો જણાવો.'

કેટલો વિશ્વાસ છે? એ વિશ્વાસ હું સાચો કરી બતાવીશ. હીરો, રાજો, મુળુ, મરે પણ મત મૂકે નહિ એવા મજબૂત મનના છે. ઠરાવ કેવો કર્યો છે? આસપાસનાં શહેરોમાં બંદોબસ્ત કરવાનું માથે લીધું. જો કે મારે હીરાની સાથે એક આંટો બધે જઈ આવવું પડશે. આવતી કાલે કચેરીમાં દિવાન અને મહારાજાને મળી લઉં, પછી ચક્કર લગાવી આવીશ. અહિંના અમલદારો મારી સાથે ઠીક મેળ રાખે છે. આ ભંગીનો અને મીલનો પ્રશ્ન ઉકેલ્યા પછી ખેડૂતોમાં ફરવાનું શરૂ કરવું છે. સાચું પ્રજાબળ ખેડૂતો છે. એ વખતે કદાચ સત્તાવાળાનો ખોફ વહોરવો પડશે. પણ હરકત નહિ. એ પહેલાં તો ખેડૂતોને મેં મારા હાથમાં લઈ લીધા હશે. અહિંનો યુવકવર્ગ, વિદ્યાર્થીવર્ગ પ્રમાણમાં ઠીક જાગૃત ગણાય. મારી વાતો કેવી હોંશથી સાંભળે છે? પ્રશ્નો કેવા બુદ્ધિપૂર્વકના પૂછે છે?' પોતે દોઢેક વર્ષમાં કરેલ ક્રાંતિકારી બળોનું સંમિશ્રણ અને સંગઠન શશીકુમારને સંતોષકારક લાગ્યું. ફરી પાછી શાંતિપ્રસાદની યાદ આવતાં વિચારો શરૂ થયા. 'આ પ્રવીણ સાત સાત વરસથી પડ્યો છે. ઢેઢ–ભંગીનું કયું દુઃખ દૂર કર્યું? રાજ્યની કેટલી નિશાળો હરિજનો માટે ખુલ્લી મૂકાવી? કેટલાં જાહેર સ્થળોમાં હરિજનોનો પ્રવેશ કરાવ્યો? લાખોની કમાણી કરીને ઉત્તરાવસ્થામાં બાગબગીચા જમાવી શેઠિયાઓ બેસી જાય તેમ જમાવીને બેઠો છે. એટલું પણ એ સમજતો નથી કે આવી સંસ્થાઓ ખીલવવા માટે આજના સંજોગોમાં, શેઠિયાઓ અને સત્તાવાળાઓની સહાય અનિવાર્ય છે. અને એ સહાય યાચવા જતાં કેટલો તેજોવધ થાય છે એની એને કલ્પના નથી, આ શાંતિપ્રસાદ એની પીઠ થાબડે છે. શું આમાંનો એક પણ પ્રશ્ન ઉપાડવાની કે ઊપડે તો તેને ઉઘાડી મદદ કરવાની એની તૈયારી છે? ગંભીર સોગીઉં મોં કરીને ક્યારેય વાતો કર્યે આગેવાન નથી થવાતું. અહિં તો મેદાન મારે તે માટી છે. નીચલામાં નીચલા થરના પોપડા ઉખેડવા શું રમત વાત છે?' થોડીવારે વિચારનો ઊભરો ઓછો થતાં

મગજ શાંત પડયું અને બોલ્યું, 'કશી હરકત નહિ. ઊઘાડી આંખે સફળતા જોશે પછી જરૂર એ મને અભિનંદન આપશે. મી. શાંતિપ્રસાદ એટલા ખેલદિલ તો છે જ!'

પોતાની ઑફિસનો ત્રીજો દાદરો ચડતાં બૂમ મારી, 'મેઘા!'

'જી,' પટાવાળો મેઘો બહાર આવ્યો.

'કોણુ છે અંદર? કોણુ આવ્યું હતું?'

'મનિસપાલટીનો માણુસ એક કાગળ આલી ગયો છે.' શશીકુમાર ચંપલ સાથે અંદર પેઠો અને ટેબલ પરથી ચિઠ્ઠી લઈ વાંચી. ચેરમેન દાક્તર ધારેખાને ચાર વાગે મળવા બોલાવ્યો હતો. ચારમાં ફક્ત દસ કમ હતી. તરત જ નીચે ઊતર્યો. એના અદમ્ય ઉત્સાહે ભૂખ અને થાકને ઓગાળી નાંખ્યાં હતાં. સાઇકિલ મારી મૂકી.

ચેરમેન દા. ધારેખાન કોઇપણુ પક્ષના ન હતા. સામાન્ય કામકાજમાં હંમેશાં તેમનું વલણુ તટસ્થ રહેતું. અમુક ખાસ બાબતોમાં શેઠ હરકીસન અને રાજમાન્ય તથા લોકમાન્ય ગણુાતા વકીલ નરોત્તમદાસના પલ્લામાં તેમને ઢળવું પડતું.

ભંગી કામદારોની માગણી આવી કે તરત ચેરમેન સાહેબને બંગલે જઈ ઉપરોક્ત બન્ને ગૃહસ્થોએ સખ્ત શબ્દોમાં ભલામણુ કરી કે આ બાબતમાં નમતું મૂકવાનું નથી. માનવંતા મેમ્બરોને દાક્તરે નિશ્ચિંત કર્યા હતા. પ્રશ્ન ઉગ્ર રૂપ ન લે માટે, અંગત રીતે સમજાવટ કરી જોવા શશીકુમારને બોલાવ્યો હતો. નાગર કુટુંબની સહજ મુત્સદ્દીગિરિથી તેમણે કામ લેવા ધાર્યું હતું. કોઈવાર જીભમાં મીઠાશ અને વર્તનમાં વિનય ભારોભાર ભરીને તેઓ પ્રસંગોને પોતાની તરફેણુમાં કરી લેતા, તો કોઈવાર લોખંડી સરમુખત્યારની ઢબે વિરોધીને દાબી દેતા.

શશીકુમાર આવ્યાના ખબર પટાવાળાએ આપ્યા ત્યારે પોતે તુમારો પર સહીઓ કરતા હતા. બાજુમાં ઊભો રહી કારકૂન શાહી-ચૂસ દાબતો જતો હતો. શશીકુમારે લટક સલામ કરી. દાક્તરે પોતાની ખાસ ઢબે બે હાથ સાથે કરી, સહેજ માથું નમાવ્યું. કલમ-વાળા હાથને ઇસારે ખુરશીપર બેસવા કહ્યું, ' બે મિનિટ, આટલી સહીઓ પતાવી લઉં. '

' ખુશીથી. ' શશીકુમાર બેઠો.

પાંચ મિનિટમાં દાક્તરે કામ પતાવ્યું, કારકૂનને રજા આપી. ' બોલો શશીભાઈ શું કહેવું છે ? '

' આપે મને બોલાવ્યો છે. '

' હાં, બરાબર છે. જુઓ મી. શશીકુમાર, ' દાક્તર નાના બાળકને સમજાવે તેમ સમજાવવા લાગ્યા; ' તમે આ શહેરના પૂરા અનુભવી નથી. સુખી માબાપના સંસ્કારી ફરજંદ છો. હલકી વરણને પિછાની ન શકો. તમારે આવા કામમાં પડતાં વિચાર કરવો જોઇએ. '

' મેં પૂરતો વિચાર કરેલો છે. '

' એ તો કર્યો હશે, ' દાક્તરે સહેજ ફેરવીને કહ્યું, ' તમે હોંશિયાર છો, ફરેલા છો, ભણેલા છો, પણ આ ભંગિયા લોકોનો કશો ધડો નથી. આજ એક વાત કરે તો કાલ બીજી. આજ એકનું માને તો કાલે બીજાનું. '

' આપ આડીઅવળી વાત મૂકીને મુદ્દાની વાત પર આવો તો સારું. મારે આજે ખૂબ કામ છે. '

' ચાલો ત્યારે ટૂંકું પતાવીએ. પગાર, મકાન અને અન્યાય-નિવારણ એ ત્રણ માગણી તમે કરેલી છે. '

‘ મેં નહિ, ભંગી કામદારોએ કરેલી છે. ’

‘ એ એક જ કહેવાય. શીખવણી તો તમારી ને ? ’ દાક્તર હસીને બોલ્યા.

‘ એ બાબતમાં આપે કંઈ વિચાર કર્યો છે ? ’

‘ એ અમારા અધિકારની વાત નથી. દિવાન સાહેબ મારફત હજુરશ્રીને કાને તે વાત નાંખશું. ’

‘ એમ વાત ટલ્લે ચડાવશો તો પરિણામ સારું નહિ આવે. ’

‘ રાજ્યનાં કામ ધીરાં જ ચાલે. ’ ઠંડે પેટે દાક્તરે કહ્યું. ‘ એક કામ થોડું છે ? હજાર બાબતોના નિકાલ કરવાના હોય. ’

‘ હજાર કામ પડયાં રાખીને આ કામ કરવાનું છે. ’ શશીકુમાર ટટ્ટાર થયો. ખરા રૂપમાં આવીને સહેજ ઊંચે અવાજે બોલવા લાગ્યો; ‘ તમે મને ટાઢાં ઢોળવા બોલાવ્યો હોય તો હું પણ તમને થોડી સાફ વાત કરતો જાઉં. તમારીયે આંખ ઊઘડે. આ કામનો નિકાલ હજાર કામ પડયાં મૂકીને કરવો પડશે. તમે બધા ઘીકેળાં ને સાકર ખાઓ છો અને ભંગીનાં છોકરાં છાશ વગરનાં વાળુ કરે છે. તમારા ઘરમાં રંગબેરંગી સૂટના પટારા ભર્યા છે ને એનાં છોકરાં ઉઘાડે ડીલે ટાઢે ઠરે છે, તમે સૌ હવામહેલમાં છત્રી પલંગે પોઢો છો ત્યારે એ બચારાને વરસાદમાં ચૂતા છાપરા નીચે ભેજમાં પડયા રહેવું પડે છે. આ કામને મહિનાઓ લગાડશો તે બિલકુલ નહિ ચાલે. ’

‘ આમ ઊકળી જઇને અવિનયથી વાત કરશો તો તમે એ ગરીબ લોકોનું કામ બગાડી બેસશો. ’ ડાવકાઈથી દાક્તરે કહ્યું.

‘ બગાડવું સુધારવું તમારા હાથમાં નથી. ’

‘ ત્યારે ? ’

'ચાર દિવસમાં ખબર પડશે કોના હાથમાં છે તે.'

'ધમકી આપો છો ?'

'જે ગણો તે.'

'ત્યારે આપણે વાત બંધ કરીએ. ધમકીથી કશું નહિ મળે. મ્યુનિસિપાલિટિ પોતાના નોકરોનાં હિત બરાબર સમજે છે. તમારે વચ્ચે આવવાની જરૂર નથી.' દાક્તર ધારેખાન કેટલીકવાર અતિ કડક બનતા અને મેમ્બરો પાસે ધાર્યું કરાવતા ખુદ મહારાજાને પણ એમના આવા કડક વલણનો અનુભવ કોઈવાર કરવો પડતો. એ વખતે કોઈ એમની ઇચ્છા આડે આવી શકતું નહિ. આવવા જાય તે બાજુપર ફેંકાઈ જતા.

શશીકુમારને પોતાની દોઢ વર્ષની કારકીર્દિમાં આવો અનુભવ પહેલો જ હતો. કોઈપણ અમલદારે આટલી તોછડાઈ એની સાથે બતાવી ન હતી. શ્રીમંત ગૃહસ્થો–જેમની પ્રત્યે શશીકુમાર ઉઘાડો રોષ ઠાલવતો–તેઓ–પણ શશીકુમાર સાથે માનથી વર્તતા. એટલે દાક્તરના છેલ્લા શબ્દોથી એને સખ્ત ફટકો લાગ્યો. ખુરશી પરથી ઊભા થઈ જતાં એણે કહ્યું,

'ઠીક ત્યારે સાહેબજી.'

'પધારજો.' કડક ચહેરે અને એવાજ કડક અવાજે દાક્તરે વિદાય આપી. સામે ટાંગેલા કેલેન્ડર પર નજર ઠેરવી એ બબડયા, 'આ છોકરો પોતાનું અને ભંગીનું બન્નેનું નુકસાન કરશે. હડતાલ પડતા પહેલાં જ દબાઇ જાય એવા ઉપાય લેવા જોઈએ.' તરત ઘંટડી વગાડી, પટાવાળો ભૈયો સલામ કરી ઊભો રહ્યો. 'જાઓ, હરકીસન સેઠકો સલામ બોલો. ઓર કહો, પાંચ બજે નરોત્તમ વકીલકો લેકર હમારી અસ્પતાલમેં જરા આ જાય.'

'અચ્છા સા'બ.' ભૈયો ગયો.

શશીકુમાર પોતાના કાર્યાલયમાં આવ્યો ત્યારે બેચાર મોટા વિદ્યાર્થીઓ આવીને બેઠા હતા. અંદર દાખલ થતાં શશીકુમારે કહ્યું, 'કેમ બિરાદરો આવી પહોંચ્યા છો કે ? કોણ કોણ આવ્યા છો ?'

'હજી ઘણા બાકી છે. પાંચ વાગ્યા સુધીમાં આવી જશે.'

'જુઓ ધીરૂભાઈ, બીજા આવે એટલી વારમાં તમે એક કામ કરો. નીચે મારી સાઈકલ પડી છે તે લઈ લીમડાવાળા ચોકમાં જાઓ. હીરો ભંગી ને એ લોકો ત્યાં બેઠા હશે. એને, રાજાને, મુળુને કહો કે શશીભાઈ જલ્દી બોલાવે છે.'

ધીરજલાલ સપાટાબંધ નીચે ઊતર્યો. પાયજામાં કલીપ ભરાવી સાઈકલે ચઢ્યો. તીર વેગે ઊપડ્યો.

શશીકુમાર છજામાં ટહેલવા લાગ્યો. 'મોઢે મીઠા અને ઉપરથી પરોપકારી દેખાતા માણસો અંદરખાને કેટલા સત્તાંધ અને નિષ્ઠુર હોય છે ? મુળુની માનો મોતિયો ઉતાર્યો ત્યારે કેટલો દયાધર્મની શીલસૂફી લડાવતો હતો ? પ્રવીણ ભોળિયો બાદશાહ તે વખાણ કરતાં થાકતો ન હતો. 'ઢેઢ–ભંગી તરફ ખૂબ પ્રેમ છે, સૌને સમાન ગણે છે, ગરીબનો પૈસો લેતો નથી, પ્રજાવાદનો હીમાયતી છે.' આજ બધું પરખાઈ ગયું. હડતાળ તોડવા દરેક પ્રયાસ કરી છૂટશે. એની ઉપર-વટ થઇને બહુમતિ મેળવી શકે એવા વગદાર માણસને મારે મળવું જોઈએ.' થોડીવાર મન થોભ્યું. શેઠ હરકીસનનો ચહેરો દેખાયો. 'નરોત્તમ વકીલને પણ હાથમાં રાખનારો એ છે. આમાં એ વિરોધપક્ષે જ હશે. પણ જ્યારે ત્યારે કહે છે મારા સરખું કામકાજ હોય તો કહેજો. દાકતર સાથે કેટલીકવાર એને તડાતડી બોલે છે. ગમે તેમ એક વાર મળવું ખરું. વાગ્યું તો તીર. મળવામાં કશું નુકશાન નથી.'

અંદર આવી કોટ ચડાવતાં બોલ્યો, 'જો કે આપણો સમય થવા આવ્યો છે, છતાં તમે ભાઇઓ, થોડી વાર બેસજો. અર્ધો

કલાકમાં હું આવું છું. છાપાં વાંચજો, જૂની ચોપડીઓ બદલી નવી લેવી હોય તો લઈ લેજો મને કદાચ મોડું થાય.'

'કશી હરકત નહિ.'

'અને ધીરૂને કહેજો, પેલા ભંગી ભાઇઓ આવે તેમને અહિં બેસાડે.'

'કહી દઇશું.'

પગથિયાં પર પગ છળતો ન હોય તેમ શશીકુમાર બે દાદર ઊતરી ગયો.

'આવા જુવાનો ક્રાંતિનાં નવાં બળો જન્માવી શકે.' એક વિદ્યાર્થીના મુખમાંથી ધન્યોદ્‌ગાર સરી પડયો.

શશીકુમારે આવીને ખબર કહેવરાવ્યા ત્યારે હરકીસન શેઠ ફરવા જવાની તૈયારીમાં હતા. બહારથી સાદી પણ અંદરથી ભવ્ય હવેલી જૂની ઢબે બાંધેલી હતી. નીચેની ઓસરીઓમાં ફરસબંધી હતી પહેલે માળે અંદરના વિશાળ ખંડમાં, ઊંચી સિલિંગ સાથે જડેલા ગજીઆ; મોટા કોચ જેવી હિંડોળાખાટને ધીમે ધીમે, ક્ચિુડ ક્ચિુડ ઝુલાવી રહ્યા હતા પાનપટ્ટી ખાઈ હાથ ખંખેર્યા. નોકરને કહ્યું, 'મારાં ખેસપાઘડી લાવ.'

સામા અરીસામાં જોઈ મૂછો પર જરા હાથ ફેરવ્યો. માથે બાલ સરખા કર્યા. ઘરમાં પહેરવાનાં પાવલાં કાઢી સ્લીપર મંગાવ્યા. થૂંકવાને બહાને પાછલી બારીએ જઇ નીચે ડોકાયા, આસપાસ નજર કરી પાછા હિંડોળે આવીને બેઠા. એ વખતે નોકરે ખબર આપ્યા; 'શશીકુમાર મળવા માગે છે.'

'હા, ખુશીથી બોલાવો.' હસતું મોં રાખી, પાઘડી, ખેસ પગ પાસે લઈ, બેફિકરાઇથી તકીએ અઢેલી નિરાંતે બેઠા.

શશીકુમારને આ વૈભવ જોઈ ઝાંઝ ચડી જતી. એમાં આ લક્ષ્મીનંદન; કોઈ સભા મિજલસમાં પ્રજા કલ્યાણની વાતો કરતો ત્યારે એને ભર સભામાં લાત મારીને નીચે પાડી દેવાનું એને મન થતું. દંભી મૂડીદારો અત્યંત ક્રૂર રીતે એક હાથે મહેનતુ વર્ગને ચૂસી, બીજે હાથે ગરીબનવાજનો ઇલ્કાબ ધારણ કરતા ત્યારે એમને મેદની વચ્ચો વચ્ચ ઉઘાડા પાડવાનો વિચાર એને અનેકવાર થઈ આવતો. પણ વખત વરતી એ ગમ ખાઈ જતો. ચાલતાં સુધી આવા લોકોને એ મળતો નહિ. રાષ્ટ્રીય સપ્તાહ કે ગાંધી જયંતિ નિમિત્તે ખાદીનાં પોટલાં કે હરિજન ઝોળી લઈ પ્રજા અગ્રણીઓ આ ધનવાનોનાં પગથિયાં ઘસતા ત્યારે એને ન કળાય એવી મૂંઝવણ થતી અને પ્રજાસેવકોને ઉદ્દેશીને લખેલા ખુલ્લા પત્રોદ્વારા, સળગતી ભાષામાં એ પોતાનો રોષ પ્રગટ કરતો.

આજે પોતે નછૂટકે આવ્યો હતો. આવા લોકોની મદદ લેતાં એને નાનમ લાગતી હતી. શશીકુમાર દાદરો ચડ્યો એટલે બારણામાં ઊભા રહી નોકરે ધીમેથી કહ્યું, 'જાઓ અંદર શેઠ સાહેબ બેઠા છે.'

ઓરડામાં પેસતાં શશીકુમારે નમસ્કાર કર્યા.

'પધારો શશીભાઈ, અહિં ઉપર જ આવો ને?' કહી પાઘડી નજીક લીધી. શશીકુમાર અધુકડો પગ નીચે રાખીને બેઠો.

'કહો આજ તો મારા પર દયા કરી.' મધઝરતી વાણી રેલાવા લાગી.

'એક કામે આવ્યો છું.'

'ફરમાવો.'

'આ ભંગી લોકોએ અરજી કરી છે.'

'પગાર ને મકાન માટે.'

'અને નાના મોટા અન્યાયો દૂર કરવા.'

'એ તો સમજ્યા. મુખ્ય એ વાત છે.'

'એ બાબતમાં આપ શું કરવા માગો છો?'

'મ્યુનિસિપાલિટિ કરશે. અરજી મીટિંગમાં હજી આવી નથી. આવશે ત્યારે જોઇશું.'

આપનો મત મારે જાણવો છે.

'મારો મત!' હસીને શેઠ બોલ્યા, 'હંમેશા શશીભાઈ, પૂછી જોજો સૌને, મારો મત ભંગી ભાઈઓની તરફેણમાં જ હોય છે, તમે તો આજે આ અરજી કરાવો છો પણ ત્રણ ત્રણ વરસથી આ વાત હું કરી રહ્યો છું. ખુદ હજુરશ્રીને કેટલીવાર કહેલું છે. મકાનો માટે પ્લાન પણ તૈયાર છે. તમે કહેશો તો બતાવીશ.'

'આપનો મત ખરેખર તરફેણમાં હશે તો હડતાળ પાડવા સમય નહિ આવે.' શશીકુમાર હરખાતાં બોલ્યો.

'મારો મત તો એ જ હોય. શશીભાઈ, તમે મને ઓળખતા નથી, તમે તો પૈસાદાર માત્રને દુશ્મન ગણો છો. પણ મારા વિચારો તમારા જેવા જ છે.' શેઠે તકિયો છોડયો, શશીકુમારનું મોં મરકયું. પેટીમાંથી સિગાર કાઢતાં શેઠ બોલ્યા, 'બાપદાદાનો પૈસો છે તે કાંઈ નાંખી દેવાય છે? અને આ હજીરા ચણાવી ગયા છે તે પડયા છીએ. બાકી મને તો તમારી ને પ્રવીણભાઈની જેમ ઝભ્ભો પહેરી નીકળી જવાનું કેટલીક વાર મન થઈ આવે છે. માનશો?'

'હશે.'

'ભાવના તો સૌને હોય. પોતાના દેશની લાગણી કોને ન હોય. ગાંધીજી આ ઉંમરે આટલું કરે છે ને આપણને કંઈ ન લાગે? પણ કેટલાક બહાર બતાવે જ્યારે અમારા જેવા મનમાં રાખીને, થાય તેટલું કરી છૂટે.' શેઠ પાછા તકીએ અઢેલ્યા.

શશીકુમારને શું બોલવું તે સમજાયું નહિ. ઉતાવળ હતી ને વાત ટૂંકી કરવી હતી. આખરે કંટાળીને પૂછ્યું,

'ત્યારે આપનો મત તરફેણમાં પડવાનો.'

'સવાલ વગરની વાત છે.'

'અને નરોત્તમભાઈ વકીલનો?'

'બીજાનું હું માથે ન લઈ શકું. મારા પંડનો માલિક. એ તો તમારા ખાદીવાળા છે. એણે તો ટેકો આપવો જ જોઈએ.'

'આપના મિત્ર છે ને?'

'બેસવા ઊઠવા પૂરતા. વકીલ કોઈનો મિત્ર થાય નહિ.' શેઠે નવું સૂત્ર ઉચ્ચાર્યું.

'ચેરમેનનો મત કઈ બાજુ પડશે?'

'કોણ દા. ધારેખાન? એ તો આઉટ એન્ડ આઉટ નેશનાલીસ્ટ છે.'

'અત્યારે મને તદ્દન તોછડો જવાબ આપ્યો.'

'એવા આખાબોલા છે.'

'એ તો કહે બાર મહિને અરજી નીકળશે.'

'એવું બોલવાની એમને ટેવ છે.'

'આમાં વિલંબ ન થાય તે આપે જોવાનું છે નહિતર મામલો ગંભીર બનશે.'

'જો જો. એવું કંઈ ન કરતા.' શેઠે ચેતવણી આપતાં ચહેરો ભયસૂચક બનાવ્યો. 'નકામા ગરીબ લોક માર્યા જશે.'

આપ કહો છો તેમ સુલેહથી પતી જશે તો કંઈ નહિ કરીએ.'

'ધીરજથી બધું પતી જશે.'

'ઠીક ત્યારે સાહેબજી.' શશીકુમારે રજા લીધી.

'આવજો શશીભાઈ.'

બહાર નીકળીને શશીકુમાર ઉતાવળો ઑફિસ તરફ ચાલ્યો. ધાર્યા કરતાં વધારે સમય ગયો હતો. છતાં તેનું મન સંતોષ વ્યક્ત કરતું બોલ્યું, 'રૂબરૂ મળીને સીધી વાત કરવાથી કામ સુધરે છે. ધાર્યા કરતાં સરળ માણસ લાગ્યો. કદાચ વિના મુશ્કેલીએ પ્રશ્નનો નિવેડો પણ આવી જાય.' ઑફિસે પહોંચ્યો ત્યાં સુધી એ જ વિચારો આવ્યા કર્યા.

શશીકુમાર દાદર ઊતરી ડેલી બહાર ગયો એટલે સિગાર પીતાં શેઠ ઊઠયા. આંટા મારતા મનમાં બબડયા, 'આવા કાચી ઉંમરના છોકરાઓનાં મન કોણ ખરાબ કરી નાંખતું હશે? ચોપડીઓ વાંચીને અને ચળવળિયાઓનાં ભાષણો સાંભળીને બગડી જાય છે. કેવો મજાનો છોકરો છે? પણ આડે માર્ગે ચડી ગયો છે. મૂડીદારો અને રાજાઓને ઊખેડી નાંખવાની વાતો કરે છે? એકલા એકલા મૂછમાં હસ્યા. 'કોઈ ન મળ્યું' તે ભંગિયાને ચડાવ્યા. પોતે દુઃખી થશે અને બીજાને કરશે આજનો પવન જ એવો છે. આવાં કામની આંટી-ઘૂંટીમાં આ બિચારો શું સમજે? એને હડતાળનું જોર છે પણ ખબર નથી ગગાને કે હડતાળ તો તૂટેલી પડી છે.'

સિગાર પૂરી થવા આવી એટલે બારીએ ગયા. સિગાર ફેંકીને રોકાયા

લાંબો હૂંકું ઊપાડતો હતો. 'કેમ છોકરા, હવે તારી મા નથી આવતી ?'

'હવે અમે આવીએ છીએ.'

'ઠીક, હીરકીને કહેજે નવરાત્રિના દિવસો આવે છે તે ગરબાની લા'ણુ લઈ જાય.'

'કહીશ સા'બ.'

'ભૂલતો નહિ,' કહીને શેઠે બારી બંધ કરી. કોટ ચડાવ્યો, પાઘડી માથે મૂકી, ખેસ ખંભે નાંખ્યો, લાકડી લીધી, સ્લીપર પહેરીને બહાર નીકળ્યા દાદર ઊતરતાં બબડયા,

'પેલા મહમદખાં પઠાણને મળી લેવું પડશે.'



## ૮

# ગોપાળની મૂંઝવણ

અહિંસક રેશમનું પીતાંબર, શુભ્ર યજ્ઞોપવિત, કેસરિયા રંગની ચાખડીઓઃ ચટાક્ ખટાક્, ચટાક્ ખટાક્, પોસ્ટ ઓફિસની પાછળની ઓસરીમાં શાંતિપ્રસાદ ઉપનિષત્સ્મરણ કરતા ટેલી રહ્યા છે. આંખો નીચે નમેલી છે, મન ઊંડું ઊતરેલું છે, મોટા દેવાલયના ઘુમટની માફક અંતરમાં અવાજ ગુંજી રહ્યો છે.

सत्यं ज्ञानमनन्तं ब्रह्म। यो वेद निहितं गुहायां परमे व्योमन्।
सोऽश्नुते सर्वान्कामान्सह ॥ *

પ્રભાતનો સમય છે. મધુર પવન વાઈ રહ્યો છે. પૂર્વ દિશાને આવરી રહેલાં નાળિયેરીનાં ઝૂંપડાંમાંથી બાલરવિએ ડોકિયું કર્યું. પોતાનાં તેજસ્વી કિરણોથી, ઈશ્વરસ્મરણમાં લીન બનેલા ભક્તહૃદયમાં આત્મપ્રકાશ પ્રગટાવ્યો.

---

* હૃદયાકાશમાં પ્રકાશી રહેલા, સત્યજ્ઞાનરૂપી અનંત બ્રહ્મને જે જાણે છે તે સર્વ કામનાઓના પારને પામી ચિરશાંતિ અનુભવે છે.

એ વખતે પોતાનો પંખા જેવો સાવરણો અને ટોપલો લઈને ગોવો પાછલે દરવાજેથી દાખલ થયો. શાંતિપ્રસાદને પૂજાના વેશમાં જોઈ ભીંતે સાવરણો ટેકવ્યો. ટોપલો બાજુમાં મૂકયો. અદબવાળી ત્યાં જ ઊભો રહ્યો.

મંગળપુર આવ્યે પાંચ દિવસ થયા તેટલામાં ગોવાને જીંદગીમાં ન મળ્યા હોય એટલા અનુભવ થયા. જેમ ઊંડો ઊતરવા મથતો તેમ મૂંઝવણ વધતી હતી.

શશીકુમારના તેજસ્વી વ્યક્તિત્વે તે અંજાયો હતો. પ્રવીણચંદ્રનો સરળ સેવાભાવ એને આકર્ષક લાગતો હતો. શાંતિપ્રસાદની વત્સલતા એના સદ્‌ગત પિતાની યાદ આપતી હતી. હીરો અને હીરૂ એને માની ખોટ વરતાવા દેતાં ન હતાં. છતાં આ ધાંધલમાં એ મૂંઝાઈ ગયો હતો. એને તો પાંચ પૈસા કમાવાની આશા હતી. શહેરનાં સુખ માણવાની લાલસા હતી. મેવાસાના વાસમાં 'પીઢ' ગણાતા ગોવાનું નાનું, શાંતિપ્રિય મગજ, મોટી અશાંતિમાં ગૂંચવાઈ ગયું હતું.

અમૃતબાગમાં જયંતિની રાતે 'ખેલ' જોવા લાખા સાથે એ છાનોમાનો ગયો હતો. નાટયપ્રયોગો જોઈ એને પોતાને ત્યાં રહેવાનું મન થઈ આવ્યું હતું પણ કુટુંબનો ભાર પોતાને વહેવાનો છે એ વિચાર આવતાં મેઘાને તો જરૂર બોલાવી લેવો એમ એને થતું હતું. પણ મામા સામે એક હરફ કાઢવાની એની ગુંજાશ નહોતી. શશીકુમાર પાસે નોકરી માટે અરજી લખાવવા ગયા તો કહે હમણા એવી નાની બાબતમાં પડવાનું નથી. મુખ્ય મુદ્દો પતી જાય એટલે સૌ સારાં વાનાં થઈ રહેશે. મામા–મામીનો દિવસ કજિયા વિના આથમતો ન હોતો, લાખાની જેવી તેવી મદદથી પોતે એકલો કામ ઢસડતો હતો, આ સ્થિતિમાં તદ્દન કંટાળીને એણે વિચાર કર્યો, 'આ કરતાં મેવાસે પાછો ભાગી જાઉં, ચાર સુંડલા વધુ કરીશ, ચાર

સાવરણા વધુ બાંધીશ, પણ માની ને સૌને સાથે રહી શાંતિનો રોટલો તો ખવાય, આ લોહી ઉકાળો તો નહિ ?'

વહેલી સવારે શહેર વાળવા લાખા સાથે નીકળેલો. લાખો ચાપાણી પીવા રોકાયો. ગોવો આ બાજુ દરિયે મન હળવું કરવા નીકળી આવ્યો. શાંતિપ્રસાદને બહારથી જોયા એટલે અંદર આવ્યો. મનમાં થયું, 'કેવાં ભજન ગાય છે ? આપણે તો ઊઠયા કે તરત સાવરણો ને સુંડલો. ભંગિયાનો તે અવતાર છે કાંઈ ?'

શાંતિપ્રસાદના સૌમ્ય-પ્રસન્ન ચહેરા સામે ગોવો એકી ટશે જોઈ રહ્યો. પણ એ સૌમ્ય પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે જે આકરું મનોમંથન શાંતિપ્રસાદે અનુભવ્યું હતું એ માત્ર એક ઈશ્વર જ જાણતો હતો. અને હજી, મુખ પરની કાંતિ, ચંદ્રપ્રભા જેવી શીતલ જણાતી હતી તે દિલના આતશનું પ્રતિબિંબ માત્ર હતી.

પ્રવીણચંદ્રના મનનું સમાધાન કર્યા પછી, પાછા ફરતાં મી. વ્યાસ સાથે હતા. છતાં શાંતિપ્રસાદ એક અક્ષર સુદ્ધાં બોલ્યા ન હતા. છેક ઑફિસ પાસે આવ્યા ત્યારે 'જય જય' કરી ઘરમાં ગયા. મી. વ્યાસને એની નવાઈ લાગી ન હતી. શાંતિપ્રસાદના સ્વભાવથી તેઓ પરિચિત હતા. તેમની કેટલીક જૂની વાતો એણે સાંભળી હતી. પાંચેક વર્ષ પહેલાં ત્રણ માસની રજા લઈ આણુ ચાલ્યા ગયેલા, એમના ભાઇને ધરાસણામાં લાઠીમાર પડયો ત્યારે નોકરીનું રાજીનામું આપવા તૈયાર થયેલા. આખા સ્ટાફમાં શાંતિપ્રસાદ વિચારવાન, પ્રામાણિક છતાં ધૂની માણસ ગણાતા હતા.

તે દિવસે પોતે નામનું વાળુ કર્યું. રાતે અમૃતબાગ છોકરાંને લઈ નાટ્યપ્રયોગો જોવા ગયા, પણ ત્યાંયે એ જ વિચારો મગજમાં ઘોળાયા કર્યા. મોડી રાતે ઘેર આવીને પથારીમાં પડયા. પાછલી રાત સુધી એના એ વિચારો આવ્યા કર્યા. કોઈ કોઈવાર જીવનના વિસં-

વાદથી અસ્વસ્થ બની જતા ત્યારે આવી જ વ્યથા તેઓ અનુભવતા હતા.

'જેમણે ગરીબોના ભલા ખાતર, પોતાનાં સગાં–વહાલાં, અભ્યાસ, પૈસો અને જુવાનીનો ભોગ આપ્યો છે, એવા શશીકુમાર કે પ્રવીણચંદ્રને કંઈ પણ કહેવાનો મને અધિકાર નથી. જે સામ્રાજ્ય હિંદના જ નહિ, પણ જગતના મોટા ભાગના મહેનતુ વર્ગને કચડી રહ્યું છે, તેના અંગભૂત બનેલા માણસને, સામ્રાજ્યવાદનો નાશ કરવા પ્રતિજ્ઞાબદ્ધ થયેલા યુવાનોને ઉપદેશ આપવાનો શો અધિકાર છે?

'જીવન સેવાને અર્થે છે, ભોગને અર્થે નથી.' મહાત્માજીનું એ કથન કેટલીવાર વાંચ્યું, વિચાર્યું પણ જીવન વ્યવહારમાં કશો ફરક પડયો નહિ. સમાજને ભારરૂપ થઇ પડેલાં બેઠાક કુટુંબીજનોને પોષવા, આઠ કલાકની સરકારની ગુલામી કરવા ઉપરાંત મારાથી કશું થઈ શકતું નથી.

'કવિવરની ગીતાંજલિમાં કેટલીવાર વાંચ્યું? ઈશ્વર મંદિરોના ઊંડા ગર્ભમાં, સુગંધિત દ્રવ્યો વચ્ચે પ્રગટાવેલા ધૂપ–દીપના ઝળહળાટમાં નથી વસતો, પણ ખરા તાપમાં સડક ખોદતા મજૂરોના અંતરમાં વસે છે, દુર્ગંધી ઝૂંપડાંમાં અર્ધભૂખ્યા ને અર્ધઢાંકયા, સમાજથી તરછોડાયલા અછૂતોના અંતરમાં ઈશ્વરનો વાસ છે.'

'એવા દરિદ્રનારાયણની સેવા કરીને જીવન ધન્ય બનાવવાને બદલે હું શેતાનનો સેવક બની બેઠો છું, અને વાતો કરું છું અગસ્ત્ય જેવા મહર્ષિએ કરેલા મહાન સંસ્કારયજ્ઞની!'

ત્રણ રાત સુધી ઉકળાટ અનુભવી શાંતિપ્રસાદે આજે કંઇક સ્વસ્થતા પ્રાપ્ત કરી હતી.

પ્રાતઃ સમયે ઉપનિષત્સ્મરણના પોતાના નિત્યક્રમથી અહંભાવ ગાળી રહ્યા હતા.

ઘણી વારે તેમની નજર ગોવા ઉપર પડી. ગોવો શાંતિથી ભીંત પાસે બેઠો હતો.

'કેમ ભાઈ, કેમ આવ્યા છો ?' શાંતિપ્રસાદે પૂછ્યું.

'સા'બ અમસ્થો, દરિયે જતો' તો તે આવ્યો' ગોવાએ નજીક આવતાં કહ્યું.

'તમે તો હીરાના ભાણેજ થાઓ ને ?'

'જી હા.'

'તમારૂં નામ ભૂલી ગયો.'

'ગોવલો.'

'ગોપાળ.' શાંતિપ્રસાદને નામ બદલવાનો શોખ હતો. અમૃત-બાગના બાળકોનાં નામ તેમણે પાડયાં હતાં તે મુજબ નવે નામે ગોવાને બોલાવ્યો.

'ગોપાળ, હવે તમે સફાઈ માટે આવો છો ?'

'જી હા.'

'અહિં કાયમ રહેવાના કે ?'

'વિચાર હતો પણ હવે નથી ગમતું.'

'શાથી નથી ગમતું ? આવું સુંદર શહેર છે ને ?'

'આ બધું ધાંધલ ઊપડયું છે ને.'

'એ તો ચાર દિવસમાં શમી જશે.'

'અરે શા'બ, આપને શી ખબર પડે ? વાસમાં તો લોક કાંઈ કાંઈ વાત કરે છે. કહે છે મકાદમ સૌને બોલાવી બોલાવીને ફટકાવશે. અને આગેવાનોને જેલમાં પૂરશે.'

'એવું કાંઈ નહિ થાય. તમારે ગભરાવું નહિ.'

'પણ શા'બ નોકરી વગર કેટલા દિ' રહેવાય, મફતના રોટલા ખાવા કેમ ગમે, અને મારી માને કાંઈક તો મોકલાવવું જોઈએ ને?'

'મ્યુનિસિપાલિટિમાં અરજી કરી કે નહિ?'

'સેક્રેટરી પાસે મારા મામા સાથે ગ્યો 'તો એણે તો ઊલટી કેટલી ય ગાળો દીધી ને ધમકાવ્યા કે નિત નવાં તોફાન કરો છો તે તમારી ય નોકરી તૂટી જશે.'

'ચાર દિવસમાં એ પણ ઠંડા થઈ જશે.'

'તે સા'બ, આપ નોકરી અલાવોને?'

'મારા હાથમાં નોકરી નથી. નહિતર જરૂર અપાવું.'

'દેવલાને આપ રખાવી દેવાના છો ને?'

'કોને દેવેંદ્રને ના? એ તો ભણેલ છે. અને એનુ ય હજી થાય ત્યારે ખરૂં.'

'મને ય ભણવાનું બહુ મન છે. પણ મારા બાપ વહ્યા ગ્યા-હવે શું થાય?' ગોપાળ કોચવાયો.

'એમ મૂંઝાવાની જરૂર નથી ગોપાળ, તને નોકરી ય મળશે ને ભણવાનું પણ મળશે. ચાર દિવસમાં બધું ઠીક થયે હું પ્રયાસ કરીશ.'

'નહિતર પછી શા'બ. મારૂં મન પાછું પડી ગયું છે. નોકરીનું નઈં થાય તો મેવાસે ભાગી જઈશ. મને મુદ્દલ સોરવતું નથી.' ગોપાળની આંખમાં ઝળઝળિયાં દેખાયાં. એનું દિલ ભરાઈ આવ્યું. મુસીબતે રડવું રોકી નીચું જોવા ગયો.

શાંતિપ્રસાદના સુકોમળ હૃદયમાં દુ:ખનો પડઘો પડયો. પગથિયાં ઊતરી ચોકમાં આવ્યા. ગોપાળને ખંભે હાથ મૂકયો, 'એમ

ગભરાય છે શું ? મેં તને ન કહ્યું નોકરી અપાવીશ ? ગામડાના જુવાન તો હિંમતવાળા હોય છે. '

' પણ શા'બ મારી હિંમત આ બધું જોઈને ભાંગી ગઈ છે. '

' આવી ધમાલ તો પાણીના મોજાની માફક ચાલી જાય, કાલ સવારે......'

' બટુક ? '

ચોગાનમાં છવાએલી ગંભીર ગમગીનીને તોડતો કઠોર અવાજ ગાજી રહ્યો.

શાંતિપ્રસાદે પાછળ જોયું. મોટી સફેદ મૂછો, સાફ માથું, પહોળી ચોટલી, ચાર છેડે પહેરેલ ધોતિયું, ઉઘાડું સ્થૂળ શરીર ધ્રૂજે છે. પિતા શિવપ્રસાદનો ક્રોધ ભર્યો ચહેરો જોઈને શાંતિપ્રસાદના મુખ પરનો વાત્સલ્યભાવ ક્ષણવાર દૂર થયો. ખરબચડો અવાજ ફરીથી એટલા જ જોરથી આવ્યો. 'હવે તું હદ છાંડી જાય છે બટુક!'

ગોપાળ દૂર ખસ્યો. એના ચહેરાપર ભયનાં ચિહ્ન જણાયાં. ધીમે પગલે પાછા ફરીને પગથિયાં ચડતા શાંતિપ્રસાદને વૃદ્ધ પિતાએ ફરી ધમકાવ્યા, ' પૂજામાં બેઠો હો એટલીવાર તો મર્યાદા જાળવ. દિવસ આખો ભલેને એની ભેગો ફર્યા કર તને કોણ ના પાડે છે ? '

શાંતિપ્રસાદ એક અક્ષર બોલ્યા વિના ઓરડી તરફ વળ્યા. શિવપ્રસાદ જઈને બારણામાં આડા ઊભા રહ્યા, ' દેવને અભડાવવા નથી. જા સીધો બાથરૂમમાં જઈને પીતાંબર બોળી નાહી આવ. ઘરમાં અન્ન રહેવા દેવું છે કે નહિ ? '

' તમને ઘણીવાર કહ્યું છે નાના કાકા ! ' શાંતિપ્રસાદ પિતાને સમજાવવા લાગ્યા, ' માણસ માણસને અડવાથી અભડાતો નથી. ઘટ ઘટમાં રામ વ્યાપી રહ્યો છે. દેવ પથ્થરની કે સોનાની મૂર્તિમાં

નથી, મનની ભાવનામાં છે, ગરીબોના હૃદયમાં છે. એમની સેવા એ જ પ્રભુ સેવા છે. ભગવાન તો પતિતપાવન છે. ગોપાળને અડીને પૂજાની ઓરડીમાં પ્રવેશ કરૂં તેથી દેવ અભડાઈ જતા હોય તો એ દેવ નથી.'

'એવી થિયરી લડાવવાની જરૂર નથી.' શિવપ્રસાદનો પિત્તો ગયો. ધર્મઝનૂનથી ડોસા બોલ્યા, 'મોટો ધારીને તારી આમન્ય બહુ રાખી. મારા ખોળિયામાં પ્રાણ છે ત્યાં સુધી પૂજાની ઓરડી અભડાવા નહિ દઉં, કહેનારા કહી રહ્યા.'

'તો આજથી એ દેવની સેવા પણ મારે માટે વર્જ્ય છે. જે દિવસે આ મારો નાનો ભાઈ ગોપાળ એ ઓરડીમાં પ્રવેશ પામી શકશે તે દિવસે હું એમાં પગ મૂકીશ.'

બાપદીકરાને આટલા ઉતાવળા બોલતા સાંભળી શાંતિપ્રસાદનાં ધર્મપત્ની તારામતિ ઓરડામાંથી બહાર ડોકાયાં, બારણા આડા ઊભાં રહી, શાંતિપ્રસાદને એક બાજુ બોલાવ્યા.

શાંતિપ્રસાદે કહ્યું, 'આવું છું. નાના કાકાનું દિલ દુખાય છે તેમ તમારૂં દુખાતું હોય તો ઘરમાં આવવા પણ ઈચ્છતો નથી.'

'મારૂં તો ઘણુંય દુખાય છે. પણ મોટેરાનું માન રાખો તો ઠીક.'

શાંતિપ્રસાદ કંઈક કહેવા જતા હતા ત્યાં સાતના ટકોરા થયા. 'લાવો, મારૂં ધોતિયું ને પહેરણ આપો, ઑફિસનો ટાઈમ થયો.'

ઓસરીમાં જ કપડાં બદલી શાંતિપ્રસાદ ઑફિસમાં ગયા.

ગોપાળ થોડીવાર ઊભો રહ્યો. વાત વધી ગઈ જાણી ચોક વાળ્યા વિના જ રવાના થઈ ગયો. શહેર તરફ જતાં ફરી વિમાસણમાં પડયો 'કાંઈક શુકનફેર થયા. નહિતર આમ ન હોય. જ્યાં

મારાં પગલાં પડે છે ત્યાં કજીઆ–કંકાસ જામે છે. કેવા ધીરજથી, પ્રેમથી સમજાવતા હતા. એ ધારે તો બધું કરી શકે એવા છે. પણ અકરમીનો પડિયો કાણો. એમના બાપ કોણ જાણે ક્યાંથી આવ્યા. આ તો ઠીક છે નહિતર આમાંથી તો બાપદીકરાને જીંદગીનાં વેર બંધાઈ જાય. સાહેબે ભૂલ કરી. પૂજાને લૂગડે અડવાની શી જરૂર? છેટે ઊભીને ક્યાં વાત થતી નો'તી. તો મારૂં કામ થાત ને એના બાપનો જીવ નો દુખાત. પણ એમાં સા'બનો વાંક નહિ. એ બિચારા વહાલથી સમજાવવા આવ્યા. વાંક મારા કરમનો બીજું કાંઈ નહિ.'

નસીબને દોષ દેતો, કેવા અપશુકને મેવાસેથી નીકળેલો એ યાદ કરતો ગોપાળ બજારમાં પાછો ફર્યો. એના મનની મૂંઝવણ ચાલુ જ હતી. આશાનું કિરણ પ્રગટતું હતું ત્યાં એની આડું કાળું વાદળ અણધાર્યું છવાઈ ગયું.

સાંજ સુધીમાં અરજીનો નિર્ણયાત્મક જવાબ ન મળે તો બીજા દિવસથી હડતાળ પડવાની હતી. એ સમાચાર સાંભળવા ગોપાળ ઉતાવળો ઓફિસ ભણી ઊપડયો.



૯

# રંગમાં ભંગ !

'આવતી કાલથી હડતાળ' એ એક જ શબ્દ ભંગીવાસમાં સવારથી સંભળાતો હતો. બાળ બુઢ્ઢાં સૌ હડતાળની વાતોમાં તલ્લીન હતાં. કામથી કંટાળેલા જુવાનિયા વિચાર કરતા હતા.

'બસ કાલથી બપોર ચઢ્યા લગણુ સૂઈ રહેશું. મરજી પડશે ત્યાં સુધી બજારમાં બેઠા ટેસ મારશું, રાતે સીનેમામાં જશું. વાડીઓમાં ફરવા નીકળશું નહિતર, સગે વહાલે મહેમાનગતિ માણવા ઊપડી જશું. સાળા, કોઈ દિ રજા આલતા નથી તે પેટ ભરીને મોજ ઉડાવશું.'

જેમ જેમ દિવસ વધતો ગયો, તેમ તેમ આનંદની માત્રા વધતી ગઈ. કેટલાક તો સવારથી કામે નહોતા ગયા. વાસ આખો રંગે ચડ્યો હતો.

એમાં નવા સમાચાર મળ્યા, 'જગમોહન શેઠની દુકાને કપડાં વહેંચાય છે.'

બધી વાતો પડી રહી અને સૌ બજારે જવાની તૈયારીમાં પડ્યા. કાનો ભાભો કહે, 'લાવ ગગા, મારૂં જૂનું ફાળિયું લાવ. આ નવું માથાબંધણું મૂક ઘરમાં. શેઠ આલે તો સારૂં ધોતિયું એક લેતો આવું.'

રતનમા ઘરમાં દોડયાં ગયાં. લીરા થઈ ગયેલ ઓઢણું ને સાથળ દેખાય એવું થેપાડું પહેરીને શહેરમાં ચાલ્યાં. નાગાં–પૂગાં છોકરાં એમ ને એમ ભાગ્યાં. ધૂળે અંગ ભર્યાં છે. માથાં ગૂમડે ગેગી ગયાં છે, રાજીયો ને બીખલો, ધનકી ને મેઘલો, સૌ શહેર ભણી ઊપડયાં.

કામેથી આવીને ગોપાળ પગથાર ઉપર ચોપડી લઈને બેઠો હતો. વાંચતાં તો આવડતું નહોતું, ચિતર જોતો હતો. હીરૂ ને હીરો ગામમાં હતાં. લાખાને ખબર પડી એવો ઘેર આવ્યો.

'ગોવલા. ઊઠ ઝટ, ઈ નવી સોરણી ને કુડતું કાઢી નાંખ, માથે ઓલી કાળી રૂંચડાવાળી, ફાટલી ટોપી ઓઢી લે.'

'કાં, શું છે?' ગોપાળે ધીમેથી પૂછ્યું.

'અરે ઊભો થાને ઝટ, કાંઈક ફાયદાની વાત કરતા હશું. નગરશેઠ લૂગડાં આલે છે.'

'મારે બીજી જોડ હજી ચાલે એવી છે. એવાં ધર્માઉ લૂગડાં શું કામ પહેરવાં?'

'હવે ધર્માઉવાળી ઊઠને.' બાવડે ઝાલીને લાખે ખેંચ્યો. ગોપાળ પડી ગયો. સહેજ રીસ કરીને કહ્યું, 'તું લઈ આવ. મારે નથી આવવું.'

'બાપાને ખબર પડશે તે માર્યા વિના નહિ મૂકે હો?'

'મામા ય લૂગડાં લેવા જશે ?' ગોપાળે ભયમિશ્રિત આશ્ચર્યથી પૂછ્યું. મેઘાને ધર્માઉ ખવરાવવા માટે હીરાએ કરેલો સખ્ત વિરોધ ભૂલ્યો ન હતો.

'બાપો પંડે લેવા નહિ આવે.' લાખે ખુલાસો કર્યો.

પણ તારા બાપા મરી ગયા છે તે તને તરત આલશે તું નહિ આવ તો ખીજાશે.'

મામાને અને મામીને માઠું લાગશે એ બીકે ગોપાળ ઊઠયો. કાને કપડાં બદલ્યાં. જૂનો ચોરણો સાવ ગયો'તો. આગળ ગોઠણ અને પાછળ કુલા દેખાતા હતા. પહેરણમાં તો કાંઈ રહ્યું ન હતું. પીઠ ને બાંયો ખલાસ હતી. કોઈક મેમણ ઘરાકે લાખાને આપેલી જૂની ટોપી માથે મૂકી ગોપાળ લાખાની સાથે ચાલ્યો.

શેઠની દુકાન આગળ તો લંગર લાગી ગઈ છે. તળાવડામાં પગ મૂકતાં કાદવ ઉપર તરી આવે, એમ મફત કપડાં મળવાની વાત ફેલાતાં ગરીબ–ગુરબાં દોડયાં આવ્યાં. લોટની ગંધ આવતાં કીડી-આરામાં કીડીઓ ઉભરાય તેમ નીકળ્યાં. લૂલાં–લંગડાં, આંધળાં, નબળાં, નધણિયાતાં, કપડાં અને શરીરમાંથી બદબો ફેલાવતાં શેઠની દુકાન આગળ ટોળે વળ્યાં. આપનાર કોઈ આવ્યું ન હતું. શેઠજી ઘેર હતાં. ઉપરા ઉપરી પડવા લાગ્યાં. જાણે હું રહી જઈશ ને બીજા કોઈ લઈ જશે. ઘેર બેઠાં હોય ત્યારે મોંએ માખીઓ ઉડાડવાની પણ ઈચ્છા ન કરે, એવાં આળસુ ને અશક્ત, શરીરમાં ને મનમાં જેટલું જોર હતું તેટલું અજમાવીને આગળ ધસવા લાગ્યાં. ચાલ્યાનો મારગ ન રહ્યો.

રસ્તે જતા લોક ધમકાવે છે, 'એ ય છેટાં રહો. અભડાવી દેશો. મારાં સાળાં ગંધારાં કોણ જાણે કયાંથી ફૂટી નીકળ્યાં છે? આ એક શેઠ મોટો ધરમનો થાંભલો થઈને મલકને અભડાવવા બેઠો છે.

આપવાં હોય તે ખરી દયા હોય તો ઘેર જઈને આપી આવે નહિ? પણ દુનિયા જાણે શી રીતે કે શેઠ દાનપુન કરી રહ્યા છે; મલકના ચોર. એરણ ચોરીને સોયનું દાન કરવા નીકળ્યા છે. '

કોઈ જુવાન લાલ આંખ કરતો સંભળાવતો જાય છે, 'પોતાનાં પાપ ઢાંકવા બતાવાતી આવી દયા જ સમાજમાં આળસ અને ભૂખમરો પેદા કરે છે. ભીખ લેનાર ને આપનાર બન્નેને જેલ ભેગા કરવા જોઈએ. '

એવામાં કોઈ ખાદીવાળો બબડતો જાય છે, ' આ કરતાં સો રેંટિયા મંડાવી દે તો કરેલું સારૂં. પ્રામાણિકને મજૂરી મળે અને જાતે કાંતેલાં કપડાં પહેરતાં થાય. કાયમી ભીખ ટળી જાય. '

એટલામાં સોની ભગત ધન્યવાદ આપતાં અહોભાવનાં વેણ બોલે છે, ' વાહ, સાચો ધરમી કોઈ હોય તો આ જગમોહન શેઠ એક જ છે. બારે માસ દાનપુન ચાલુ જ. ભગવાને આપ્યું પરમાણ. એવા છે તો ધરમ ટક્યો છે. નહિતર આ કળજુગમાં ધરતી રસાતાળ જાય ! '

શેઠ આવ્યા ને કપડાં વહેંચવાં શરૂ કર્યાં. એકદમ ધમાલ ને ગોકીરો ઊપડ્યો. ' એ માબાપ, હું આંધળી ડોશી રહી ગઈ. એ શેઠ સા'બ, મારાં પાંચ છોકરાં બાપ વગરનાં ઉઘાડે અંગે રખડે છે. એ માબાપ, હું લૂલીઓ અહિં છેટો ઊભો છું. '

સહેજ દૂર ઊભેલાં કોળી વાઘરી, ઢેઢને ધમકાવે છે, ' એલા મેઘવાળ, છેટા મરો અભડાવી દેશો. પે'લા અમને લઈ લેવા દ્યો. '

ઢેઢ ભંગીને ધમકાવે છે ' એલા ઝાંપડા, રખેસર, અડી નો જતા. એલા છોકરા, આંય નો ઊભો રહે. એલી રતની ડોશી તું ઉપર પડતી ક્યાં આવ છ ? અભડાવી દઈશ ? તમે બહારવાળાં પછી લેજો.'

જાણે મુંબઈનું શેરબજાર કે સટ્ટા બજાર ખડું થયું! ધક્કા મુક્કી ને ધાંધલ, બૂમબરાડા ને ધમાલ, કોઈ કોઈનું સાંભળે નહિ, પોતાનો દેશભાઈ, જાતભાઈ કે પાડોશી લઈ જશે એ બીકે, સૌથી મોટી બૂમ પાડી, હાથ ઊંચા કરી, સૌ આગળ ધસી રહ્યાં છે. અને ધોળા દિવસનો જુગાર ખેલી લખપતિ બનેલો શેઠ જગમોહન, આજ અજ્ઞાન, અસહાય લોકોનાં ઉદ્યમ અને પ્રામાણિકતાને ભોગે, પોતાના પાપ-પુણ્યનો સટ્ટો ખેલી રહ્યો છે.

જેમ જેમ આપતા ગયા તેમ, ભિખારી વધતા ગયા. માગણની ભીડ વધતી ગઈ તેમ બૂમો વધતી ગઈ. અને બૂમ વધી તેમ શેઠ, મુનીમ, વાણોતર વગેરેની રાડો, ધમકી, ગાળો વધવા લાગી. બપોરના બાર વાગ્યા સુધી એક સરખી ધમાલ મચી રહી. શેઠ ઘેર જમવા ચાલ્યા.

એમની પાછળ એક ટોળું પડ્યું, 'અમે સાવ રહી ગયાં શેઠ સા'બ, માબાપ.'

'બસ અપાઈ ગયાં જેટલાં હતાં એટલાં.'

'એ અમને માબાપ, અન્નદાતા બે પાલી દાણાની મે'રબાની કરતા જાઓ, બે દહાડાના છોકરાં ભૂખ્યાં છે.' કાખમાં છોકરૂં તેડેલી એક બાઈ ગળગળી થઇ રડી પડી.

શેઠે બરાડો પાડ્યો, 'તમને તે સંતોષ જ નથી વળતો હરામ જાદાંઓ, જાઓ ઘેર જાઓ, નહિતર પોલીસ બોલાવું છું.'

પોલીસનું નામ પડયું એટલે ટોળું વીખરાયું.

સૌ ઘર તરફ વળ્યાં. પોતાનાં કપડાં જોવા લાગ્યાં. એક બીજાને બતાવી હરખાવા લાગ્યાં. જેને ઓછાં મળ્યાં તે બળતરા કરવા માંડ્યાં. લાખાએ ગોપાળ પાસે જઇ હર્ષપૂર્વક કહ્યું

'જોયું ગોવલા, આ ધોતિયું ને પહેરણુ નવાં નક્કોર. તું સાવ છોકરી જેવો છો. ભાયડો તો સૌની આગળ જઇને ઊભો રહ્યો. તને કેટલા સાદ કર્યા પણ સાંભળે ત્યારેને ? તને શું મળ્યું ?'

'એક પહેરણુ–પણ મને ટૂંકું પડે છે તે મેઘલા સારૂ મેવાસે જઇશ ત્યારે લઇ જઇશ.'

'તું તો રહ્યોને એમ ને એમ. તારા જેટલું મારામાં જોર હોય તો તો દસ લૂગડાં લઉં. ભાઇ તો હાથ જોડીને છેટા ઊભા રહ્યા. હવે ફરજે નાગો.'

'મારે કાંઈ જરૂર નહોતી આ જરાક ફાટલાં છે. બીજી જોડી તો હમણાં જ શીવડાવી છે !

વાતો કરતા ઘેર આવ્યા ત્યાં હીરૂ ઓસરીમાં કરિયાવર પાથરીને બેઠેલી. ફરતી પાંચ સાત બાઈઓ ને છોકરાં ઊભેલાં. એક એક કરીને સૌને બતાવતી હતી.

'જુઓ રતનમા, આ સાડલો, આ કાપડું આ ચણીઓ, આ લાખલાનાં કોટ, પાટલૂન.'

'તમે કયારે આ લાવ્યાં મામી ? ત્યાં તો ન દીઠાં.'

'કોણુ હું ? આ બધાં ભિખારાં ભેગી હું માગણુ છું તે જાઉં ? આ તો હરકીસન શેઠે મને નવરાતરના ગરબાની લહાણુ આલી છે. હરકીસન દુલેરાજા છે, તારા મામા સારૂ છાંટાપાણીનાં ને પાઘડીના પાંચ રૂપિયા રોકડા આલ્યા.'

જોનારને ઊડીને આંખે વળગે એવાં ઘેરા રંગનાં કપડાં હતાં. સૌએ હીરૂને મોંએ વાહવા કરી. એક પછી એક ઊઠીને ચાલવા લાગ્યાં. જરાક આઘેરાં જઈને મોઢાના ને હાથના ચાળા કરી બોલવા

લાગ્યાં. ' એવા લૂગડામાં મૂકે નઈં લાલબાઈ. હું ય એની જેમ નાચવા કૂદવા જાઉં તો બમણાં લઈ આવું. '

' લે છાની મર મુઇ ' ધનીમા ખોટી રીસ કરતાં બોલ્યાં. ' હીરૂ તો બચારી પરભુનું માણહ છે. એને વળી ક્યાં નાચતી જોઈ તેં ? '

' આ ઓલ્યા ભૂતિયા બંગલામાં. મહાજનના ને મેમણના વંઠેલ જુવાનિયા ભેગા થાય છે, ને આ હીરકી, ઓલી વાલકી હાડણ ને રૂખડી વાઘરણને નચવે છે. કોણ નથી જાણતું. એવાં લૂગડાં ને રૂપિઆ ભગવાન નો અલાવે બાઈ, ઠીક છે હીરકો બચારો...' એની જીભ એકદમ સીવાઇ ગઈ. પડખેથી હીરો નીકળ્યો. પોતાનું નામ સાંભળી જરા કતરાયો. પણ મગજમાં જુદા વિચાર ઘોળાતા હતા તેથી અટક્યા વિના ઘેર પહોંચ્યો.

હીરાની બીકે હીરૂએ ઝટપટ બધું પેટીમાં મૂકી દીધું. કોઈ કોઇવાર એ કપડાં કે પૈસા લાવતી ત્યારે હીરો રાજી થવાને બદલે ખીજાતો. અને બોલાચાલી થતી તો હાથ પણ ઊપાડી લેતો. વાસની બાઈઓએ ભૂતિયા બંગલાની વાત હીરાને કાને અનેકવાર નાંખી હતી. હીરો જ્યારે ઝાંઝ ચડતી ત્યારે એ વાત સંભારીને હીરૂને ખોખરી કરતો. પણ આજ એનું મગજ જુદા વિચારોમાં ગૂંથાયું હતું. શશીકુમાર પાસેથી એ આવતો હતો.

શશીકુમાર દિવાનને મળવા ગયો હતો ત્યાં દિવાને સખ્ત શબ્દોમાં ધમકી આપી. મહારાજાની મુલાકાતની સાફ ના પાડી, હડધૂત કરી કાઢયો. આથી શશીકુમારે તાબડતોબ બધા ભંગી આગેવાનોને બોલાવ્યા. અને કહી દીધું કે ' કાલથી હડતાળ પર ઊતર્યા વિના આરો નથી. ' હડતાળના સમયમાં શું કરવું, શશીકુમાર પકડાય તો શું કરવું, કોઈ નબળા પડે તો શું કરવું, હડતાળ વધારે

લંબાય તો શું કરવું વગેરે દરેક બાબતનો વિચાર શશીકુમારે કર્યો. ઘટતી સૂચનાઓ આપી. એ સૂચનાઓનો અમલ પોતાને કરવો પડશે એ વિચારે ગંભીર બની હીરો પાછો ફર્યો હતો.

ઘરમાં પેસતાં જ એણે હીરૂને બૂમ મારી. હોંશભર્યો, જુસ્સાથી ને હિંમતથી વાત કરવા લાગ્યો. ગોપાળ અને લાખો પાછળ ઊભા રહી ધ્યાનથી સાંભળતા હતા. નાનાં નાનાં છોકરાં પણ એક બાજુ ઊભાં રહી માબાપના મોં સામુ તાકી રહ્યાં.

'ફરીને પાછા સાંજે સાત વાગે અમારે આગેવાનોને એકઠા થવાનું છે. શશીભાઈને જેલમાં પૂરે તો પછી મારે માથે બધો ભાર આવવાનો.'

ઘરનું વાતાવરણ એકદમ ગંભીર બની ગયું. નવાં કપડાંની વાત લાખાને કરવી હતી પણ એ ચૂપ થઇ ગયો. કોઇ દિવસે નહિ સાંભળેલી એવી વાતો સાંભળતાં, અજાણ્યા સ્થળનો ભય લાગે તેમ એક પ્રકારનો સૌને ભય લાગવા માંડ્યો.

'અહિં વાસમાં તો તમારૂં નામ દઇને કહે છે કે એને સૌ પહેલો પકડી લેવાના છે.' હીરૂએ કહ્યું.

'તો હું તૈયાર છું. પૂરો વિચાર કરીને પગલું ભર્યું છે.'

"પછી અમારૂં શું થશે?'

'તમારે ખાવુંપીવું ને મોજ કરવી.'

'પણ કહે છે ઘરાકમાંથી ખાવાનું નહિ આલે ને હાટડેથી તેલ મરચુંય બંધ કરાવશે.'

'કર્યાં કર્યાં' હીરો બોલ્યો, 'છતાં તને બીક રહેતી હોય તો લાવ પાંચ-પંદર દિ'નું લાવી આલું. તારી પાસે હાથ ખરચીનો રૂપિયો-રોડો હોય તો આપ.'

હીરૂનું મોં મરક્યું. લાડભર્યો અવાજ કરીને બોલી, 'તમે આવતા પગારે પાછા આપવાનું વચન આપો તો એકને બદલે પાંચ કાઢી આલું.'

'હવે તો દોઢો પગાર થશે એટલે તું તારે દર પગારે પાંચ સંઘરતી જજે ને!'

હીરૂએ પેટીમાંથી પાંચની નોટ કાઢીને હીરાના હાથમાં આપી કહ્યું, 'જુઓ, તેલ, ઘી, મસાલો બધું એક રૂપિયામાં લાવવાનું છે. બાકીના ચાર આ છોકરાઓ સાથે પાછા મોકલજો. લાખલા, તું ને ગોવો જાઓ ભેગા. તેલના ને ઘાસલેટના શીશા લઈ લ્યો ને ઘીનું છાલિયું આલું છું. મસાલો પડીકે બાંધી લાવજો.'

'હું શહેમાંથી મોડો આવીશ,' હીરાએ કહ્યું. 'તું વાળુ લઇ આવીને છોકરાંને ખવરાવી લેજે. તું ય ખાઈ લેજે.'

'બહુ મોડું ન કરશો અને ચાર રૂપિયા ગોવલાના હાથમાં આપજો. તમે પાસે ન રાખતા.'

'કેમ?' હીરાએ હસીને પૂછ્યું. 'તને બીક લાગતી હશે કે હું ક્યાક છાંટોપાણી લેવામાં વાવરી નાંખીશ; નહિ?'

'છાંટોપાણી લ્યો એમાં વાંધો નથી,' હીરૂ બોલી. 'આ પૈસા નવા દિ'માં તમારે છાટાપાણીમાં ને છોકરાંઓને મીઠાઈ તથા ફટાકડા સારૂ કામ લાગે એમ ધારી સંઘરી રાખ્યા છે. પણ તમે બધા વાવરી નાંખો ને પાછા છાકટા થઈને આવો...'

'આજ તો ત્યારે ટેસ મારતો આવું.' કેટલા ય દિવસથી હાથમાં ચાર આઠ આના ય આવેલા નહિ તેથી હીરો પીડે જઈ શકતો નહોતો. વળી આ કામકાજમાં હમણા વીસરી ગયેલો. આજ એકાએક

યાદ આવતાં એના મોંમાં પાણી છૂટયાં. ખીસામાં પાંચની નોટ હતી, મનમાં થયું ' ફરીને લાગ નહિ મળે. આજ વહુરાણી હરખમાં જણાય છે. ' ' તારે એ વાતની ફકર નો કરવી. ' કહીને હીરો ચાલ્યો.

મગજમાં પીઠાની વાત બરાબર ચોંટી ગઈ. ' કદાચ કાલ સવારે જેલમાં પૂરે. કોને ખબર કેટલી સજા પડે ? કયારે પાછું પીઠાનું મોંઢું દેખવા મળે. શશીભાઈને મળીને સીધો ઊપડી જાઉં. રાજાને અને મુળવાને ય લઈ જાઉં. બચારા મને ઘણીવાર પાય છે વધારે નહિ લઈએ. એક એક પ્યાલી બસ છે. વળી આજના અવસરમાં એની ખરી જરૂર છે. હીરૂ બચારી ભોળી છે. પાઈ પાઈ કરીને સંઘર્યા હશે. બધા આપી દીધા. વાસની બીજી બાઈઓ કરતાં હિંમતવાળી છે. જેલનું નામ પડતાં બીજી મોં વાળે, આ તો પાણી પે'લાં પાળ બાંધવા પૈસા કાઢી આલ્યા. બધા નહિ વાવરૂં. એકાદ રૂપિયો ભાંગીશ. '

છોકરાઓને નાકાની દુકાનેથી ઘી, તેલ, ગ્યાસતેલ, મસાલો અપાવી પોતે બજારમાં ગયો. એક આંટો મારી, ચાપાણી પી ઓફિસે શશીભાઇ પાસે ગયો.

× × ×

ગોપાળે હીરાની વાત સાંભળી. એને ફાળ પડી. ' મામો જેલમાં જશે તો પછી મારે અહિં રહીને શું કરવું ? ' પણ બીજીજ પળે ગોપાળનું સમજુ હૃદય બોલી ઊઠયું, ' મામીને ને સૌને એકલાં મૂકીને મારાથી કેમ ભાગી જવાય ? બધાને લઈને મેવાસે જઈશ. હું ને લાખલો ટોપલા સાવરણા બાંધીને બાટવે વેચવા જશું. મામી પાસે ચાર રૂપિયા છે એમાંથી ઘરખરચ થોડા દિ' નભશે. માને ય મજા આવશે. મામાને પણ થશે કે નહિ ગોવલો સંભાળ લેનાર બેઠો છે. '

ચીજ વસ્તુ ઘેર આપીને બન્ને જણ શહેરમાં સફાઈ માટે ગયા. ગોપાળને કેટલીકવાર સુધી મેવાસાના વિચારો આવ્યા કર્યા.

× × ×

ખૂલતો પાયજામો, ખાખી પહેરણ, કાળું જાકીટ માથે કાળો ફેંટો, અંદર સોનેરી તાર, છેડાવાળી ટોપી, હાથમાં કાળા સીસમનો લોખંડી ગઠ્ઠાવાળો દંડો; પઠાણ મહમદખાં ભંગી લોકોમાં ધીરધાર કરતો. બે દિવસ પહેલાં હરકીસન શેઠે એના કાનમાં ફૂંક મારી કે 'હીરકો ને રાજીયો જેલમાં જવાના છે. લેણું હોય તો પતાવટ કરી લેજે.'

બપોરે બજાર વચ્ચે હીરાને મહમદખાંએ પકડયો. હીરાએ કહ્યું, 'મારી પાસે પાઈએ નથી. આ પગારે પાંચ રૂપિયા જરૂર આલીશ.'

'નહિ આજહી દેના પડેગા.'

'તારા સમ મહમદખાં એક પાઇ નથી.' 'હીરો કરગર્યો. મારા છોકરાના સમ હોય તો.'

વાત ચાલે છે ત્યાં શશીકુમાર મારતી સાઇકલે આવ્યો. હીરાને કહે, 'ચાલો, જલદી મારી સાથે.' હીરાએ પઠાણ સામે જોયું. પઠાણે શશીકુમારને ફરિયાદ કરી, 'શશીબાબુ, યે બદમાશ એક બરસસે પૈસા નહીં દેતા, પચીસ રૂપિયામેં પાઇ ભી નહીં દેતા. વ્યાજ ભી તકરાર કરકે દેતા હૈ. દિલવા દો તુમ આજ નહિતર પરેશાન હોગા.'

'આપી દેશે. એ નહિ આપે તો હું આપીશ. અત્યારે અમારે ઘણું જરૂરી કામ છે.'

પઠાણ બોલે તે પહેલાં શશીકુમારે હીરાને સાથે લીધો. પઠાણ લાલ આંખ કરી જોઈ રહ્યો.

મહમદખાં હંમેશની ટેવ મુજબ ફરતો ફરતો રાતે નવેક વાગે ભંગીવાસને નાકે આવેલી દુકાને આવીને બેઠો. ખોજા અભરામે બાજુમાંથી પાન મંગાવ્યું. 'ખાન સાહેબકો દો.' પઠાણે પાન મોંમાં મૂકતાં કહ્યું, 'યે ભંગી લોકકી બડી તકરાર ઊપડેગી. પગાર રૂક જાયગા. કયા કરે!'

'હીરકા ને મુળવા પાસે કેટલીક રકમ રહે છે?' અભરામે પૂછ્યું.

'ઉસકા કુછ ઇંતજામ હૈ?' ખાને આતુરતાથી સામો પ્રશ્ન કર્યો.

'વાતો થાય છે કે એ બે ચાર જણાને જેલમાં પૂરશે.'

'હીરકાકી પાસ આજ તગાદા કિયા થા. શશીબાબુ બોલે હમ દેગા. ઔર ઉસકી પાસ અભી કુછ હૈ નહીં!'

'કોની હીરકાની પાસે?'

'હાં.'

'હમણાં પાંચની નોટ વટાવી ગયો, ચાર રૂપિયા ને બે આના રોકડા પાછા આપ્યા.'

'કયા?' પઠાણનો અવાજ ઉગ્ર બન્યો.

'મેં મારે સગે હાથે આપ્યા છે.'

'સાલ્લા સૂવરકા બચ્ચા, જુઠ્ઠા બદમાશ.' મહમદખાં દંડો લઇને ઊઠયો.

લાખો ને ગોપાળ વાળુ કરતા હતા. નાના છોકરાં વહેલાં બપોરનું વધેલું ખાઇને સૂઇ ગયેલાં. હીરૂ વિચાર કરતી બેઠી હતી. 'હજી કેમ નહિ આવ્યા હોય? મેં છાંટાપાણીની વાત સંભારી ઈ

ખોટું કર્યું. નક્કી ઈ પીઠે ગ્યો હશે. પૈસાનું પાણી કરીને આવશે. મને એમ કે આ લૂગડાં ને પૈસાની વાત સાંભળીને ભુંરાટો થાય ને દાઝે બળે, એના કરતાં બે રૂપિયા આલીને છાનો રાખું. પાછું શેઠે ય ખાસ કીધેલું આમાંથી હીરાને બે રૂપિયા છાંટાપાણી સારૂ આલજે.'

હીરૂ ઊંડા વિચારમાં ફિકર કરતી બેઠી હતી ત્યાં બહારથી અવાજ આવ્યો, ' હીરા.'

મોટી વાટથી ચીમની અર્ધી કાળી થઈને તેજ ઝાંખુ પડી ગયું હતું. ધીમી કરેલ વાટ વધારીને હીરૂ બહાર આવી. ' કોણ છે ?' ' મૈં હું.' મહમદખાંનો અવાજ આવ્યો.

હીરૂ ધ્રૂજી ઊઠી. ' કોણ મહમદભાઈ, અત્યારે ?'

' હાં, કીધર ગયા હીરકા ?'

' શહેરમાંથી હજી આવ્યા નથી.'

' આજ હમારા ચૂકાવા કર દો.'

પગારને તો હજી પંદર દહાડાની વાર છે.' સ્વસ્થ થતાં હીરૂ બોલી.

' પગારકી બાત મત કરો.' પઠાણનો અવાજ કડક બન્યો ' તુમ્હારી પાસ પૈસા હે. દે દો નહીંતર દંડાબાજી કરેગા.'

હીરૂના પેટમાં તેલ રેડયું. ' આને મુઆને કોણે ખબર કર્યા હશે ? આ રાંડો બપોરે જોઈ ગઇ બપોરે, એમાંથી કોઈ નભાઈએ ચાડી ખાધી હશે,' હીરૂ બોલ્યા વગર ઘડીક ઊભી રહી.

ગોપાળે પઠાણનો અવાજ સાંભળ્યો. હીરૂ સાથે વડછડ થતી ભળી. ખાધું ન ખાધું કરી બહાર આવ્યો. બાજુ પર ઊભો રહ્યો.

નાનપણથી એને પઠાણની બહુ બીક લાગતી. કુતીઆણામાં એકવાર એના કાકાને એક પઠાણે લાકડીએ લાકડીએ મારેલો તે દિવસની ધાક બેસી ગયેલી. મહમદખાંને જોતાં જ ડઘાઈ ગયો. મનમાં થયું, ' કયાંક મામી ઉપર હાથ ઉપાડે નહિ. ' પગથાર પાસે, અંધારામાં લપાઇને ઊભો રહ્યો.

હીરૂ કાંઈ બોલી નહિ. મહમદખાંએ તગાદો કર્યો. ' ચલાઓ, પૈસા નિકાલો જલ્દી, આજ હમ લેકર જાયગા.'

મહમદખાંની ત્રાડ સાંભળીને આડોશી પાડોશી ઘર બહાર આવ્યાં. આંગણામાં ઊભાં રહી જોવા લાગ્યાં. કેટલાંક હિંમત કરીને કૂવા પાસે આવ્યાં.

' જુઓ મહમદભાઈ, ' હીરૂ નરમાશથી સમજાવવા માંડી, ' આ પગારે પાંચ રૂપિયા નક્કી ભરી દેશું. તમે આકળા ન થાઓ.'

' પગારકી બાત છોડો. કલકી ખબર નહિ હૈ. સાલાને હુલ્લડ મચાયા હૈ. જેલમાં જાયગા તો કૌન ઉસકા બાપ પૈસા ભરેગા ? ' ગરમ થઈને મહમદખાં જેમ ફાવે તેમ ગાળો દેવા ને ધમકી આપવા માંડયો.

એમાં જ્યારે કહ્યું કે, ' ઘરમેં ઘુસકર, તાલોકૂંચી તોડકર, હાથ પડેગા સો લે જાયગા ' ત્યારે હીરૂના હોશકોશ ઊડી ગયા.

બરાબર એ વખતે હીરો, મુળુ અને રાજા સાથે લથડિયાં ખાતો આવી પહોંચ્યો. મહમદખાં હીરાને જોતાં મોટેથી બગડી ઊઠયો, ' હમારા હિસાબ કર દો. '

હીરાએ સામે જોયું. ગાળ દઈ ને હસ્યો. તૂટતે અવાજે બોલ્યો, ' પૈસા......હાહા......બાપનો મા...લ છે.'

પઠાણ જલી રહ્યો હતો. દંડો ઊઠાવ્યો. 'સુવ્વર, પૈસા નહિં દેતા ઔર ગાલિયાં દેતા હૈ કમબખ્ત હામી...' કહીને દંડો ફટકાર્યો.

હીરૂએ બે હાથે લાકડી લીધી ને બૂમ મારી 'એ ઘોડજો મારા ધણીને મારી નાંખે છે.'

આસપાસ ઊભેલાં જરાક નજીક આવી કળેળાટ કરવા લાગ્યાં. પણ કોઈ ઓસરી પર ચડયું નહિ. લાખલો તો રડવા માંડયો. ગોપાળે દોડીને હીરાને ઝાલી લીધો.

મહમદખાંએ એક ઝટકો મારીને હીરૂના હાથમાંથી ધોકો છોડાવ્યો અને હીરૂને ધક્કો મારીને બારણામાં ફેંકી દીધી. હીરૂને પડતી જોઈને હીરાનો ક્રોધ ઊછળ્યો. જોર કરીને મહમદ સામે દોડયો અને કૂદીને મોં પર એક થપ્પડ લગાવી દીધી. થપ્પડ લાગતાં મહમદખાં વાઘની માફક વિફર્યો અને ઉપરા ઉપરી બે ત્રણ દંડા ફટકારી દીધા. હીરાને ઘેર મારપીટ થતી સાંભળીને કાનો ભાભો દોડયા આવ્યા. આવતાંવેંત વચ્ચે ઊભા રહ્યા. મહમદખાં આગળ પાઘડી ઊતારી, 'માફ કરો ખાનશા'બ. ગરીબ લોકના હજાર ગણા માફ કરો. આલી દેશે પૈસા ભાઇશા'બ.'

'નહિ તુમ હટ જાઓ.' પઠાણ જોસમાં આવ્યો.

'મારી નાંખો તોય નહિ હટું. મહેરબાની કરીને ગરીબ માણહ ઉપર રેમ કરો.'

'નહિ કલ દાવા કરૂંગા. જેલમેં લે જાઉંગા.'

આ બાજુ હીરૂએ રોવા કૂટવાનું શરૂ કર્યું. હીરો બેભાન જેવો લવતો ગોપાળના ખોળામાં પડયો હતો. વાસમાંથી બે જુવાનિયા ચોકી ઉપર પોલીસને ખબર આપવા ગયા. દુકાન સામે જ

હતી. પોલીસ તુરત આવ્યો. મહમદખાંનો ઓળખીતો હતો. આવીને બાવડું પકડયું.

'ચલો ઇતની રાતકો, છોડો યે ગરીબ લોગોંકો.'

'અરે સાલાને ગાલિયાં દી ઓર મારા મેરેકું.'

'સુબહમેં સબ ઠીક હો જાયગા ચલો.'

મહમદખાં મામલો સમજી ગમ ખાઈ ગયો. પાઘડી સરખી કરતો, 'કલ તેરી ખબર લુંગા.' કહીને ચાલતો થયો.

મહમદખાં ગયો તેવાં જ સૌ ઓસરીમાં ભરાઈ ગયાં. બે ત્રણ બાઈઓએ હીરૂને છાની રાખી. કાનાભાભાએ ખાટલો પાથર્યો. ગોપાળની મદદથી હીરાને સુવાડયો. છોકરાંઓને ઘરમાં ગોદડી પાથરી દીધી. હીરૂ ઓસરીમાં માથે હાથ દઈને બેઠી. ગોપાળ ખાટલે બેસી હીરાને ફાળિયાને છેડે પવન નાંખવા લાગ્યો.

દારૂના ઘેનમાં હીરો જેમ તેમ લવતો હતો. ધીમે ધીમે સૌ પોતાને ઘેર ગયાં. હીરૂ ને ગોપાળ મોડે સુધી ખાટલા પાસે બેસી રહ્યાં.

હીરૂ નિસાસો નાંખીને બોલી, 'આવતી કાલથી હડતાળ પડવાની છે અને આજ આ થયું! ભગવાને શું ધાર્યું હશે?'

ગોપાળે કહ્યું, 'મારા બાપા કહેતા કે દારૂની લત અને દેવાં જીવતર ખારૂં કરી નાંખે છે ઈ વાત સાચી.'

—:૦:—

## ૧૦

# હડતાળની અસર

શશીકુમારને મધરાતે ઉઠાડી પોલીસે નોટીસ આપી. 'સવારની વહેલી ટ્રેનમાં શહેર છોડી જજો.' સવારમાં લોકો ઊઠે તે પહેલાં નોટીસના ભંગ બદલ શશીકુમારને પકડી જેલમાં લઈ ગયા. બેચાર યુવકોએ પાછળ 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'નો જયઘોષ ગજવ્યો. શહેરમાં સનસનાટી ફેલાઈ ગઇ.

મંગળપુરમાં આ જાતની પ્રજાકીય લડત પહેલી જ હતી. આ પ્રકારની ધરપકડ પણ મંગળપુરના ઇતિહાસમાં પ્રથમ હતી.

ભંગી લોકો વાળવા ન આવ્યા એટલે હડતાળની બૂમ ઊપડી. દુકાન ખોલવા જતા પુનમચંદ શેઠે મોટેથી કહ્યું, 'હવે સાવરણા સુંડલા લઇને વાળવા નીકળજો મહેતા!'

રાયચંદ મહેતાએ જવાબ વાળ્યો. 'અરે પાયખાનાં ય હાથે કાઢવાં પડશે શેઠ મારા.'

'આ બચારા ભંગીઓની માગણી કાંઇ ખોટી નથી.' પુનમચંદે ધીમા પડીને કહ્યું. 'માગી માગીને શું માગ્યું ખબર છે? સારી જગ્યાએ એક ઓરડો ને પાંચ રૂપિયા પગાર વધારો.'

પણ એ લોકોની એટલી દાદે કોણ સાંભળે છે? મોટા અમલદારના આઠસોના નવસો કરવા હોય તો એક મિનિટમાં થઇ જાય. એના મકાનની જગ્યા અસ્વચ્છ હોય તો કહેશે, 'દરિયા કિનારે બંગલો બાંધી આપો.'

'અરે એની વાત કયાં કરે છે?' લાલુ શેઠ વચ્ચે કૂદી પડયા. 'આ સરકારની કોઠીમાંથી કાગળ આવ્યો ત્યાં લાખ રૂપિયા કાકા કહીને, કાચી ઘડીમાં કાઢી આપવા પડયા. ચમત્કારને નમસ્કાર છે ભાઇ.'

'અને દીકરાનાં લગન કર્યાં ત્યારે?' રામજી ઠક્કરે દુકાન ઉઘાડતાં કહ્યું; 'પાંચ લાખનો ધુમાડો કર્યો.'

'ગરીબનું કોઈ નથી ભાઈ.' બચુ કંદોઈ બોલ્યો અને ઝારો ખંભે મૂકીને સાંભળવા ઊભો રહ્યો.

ચોરે ને ચૌટે એક જ વાત ચર્ચાતી હતી.

આ બાજુ હીરાને આંગણે મુળુ અને રાજો ગંભીર ચહેરે બેઠા હતા. એમના દિલમાં ઊંડે ઊંડે બીક પેઠી હતી કે છેવટ સુધી ઝીક ઝીલાશે કે કેમ? અત્યાર સુધી તો માત્ર મોઢાનું જોર મારવાનું હતું. ભીંસ થશે ત્યારે ટકાશે કે નહિ? અરે મોળા પડીને કયાંક નોકરી તો નહિ ખોઇ બેસીએ ને? અનેક શંકા કુશંકા મનમાં એક સામટી ઊઠતી હતી. શશીકુમારની ધરપકડના સમાચારે રાતનો બનાવ વિસારે પડયો હતો

'હીરાભાઇ,' મુળુ ગળું ખંખારીને બોલ્યો, 'તું કહે'તો તો કે શશીભાઇનો બાપ મોટો પોલીટીકલ છે. એની ઉપર કોઈ હાથ નહિ ઉપાડે. આ શું થયું?'

'એમણે તો આપણને ચોખ્ખું કહ્યું,' તું, હીરાએ કહ્યું. 'તમે મોળા ન પડશો મને ભલે જેલમાં પૂરે.' એટલે આપણે કોઈએ ઢીલું બોલવાનું નથી. એકાદાનું મન મોળું પડયું તો એક એક કરીને ભાંગી નાખશે.'

'આપણે તો મક્કમ જ છીએ.' નિઃસાસો નાંખીને મુળુ બોલ્યો, 'હું તો તમને વાત કરૂં છું.'

'મુળવા,' રાજાએ આંખ કાઢીને કહ્યું, 'તું તો અમારા સૌના કરતાં વધુ ડાંખરો થઇને ડાંશ મારતો' તો અને હજી શશીભાઇના પકડાવાની વાત આવી ત્યાં મોઢાની કળાયું કેમ સંકેલાઈ ગઈ? બળિયા સાથે આમ બાથ ભીડાતી હશે?'

'મને મારી ફકર નથી રાજીયા.' મુળુ ખિન્ન મને બોલ્યો, 'પણ મારી પાછળ ખાનાર આઠ જણ છે. એમાં એક તારી ભાભી સિવાય બધાં અગરાજ—અપંગ જેવાં!'

'હીરકો ઘેર છે કે?' ત્રીજે ઘેરથી બૂમ સંભળાઇ.

બે પટાવાળા, એક મુકાદમ, પોતાના રસાલા સાથે કૃષ્ણપ્રસાદ રૂઆબથી ચાલ્યો આવતો હતો.

હીરો, મુળુ ને રાજો ત્રણે બહાર નીકળ્યા. મુળુના શરીરમાંથી કંપારી છૂટી. સહેજ પાછળ ઊભો રહ્યો. ઘરમાંથી હીરૂ, ગોપાળ, લાખો સૌ વાસનું નાનું મોટું પંદર વીસ માણસ એકઠું થઇ ગયું.

'કેમ હીરકા,' કૃષ્ણપ્રસાદે ડોળા કાઢી કહ્યું, 'તમે લોકો હજી સુધી કામે કેમ નથી ગયા?'

'અમારી અરજીનો જવાબ મળશે પછી કામે ચડશું.' 'તે તમને અહિં જવાબ દેવા આવે? અમલદાર તમારા બાપના નોકર છે? ત્યાં સા'બને મોઢે હાજર થાઓ, જેવો હશે એવો જવાબ મળશે.'

'અમારી વાત પૂરેપૂરી કબૂલ નહિ થાય ત્યાં સુધી અમે કોઈ ડગલું દેવાના નથી.' રાજાએ કહ્યું.

'શું કહ્યું?' કૃષ્ણપ્રસાદનો અવાજ ફાટી ગયો, 'બહુ જોર આવી ગયું લાગે છે. ચાર દિ' સારે મોઢે બોલાવ્યા તે માથે ચડી ગ્યા હરામખોરો, પણ યાદ રાખજો, બરડા ફાટી જશે. સાહેબનો હુકમ મળે એટલી વાર છે.' સાંભળનાર એના વિકરાળ ચહેરા સામે જોઈ રહ્યા. મનમાં ભય પામ્યા. હમણા જાણે હીરાને ફટકારશે.

હિંમત કરીને હીરૂ આગળ આવી, 'તે તમે આટલા ચડી જઈને શેના વાત કરો છો? અમારાં ઘર તો જુઓ? આમાં કેમ રહેતાં હશું? અને સાત રૂપિયામાં આ કળશી છોકરાંનું કેમ પૂરૂં કરતાં હશું? છે કોઇના અંગ ઉપર સારૂં લૂગડું?'

'હીરકી, તું અત્યારે વચ્ચે બોલીશ નહિ.' કૃષ્ણપ્રસાદ ગર્જ્યો. 'ખરૂં પૂછ તો આ તારે હીરકે જ બધી મોંકાણ ઊભી કરી છે. ચલાઓ, 'ટોળા સામે જોઈ એકદમ રોફથી બોલ્યો. 'લઈ લ્યો ટોપલા સાવરણા, થઇ જાઓ આગળ. પટાવાળા, ન આવે એને બાવડે ઝાલીને બહાર કાઢો.'

સૌના ચહેરાપરથી એક ભયની લાગણી પસાર થઇ ગઇ. એક બીજાની સામે નજર કરી નીચે જોઈ ગયા. એવામાં હીરૂની પાછળથી રતનમા નીકળ્યાં અને ભભૂક્યાં, 'તારી ઉપર તો કેસ કરવો છે કાળમુખા, મારી વહુને પૂરા મહિના જતા'તા ને તેં પાટુ મારેલી એની ફરિયાદ નોંધાવી છે. તારૂં પાપ હવે ભરાઇ રહ્યું છે પાપીઆ!'

'મુકાદમ, આ ડોકરીને પહેલી ઉપાડો.'

મુકાદમ આગળ આવે તે પહેલાં રતનમા દોટ મૂકીને ઘરમાં પેસી ગયાં. અંદરથી સાંકળ દઇને ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યાં.

છોકરાં ખડખડાટ હસી પડયાં. મોટેરાના ચહેરા પર હાસ્યની લહેરી આવી ગઇ. કૃષ્ણપ્રસાદ બમણો ખીજાયો.

'હીરકી, તું ચાલે છે કે નહિ?'

'લાજ જરાક બોલતાં, આખો વાસ નહિ આવે ને હું એકલી આવીશ?'

'હમણા એક એક કરીને બધાંને હાંકી જાઉં છું.'

'નાનું છોકરૂં ય નહિ આવે. તું માથાં પછાડીને મરી જઇશ તો ય નહિ આવે.' હીરાએ મક્કમ અવાજે કહ્યું.

બે ઘડી ધમપછાડા કરી બે ચાર જણને થોલથાપલી કરી, 'કાલ તારી વાત છે' કહી કૃષ્ણપ્રસાદ ચાલ્યો ગયો.

છોકરાંઓએ પાછળ હુરિયો બોલાવ્યો.

* * *

રાતે દસેક વાગે ફળિયામાં એકઠા થઇને સૌ વાતો કરે છે, એ વખતે એક જણે આવીને કહ્યું, 'આજ રાતમાં તમને ત્રણ જણાને પકડી જવાના છે.'

'તને કોણે કહ્યું?' મુળુએ ગભરાટ દબાવતાં પૂછયું.

'સેક્રેટરી સા'બ ને મોટા સા'બ વાત કરતા'તા. પટાવાળાએ કાનોકાન સાંભળ્યો.'

'મારા બેટા જેલમાં પૂરીને ઘંટીએ દળાવશે,' રાજાએ અર્ધું મજાકમાં કહ્યું.

'કામનો વાંધો નહિ,' મુળુ બોલ્યો, 'પણ મારા સાળા કામ નો થાય તયેં ભાઠા નીરે ઈ નો ખમાય.'

'એમ કરો છોકરાઓ,' ધના ડોસાએ સલાહ આપી. 'તમે ત્રણે જણા રાતોરાત ભાગી નીસરો. અમે તમારી વતીનો જવાબ આલી દેશું.'

'પણ વાંસેથી તમે ઢીલા પડી જાઓ તો?' હીરાએ પૂછ્યું.

'પડયાં. ઊલટા તમને જેલમાં નાંખીને માર મારશે તો બાયડીઓથી નહિ ખમાય ને કામે ચડી જશે.'

'કેમ કરશું રાજા?' હીરાએ રાજા સામે જોયું.

'ધના બાપાની વાત તો વ્યાજબી છે.' રાજો જમીન ખોતરતાં બોલ્યો, 'શશીભાઇયે એમ કહેતા'તા કે તાપ ન જીરવાય તો ગામ મૂકી દેવું પણ કામે ન ચડવું.'

કાના ડોસાને બોલાવી મત પૂછયો. એની પણ એ જ સલાહ પડી.

ગોપાળ દરેક વાત એકાગ્રતાથી સાંભળતો હતો. હીરો ઘરમાં આવ્યો એટલે એણે કહ્યું, 'મામા આપણે સૌ મેવાસે જઈ તો કેમ?'

'મેવાસું નાનું કે'વાય. અને પાછું આ રાજ્યનું. અમે તો પરભાસ ઢાળા ઊતરી જાશું. આઠ દિ'માં પાછા આવતા રે'શું.'

'તે ગોવલા, તું શું કામે મુંઝાસ. હું છું ને?' હીરૂ બોલી.

'મને કામ વના સોરવતું નથી.'

'અરે, તને કાલથી લાખલો ફરવા લઇ જશે. દરિયે ને અમરતબાગે, સાથે જજો બેય ભાઈ.'

અમૃતબાગનું નામ આવતાં ગોપાળ રાજી થયો. એણે હીરા સામે જોયું. પણ હીરાનું મન પાટણ પહોંચ્યું'તું એટલે કશું બોલ્યો નહિ.

અમૃતબાગ જવાનું મળશે તો ચાર આંકડા ભણાશે એ વિચારે ગોપાળ રાજી થયો.

હીરૂએ રાતના વાળુમાંથી વધેલા બે રોટલા ને મરચાં બાંધ્યાં. હીરો તૈયાર થયો. નહાવા બદલવા એક ફાળિયું લીધું. ઓઢવા માટે હીરૂએ પોતાની ફાટલી પણ રંગીન શાલ આપી.

ત્રણે જણ મધરાત પહેલાં વાસમાંથી બહાર નીકળ્યા.

'ખબરદાર રહેજો ને ખબર અંતર મોકલજો. ઘરની ફકર રાખશો મા.' ગળગળી થતાં હીરૂ બોલી.

'તું સાચવીને રે'જે. છોકરાં ને ગોવલાને સંભાળજે. અને કોઈ કામે ન ચડે ઇ ધ્યાન રાખજે.' હીરે ભળામણ કરી.

'બેફિકર રહેજો.'

'અને' હીરાએ જતાં જતાં મન કઠણ કરીને કહ્યું, 'જો મને ખબર પડશે કે તું કામે ગઈ'તી તો હું પાછો ઘેર નહિ આવું. બાવો થઇને ગરનાર ઊપર વહ્યો જઈશ.'

'ઇ શું બોલ્યા?' 'હીરૂએ ખાતરી આપતાં કહ્યું, 'હું કામે જાઉં તો મને લાખલાના સમ છે.'

'બસ હવે મને નિરાંત થઈ.'

ત્રણે જણ અંધારામાં અદૃશ્ય થયાં ત્યાં સુધી હીરૂ, ગોપાળ અને રાજા–મુળુનાં બૈરાંછોકરાં જોઈ રહ્યાં—

× × ×

કૃષ્ણપ્રસાદનો પટાવાળો બીજે દિવસે વાસમાં આ પૂછપરછ કરી ગયો. નામની ધાકધમકી દઇ ચાલ્યો ગયો. કડક હુકમ નહિ મળવાથી એના હાથની ચળ વધતી જતી હતી.

વાસમાં તો ઉત્સવ જેવી ધમાલ મચી રહી. દયાળુ ગૃહસ્થોએ ખાવાનું વધારે આપ્યું. સવારે મોડા ઊઠીને ટેલ ટપ્પા લગાવ્યાં. બપોરે ખાઇ–પીને સૂઈ ગયા, નમતે પહોર ગંજીપા સોગઠાં ટીચ્યાં. સાંજે બજારમાં આંટો મારવા ઊપડયા. ચાપાણી પીને મોડા મોડા ઘેર આવ્યા. રંગીલા જુવાનોના મનમાં થયું, 'આવી હડતાળ બારે માસ હોય તો કેવી મજા પડે?'

હીરૂની રજા લઈને ગોપાળે બે ટંક જમવા સિવાયનો બધો વખત અમૃતબાગમાં ગાળ્યો. દેવેંદ્રે સગા ભાઈ જેટલા હેતથી સાથે રાખ્યો. નહાવા, પહેરવા કચ્છ આપ્યો. કપડાં બદલવા ચડ્ડી આપી. ભણવા પોતાની પાટી આપી. રમતમાં સાથે રાખ્યો. ગોપાળ ધ્યાન દઇને અકેક અક્ષર શીખતો હતો. વખત કયાં ગયો તેની ખબર ન પડી. એને થયું એક દિવસમાં આખો કક્કો શીખી લઉં.

રાતે સૂવાનું પણ બાગે રાખ્યું. દેવેંદ્રે પોતાની પથારીમાંથી એક ગોદડી કાઢી આપી.

ગોપાળના મનમાં થયું, 'હડતાળ આઠ પંદર દિવસ લંબાય તો સારૂં. ચોપડી વાંચતાં શીખી જાઉં.'

બીજો, ત્રીજો અને ચોથો દિવસ વીત્યો ત્યાં શહેરનો દેખાવ ભયંકર થઈ ગયો.

પુરાણી અરબી ઢબે બાંધેલી ઊંચી હવેલીઓ વચ્ચેની સાંકડી ગલીઓમાં માંકડ, મચ્છર અને ચાંચડનો વાસ તો હતો જ. એમાં ત્રણ દિવસનાં એઠાં પાણી, પેશાબ, છોકરાંનાં મેલાંથી શહેર ગંધાઈ ઊઠયું. નાકે રૂમાલ દાબી, લોકો નીચે જોઈને ઠેકતા ચાલવા લાગ્યા.

માથાનો દુખાવો, સળેખમ અને કયાંક કયાંક તાવના ખાટલા ઢળાવા લાગ્યા. હવાપાણી ઝપાટાબંધ બગડવા લાગ્યાં. મ્યુનિસિ-પાલિટિની બેઠકમાં પ્રેમશંકર વકીલ, ગિરધરલાલ અને દેવચંદ શેઠે શહેરીઓના આરોગ્ય ખાતર પણ ભંગી લોકોની માગણી પૂરી કરવા આકરી ભાષામાં અનુરોધ કર્યો.

યુવક મંડળે ભીંત પત્રિકાઓ ચોડી, શહેરની સ્થિતિ અને ભંગીભાઈઓ પર થતા જુલ્મના વર્ણન કર્યાં. વર્તમાનપત્રોમાં મોટાં મથાળાં નીચે હડતાળના સમાચાર પ્રગટ થયા. શશીકુમારનું ટૂંક જીવનચરિત્ર, એની સામ્યવાદી વિચારસરણી, મંગળપુર મ્યુનિસિપાલિટિનો એકહથ્થુ, અંધેર વહીવટ, દા. ધારેખાન, હરકીસન શેઠ અને નરોત્તમ વકીલના પ્રત્યાઘાતી વલણો પણ પ્રહારો કરતાં કોલમો ભરાવા લાગ્યાં. હરિજન સેવક સંઘના મંત્રીને આ પ્રશ્નને પોતાનો કરવા ખુલ્લા પત્રો પ્રગટ થયા.

'શશીકુમારને છ માસની સખ્ત સજા થઇ છે. ત્રણ ભંગી આગેવાનોને કયાંક અજાણ્યા સ્થળે ઉપાડી ગયા છે. બીજાને ધાક ધમકી અપાઈ રહી છે.' એ ખબરોથી હડતાળની ગંભીરતા વધી ગઈ.

ચાર દિવસમાં મંગળપુર ઉપર હડતાળની કાળી છાયા, રોગ અને આપખુદીના અંધારપછેડારૂપે પથરાઈ ગઈ!



## ૧૧

# સફાઈકામ

મહાસાગરનું તાલબદ્ધ સંગીત સંભળાઈ રહ્યું છે. પ્રાતઃકાળના પવનની લહરીઓ આવી રહી છે. મંગળપુરના નાગરિકો ગુલાબી નિદ્રા લઇ રહ્યા છે.

એ વખતે શહેરના મુખ્ય રસ્તા પરથી પચાસ સ્ત્રીપુરુષોની એક ટુકડી બબ્બેની હારમાં તાલબદ્ધ કૂચ કરતી નીકળી. કેટલાકે લાઠી લપેટની માફક જમણી બગલમાં ઊભા સાવરણા રાખ્યા છે, કેટલાકના ખંભા પર પરશુરામની ફરશીની પેઠે પાવડા રહી ગયા છે. કેટલાકે હાથમાં ટોપલા લીધા છે. કોઇના હાથમાં ફીનાઇલિનાં નાનાં પીપ છે, કોઇના હાથમાં જંતુનાશક દવા છે, કોઈની પાસે પાણીશોધક દવાના મિશ્રણના બાટલા છે. આરોગ્યરક્ષક ટુકડી મંગળપુરનો કચરો સાફ કરવા માટે મેદાને પડી. કોમના ભેદભાવ વિના, શિક્ષિત સ્ત્રીપુરુષો, સંગઠિત થઈને શહેરના આરોગ્યની ખાતર બહાર પડયાં. વકીલ પ્રેમશંકર એના મુખી હતા.

પુરવાસીઓએ જાગીને જોયું તો ખાનદાન ઘરનાં પચાસ યુવક–યુવતીઓ ગંદકી ઊઠાવી રહ્યાં છે. કેટલાક શરમાઈ જઈને આંખો ચોળતા નીચે આવ્યા.

'અમારે આંગણે ન વાળશો. અમારો નોકર સાફ કરી નાંખશે.'

કોઈ વધારે વિવેકી ભાઇ કહે છે, 'આપ આ બાજુ ન વાળશો, અમે અમારૂં આંગણુ વાળી નાંખશું.'

'જો સાફ કરવું જ હોય તો અત્યારે જ કરી લ્યો. જેથી અમારા રેંકડામાં અમે ભરી લઈએ.' પાવડાથી કચરો ભરતાં વકીલ પ્રેમશંકરે કહ્યું.

કરી રાખેલ વહેંચણી મુજબ વિભાગો સાફ થવા લાગ્યા. નવ વાગતામાં શહેરનો સૌથી વધારે ગંદો ભાગ સાધારણ સ્વચ્છ બની ગયો. લીમડાવાળા ચોકમાં ટુકડી એકઠી થઈ.

ગમ્મતી જુવાનોએ થાક ઊતારવા હાજરીનું ફારસ શરૂ કર્યું. એક જણે કાગળ પેન્સીલ લઈ હુકમ કર્યો 'ચલાઓ, એ ભંગિયાઓ, ચૂપ થઇ જાઓ–હાજરી પૂરાવો.'

'પૂરો શા'બ, રૂપલાનો પેમલો હાજર છે.' વકીલ પ્રેમશંકર રૂપશંકરે ગમ્મત ઝીલી લીધી અને સૌ ખડખડાટ હસી પડયા.

'ભંગીનું કામ કરતાં તો શરમ લાગે પણ એના જેવાં નામ બોલતાં પણ શરમ થાય.' પ્રેમશંકરે ગંભીર બનતાં કહ્યું. એમની સહેજ આગળ પડતી હડપચી દૃઢતામાં વધારે આગળ દેખાઇ. 'મંગળપુરવાસીઓને ચાર દિવસમાં અનુભવ થયો. ભંગી

કેટલો અગત્યનો છે. એટલું જ નહિ એ શહેરી જીવનનો સાચો રક્ષક છે. હવા વિના એ મિનિટ જીવી શકાતું નથી એનો એ શુદ્ધિકર્તા છે. નાગરિકોના કહેવાતા રક્ષક રાજાને રહેવા અઢી લાખનો આવાસ, પાંચ લાખનો ખાનગી ખર્ચ, જ્યારે જીવનના આ સાચા રક્ષકને રહેવા ગંધાતી ઝૂંપડી અને ખાવા સૂકો માંગેલ ઘરનો ટુકડો!'

'શરમ શરમ'ના પોકારો કરતા સૌ ઊભા થઈ ગયા. પ્રેમશંકર વકીલે હાથને ઇસારે ઊભા રહેવા સૂચના કરી, 'તમને સૌને ભૂખ લાગી હશે, ઘેર જવાની ઉતાવળ હશે પણ અમે એક કાર્યક્રમ ગોઠવ્યો છે. હમણા જ ઘેરથી કપડાં લઇ સીધા અમૃતબાગે પહોંચવાનું છે. નાહી ધોઇ, કેળાં પપૈયા ને નાળિયેરના પાણીનો ઉપાહાર ત્યાં લેવાનો છે. આ કાર્યક્રમ મંજૂર હોય તે હાથ ઊંચા કરે.'

ઓગણપચાસ હાથ ઊંચા થયા. ટુકડી વિખરાઇ. પોતાનો સાવરણો આપતાં શાંતિપ્રસાદે કહ્યું 'મને માફ કરજો.'

'આજે તો રવિવાર છે ને?'

'સવારે સાહેબે સંભાળ્યું. હવે મારે હાજર રહેવું પડશે.'

'આપની તો ખાસ જરૂર છે. એક કલાક પછી નાહી ધોઇને આવજો. આપને વધારે નહિ રોકીએ.'

'બનશે તો આવીશ.'

'સમય થશે એટલે છોકરાને તેડવા મોકલીશ.' ખાખી ચડ્ડી, ખાખી શર્ટ, હાથે, પગે ને ચહેરા પર કાદવનાં નિશાનથી શોભતા તારમાસ્તર સામે પ્રેમશંકર જોઈ રહ્યા. ગિરધરલાલ સામે જોઈ બોલ્યા, 'એક મિનિટનો વિસામો લીધા વિના અઢી ત્રણ કલાક સુધી

એમણે કામ કર્યું છે.' સફાઈનાં સાધનો બાજુમાં અખાડાના ચોગાનમાં મૂકાવી પ્રેમશંકર અને ગિરધરલાલ કપડાં લેવા ઘર તરફ ગયા.

× × ×

વસંતઋતુમાં રંગબેરંગી પક્ષીઓના સુમધુર સૂરોથી વન ઉપવનોમાં કિલ્લોલ મચી રહે તેમ, અમૃતબાગમાં નવા લોહીથી ઊછળતાં, પચાસેક નવજુવાન ભાઈબેનોના આગમનથી આનંદ અને ઉત્સાહની ભરતી આવી.

રેંટનો બળદ ઉતાવળો ફરવા લાગ્યો, ચાર પાંચ નવાં છીંપરાં મૂકી ધોબીઘાટની માફક સૌ ધોવા લાગ્યા. કેટલાક વડલાની ડાળે હીંચકવા લાગ્યા. કેટલાકે કાચાં જામફળ તોડી આરોગવાનું શરૂ કર્યું.

પ્રવીણચંદ્ર અને વિદ્યાર્થીઓ ઉપાહારની તૈયારીમાં પડયા. મજાનાં કેળનાં પાન ધોઈ કાપી તૈયાર કર્યાં. કેળાં, પપૈયાં, દાડમ, જામફળની વિવિધ વાનીઓ તેમાં પીરસી, લીલાં નાળિયેરનાં મોં ખુલ્લાં કરી કરી ત્રણ વચ્ચે અક્કેક રાખી દીધાં, પાણી પીવા વાટકીઓ મૂકી. નાહી ધોઈને ટુકડી આવી ત્યારે ફળાહાર તેમની રાહ જોઈ રહ્યો હતો. તાજાં, રસીલાં, આકર્ષક ફળો ધીરજની કસોટી કરે તેવાં હતાં. હારબંધ સૌ બેસી ગયાં. પ્રવીણચંદ્ર મંત્ર બોલ્યા. ઉપાહાર શરૂ થયો.

'આપ, પ્રેમશંકરભાઈ?'

'હું તારમાસ્તર સાહેબની રાહ જોઉં છું.'

'એ તો આવશે તમે ઝૂકી જાઓ ને?'

'નહિ એમને તેડવા છોકરો મોકલ્યો છે.'

પૂરી પાંચ મિનિટ નહિ થઈ હોય ત્યાં શાંતિપ્રસાદ આવી પહોંચ્યા.

પંચિયું, પહેરણ અને ટોપીઃ અંદર પેસતાં નમસ્કાર કર્યા.

'કેમ શરૂ કરી દીધું છે ને ?'

'હું બાકી રહ્યો છું.' પ્રેમશંકર સામા આવ્યા.

પધારો આ બાજુ.'

નાસ્તાપાણી થઈ રહ્યા પછી જલસો જામ્યો. કલાકેક આનંદ-પ્રમોદ કરી વિખરાવાની તૈયારી થઈ એ વખતે પ્રેમશંકર ઊઠયા.

'હવે છેલ્લો કાર્યક્રમ' શાંતિ પ્રસરી, જરા ઠીક થઈ સૌ બેઠા. નાના વિદ્યાર્થીઓ પણ ચૂપ થઈ ગયા.

'આજે આપણે સફાઇકામ કર્યું તેને વિષે બે શબ્દ પ્રસાદજી કહે તેવી મારી તેમને વિનંતિ છે! પ્રસાદજી કોણ હશે અને એ વળી શું કહેશે એમ ધારી કેટલાક આડુંઅવળું જોવા લાગ્યા. નકામો પોતાના રંગમાં ભંગ પડાવવા બદલ પ્રેમશંકર સામે કતરાવા લાગ્યા. પ્રેમશંકરે આગળ કહ્યું, 'એમને આપણે તારમાસ્તર તરીકે ઓળખીએ છીએ. બહુ થોડા—બે ચાર—જણ જેઓ તેમના નિકટના સહવાસમાં આવ્યા છે તે જાણે છે કે પ્રસાદજી હરિજનોના સાચા મિત્ર અને ભક્ત છે. આવે અવસરે આપણે તેમનો લાભ લેવો જ જોઇએ. આ બાજુ પધારો સાહેબ.'

'મારે કશું કહેવાનું નથી.'

'એટલા સારૂ તો આપને ખાસ બોલાવ્યા છે.'

'એવી ખબર હોત તો ન આવત.'

બે ચાર જણ એક સાથે આગ્રહ કરવા લાગ્યા. 'આ લોકો હવે આપને નહિ છોડે.' પ્રેમશંકરે કહ્યું. શાંતિપ્રસાદ ઊઠીને ભીંત

પાસે વચ્ચોવચ્ચ બેઠા. થોડીવાર આંખો ઢાળીને વિચાર કર્યો, પછી બોલ્યા.

'મારી જીંદગીમાં કોઇપણ સભામાં મેં ભાષણ કરેલ નથી. સરખે સરખા મિત્રો બેઠા હઈએ ત્યારે પ્રસંગોપાત વાતો કરીએ છીએ. એટલે તમે કોઈ આ બાબતને લગતો પ્રશ્ન પૂછશો તો મને સૂઝશે તે પ્રમાણે જવાબ દઈશ.'

'ભંગીનો ધંધો હલકો શાથી ગણાય છે?' એક જુવાને પૂછ્યું

'ધંધા માત્ર સરખા છે. કોઈ ઊંચોનીચો નથી. માત્ર સમાજમાં રૂઢ થયેલી માન્યતા ઊંચનીચના ભેદ પાડે છે. એ માન્યતા પલટાય તો ભેદ ટળી જાય. આજે આપણે ભંગીકામ કર્યું. નાહી ધોઇ સ્વચ્છ થઈ ગયા. ભંગી પણ સફાઇકામ કરી નાહી ધોઇ સ્વચ્છ થઈ શકે છે. પણ ભંગીને એના ધંધાથી પણ હલકો ગણે છે. માતા મેલું ઉપાડી સાફ થઈ શકે છે. એને પગે પડીએ છીએ એટલે ભંગીનું કામ તો પવિત્ર છે.

'હવે ધંધા તરીકેની ઊંચનીચતા તપાસીએ. દાખલા તરીકે આપણા બાળકને કંઈ કામ નહિ આવડે તો કહેશું, 'કુંભાર જેવો છે.' ભલા આપણે વિચાર સરખો કર્યો છે ખરો કે કુંભાર જેવા કલાધર આપણામાં કેટલા છે? આપણાથી એના જેવા સુંદર ઘાટ ઘડી શકાશે ખરા? સુંદર, સુરેખ ચાક ફરતો હોય અને પોતાનાં દસ આંગળાંથી આંખના પલકારામાં કેવા વિવિધ ઘાટ એ સર્જે છે? એની કળાના કોઈ પારેખે એનું નામ પ્રજાપતિ પાડયું છે. બ્રહ્માએ માટીમાંથી માનવી સર્જ્યાં એમ એ પણ માટીમાંથી અનેક ઘાટ ઘડે છે. નીંભાડામાં પકાવવાની પણ કળા છે, ઉપર ચિતરામણ કરવાની પણ કળા છે. ત્યારે એવા કળાધરને નામે શા માટે કોઈને તિરસ્કારવાચક સંબોધન કરીએ છીએ? એનું મુખ્ય કારણ એ છે કે એને એના પોતાના કામની કિંમત નથી. જેને પોતાના કામની કિંમત

નથી એની દુનિયાને પણ કિંમત નથી. ચામડાં ચીરવાં, કેળવવાં, રંગવાં, ચંપલ વગેરે બનાવવાં એ સૂગ ચડે એવો ધંધો છે. પણ આજે અન્ય ધંધા જેટલો જ ઉપયોગી અને મહત્ત્વનો માનીને કેટલાક શિક્ષિત યુવાનો એ કરવા લાગ્યા છે. એમની પ્રતિષ્ઠા સમાજમાં જેવી ને તેવી જ છે. ઊલટી એક અપ્રતિષ્ઠિત મનાતા ઉપયોગી કાર્યને પ્રતિષ્ઠિત બનાવવા ખાતર તેમનું વિશેષ સન્માન થાય છે. એવું જ સફાઇકામનું છે. શરીર, મન અને હૃદયની સફાઈથી કરેલા તમામ ધંધા સરખા છે.

'બીજું કારણ અંગમહેનતનાં કામ કરનારને બુદ્ધિનાં કામ કરનાર કરતાં હલકા ગણવાની પ્રથા છે. દોઢ રૂપિયાનું રોજ પાડતા કડિયા કરતાં પંદર રૂપિયાના કારકૂનને સમાજમાં વધારે માન મળે છે. હજામત કરીને એક વાળંદ રોજનો રૂપિયો કમાય અને એનો જ ભાઈ રેવન્યુ કચેરીમાં વીસ રૂપિયાનો કારકૂન હોય તો એને વધારે માન મળશે. સમાજમાં ચાર વર્ણ ઉત્તરોત્તર ઊંચાનીચા ગણાતા તેને લીધે કેટલાક ધંધા ઊંચા મનાય છે પણ હવે એ વસ્તુ રહી નથી.

'ટૂંકામાં ભંગી, વણકર, કુંભાર, ચમાર વગેરે વસવાયા કોમ ભણતી જશે અને ભણેલા લોકો એ ધંધાને સન્માનતા થશે તેમ ભેદ ભૂંસાશે. કેટલાક શિક્ષિત યુવાનો એ ધંધાને પ્રતિષ્ઠિત બનાવવાના હેતુથી એ ધંધો સ્વીકારીને પણ એ ભેદ ભૂંસવામાં સહાય કરશે.'

બીજો પ્રશ્ન આવ્યો:—

'આપણે સૌ સ્વીકારીએ ખરા કે ઢેઢ ભંગીને અડવામાં પાપ નથી. પણ એકલા પડીને એ સુધારો આચરણમાં ઉતારતાં ડર લાગે છે.'

શાંતિપ્રસાદે ઉત્તર આપ્યોઃ—

'રાજકારણ કરતાં સમાજસુધારામાં એકલા પડીને સુધારો કરવાની હિંમત વધારે જોઈએ છીએ. પણ આ બાબતમાં આપણે સહેજ ઊંડા ઊતરીને વિચાર કરવો પડશે. ધારો કે આપણે રસ્તેથી પસાર થતા હોઈએ એ વખતે બે માણસને લડતા દીઠા. એમાં જોરાવર માણસ, નબળાને સખ્ત માર મારે છે એમ આપણે જોયું. એ વખતે આપણા દિલમાં નબળાની મદદે દોડી જવાની ઇચ્છા થાય છે. એ ઇચ્છા કુદરતી છે. જે મહાન શક્તિએ આ સૃષ્ટિ રચી છે, એણે આ પ્રેરણા આપણામાં મૂકેલી છે. પણ એ ભાવના થતાંવાર દોડી જવાની હિંમત બહુ થોડામાં જણાય છે. 'પારકો કજીઓ કોણ ઉછીનો લે' 'આપણે આપણે રસ્તે જવું,' 'નકામા માર ખાઈ બેસીએ.' આવો વિચાર નામર્દાઇ બતાવે છે. એક માણસ ઉપર ચાર જણ છરી લઇને તૂટી પડયા હોય તે વખતે પણ જે છોડાવવા દોડી જાય છે તે જ ખરો માણસ છે.

'એજ રીતે સમાજમાં જે અસ્પૃશ્ય ગણાય છે, તિરસ્કૃત મનાય છે, તેમની સાથે હળવું–ભળવું, તેમનો ધંધો કરવો, વગેરે અપમાનજનક થઇ પડવા સંભવ છે, છતાં એવું પગલું ભરતાં આડોઅવળો વિચાર કરવાની જરૂર નથી. ઉપર કહ્યું તેમ નબળાને મદદ કરવાનો સબળાનો ધર્મ છે.

'પ્રાચીનકાળથી એ નિયમને આર્ય લોકો અનુસરતા આવ્યા છે. મહાભારતનું યુદ્ધ શરૂ થવાના ખબર મળ્યા ત્યારે મણિપુરની મહારાણી ચિત્રાંગદાએ પોતાના પુત્ર બભ્રુવાહનને લડાઇમાં મોકલવા માટે તૈયાર કર્યો. અર્જુન વનવાસમાં નીકળેલો ત્યારે ચિત્રાંગદાને વરેલો અને તેનાથી એ પુત્ર થએલો. યુદ્ધમાં જતાં બભ્રુવાહને માતાને પૂછ્યું, 'હું જાણતો નથી કૌરવ કોણ અને પાંડવ કોણ?' ત્યારે ચિત્રાંગદાએ કહ્યુંઃ—

'જે પક્ષ નબળો લાગે તેના તરફ રહીને લડજે.' હરિજનોને અપનાવવા પાછળ આ મહાન સિદ્ધાંત રહેલો છે.

'આજે યૂરોપમાં જાદવાસ્થળી ચાલે છે. પણ ત્યાં નબળાને બદલે સબળાને પક્ષે ભળવાનું જ એ લોકો પસંદ કરે છે. રશિયાએ પોલાંડનું રક્ષણ કરવાને બદલે ભક્ષણ કર્યું. નબળાને પડખે ઊભો રહે એ સાચો સામ્યવાદી કહેવાય.

'આપણા શહેરમાં સૌ જાણે છે કે ભંગી લોકોની માગણી વ્યાજબી છે. પણ સાચી વાત છડેચોક કહેવાની હિંમત કેટલા કરે છે? મ્યુનિસિપાલિટિને કર ભરનારા એકઠા થઇને કહે કે ભાઈ, ગરીબને શીદ કનડો છો? એમની માગણી હક્કની છે. તો મેમ્બરો સીધા થઇ કબૂલ કરે. પણ એટલી હિંમત નથી. એને લીધે જ દુનિયા ઉપર સરમુખત્યારશાહી, સામ્રાજ્યશાહી, શ્રીમંતશાહી, રાજાશાહી ને અમલદારશાહી: બધી શાહીઓ સવાર થઇને બેઠી છે.

'સમગ્રક્રાંતિનું મૂળ આમાં રહેલું છે.' સાંભળનાર વિચારમાં પડયા.



## ૧૨

# સમાધાન

દિવાનને બંગલે ડા૦ ધારેખાન, નરોત્તમદાસ અને હરકીસન શેઠને તાકીદનું તેડું આવ્યું.

હડતાળનો પ્રશ્ન ધાર્યા કરતાં વધારે ગૂંચવણભર્યો બનેલો જોઇ તેનો બળથી અથવા કળથી નિકાલ કરવા દિવાને ઝડપી પ્રયાસ શરૂ કર્યા. ત્રણે ગૃહસ્થો આવી ગયા કે તરત જ દિવાને વાત ઉપાડી.

'દાક્તર સાહેબ આ વાતનો જલ્દી નિકાલ કરો.'

ડા૦ ધારેખાને નરોત્તમદાસ સામે જોયું.

વકીલ નરોત્તમદાસ મંગળપુર ખાતે એક હરિજન હિતવર્તી તરીકે ખ્યાતિ પામેલા સજ્જન ગણાતા હતા. મંગળપુરની જાગ્રત જનતાનો રોષ તેમના તરફ વધતો જતો હતો, વર્તમાનપત્રોમાં પણ સૌથી વધારે પ્રહારો તેમના પર થતા હતા. એટલે બને ત્યાં સુધી બળનો ઉપયોગ ન કરવો એવી એમની ઇચ્છા હતી. તેમણે યુક્તિપૂર્વક કહ્યું.

'એ માટે અમે ત્રણેએ મળી વિચાર કર્યો છે.'

દિવાને દાક્તર તરફથી વકીલ તરફ મુખ ફેરવ્યું.

'આપણે હડતાળ તોડવા પૂરા બળનો ઉપયોગ કરીએ તે પહેલાં સમજૂતીથી કામ સધાતું હોય તો પ્રયાસ કરવો જોઈએ.'

'જરૂર,' દિવાન બોલ્યા, 'એને સારૂ તમે કોઇ યોજના સૂચવી શકો છો?'

'જી હા, એનો મેં વિચાર કરેલો છે. આપણે ખોટા ધાંધલથી ડરી જઈને કશું આપવાનો ધારો નહિ પાડવો જોઈએ. આજ આટલું આપશું તો કાલે વધારે માગશે. આજે ભંગીની વાતમાં જીતશે તો કાલે મીલના મજૂરોનું તૂત ઊપાડશે. એટલે એને તો દાદ ન જ દેવી જોઈએ.'

'બરાબર છે,' દા. ધારેખાને ટેકો આપ્યો.

'પરંતુ' વકીલની રીતે નરોત્તમદાસે સૂચના રજૂ કરી, 'આપણે પોતે જ આ સવાલ હાથ ધરવો જોઈએ. આપણી પોતાની જ કમિટિ બનાવી મકાનનું કામ શરૂ કરવું અને પગાર વધારા સારૂ એ લોકોની આર્થિક તપાસની પેટા કમિટિ નીમવી.'

'બહુ સરસ, મકાન માટેની આપણી એક જૂની યોજના પડેલી પણ છે.' હરકીસન શેઠ વચ્ચે બોલ્યા.

'પણ ભંગી લોકો આ વાત માની લેશે?'

'એને માટે પણ મેં વિચાર કરી રાખ્યો છે.' નરોત્તમદાસે કહ્યું.

'હાં, કહો.'

'આ વસ્તુ સમજાવવા માટે હરિજન સેવક સંઘના મંત્રીને બોલાવવા. હડતાળ છૂટયા પછી તુરત આપણે આ બન્ને કામ હાથ ધરશું એવી એમને મૌખિક ખાતરી આપવી.'

'હું' દિવાને શ્વાસ લીધો. થોડો વિચાર કરી બોલ્યા, 'એ પોતાની કોઈ ફાચર તો નહિ મારે ને?'

'અહિં ખાતે એમનો પ્રતિનિધિ હું જ છું. ઊલટું મકાન મદદ ખાતે આપણે સારી રકમ એમની પાસેથી મેળવી શકશું.'

'કેમ દાક્તર સાહેબ, આપને કેમ લાગે છે?' દિવાને શાંત બેઠેલા દાક્તરનો અભિપ્રાય પૂછ્યો.

'ઠીક છે, વચલા રસ્તા તરીકે. પણ બધું આપણે હસ્તક થવું જોઈએ.'

'એમ જ થશે.' નરોત્તમદાસે ફરી ખાતરી આપી.

'તો હવે એમને બોલાવવા વગેરેનું આપ જ કરશો ને?'

'જી હા, આજે હમણાં જ તાર મૂકી દઉં છું.'

'ઉતારો આપણે ત્યાં રાખજો.' હરકીસન શેઠ ઊઠતાં ઊઠતાં બોલ્યા.

'ના, ના, દર વખતે આપણે ત્યાં જ ઊતરે છે. બહુ શાંત અને સરળ માણસ છે. તરત ફેંસલો થઈ જશે.'

'બસ આપણે એ જ કામ છે,' દિવાને કહ્યું. સાહેબજી સલામ કરીને સૌ વિદાય થયા.

* * *

ભંગીવાસની વચ્ચે આવેલા ઓટલા ઉપર બે શેતરંજી પાથરી બેઠક બનાવી છે, લીમડાની ડાળે પેટ્રોમેક્સ લટકાવી છે. અમૃતબાગના વિદ્યાર્થીઓ બે હારમાં આગળ બેઠા છે. તેમની પાછળ દસ પંદર છોકરાં બેઠાં છે. ફરતાં અર્ધચંદ્રાકારે પચાસ સાઠ સ્ત્રી–પુરુષો ઊભાં

છે. બાળાંબુઢ્ઢાં લઘર-વઘર કપડામાં, અંદર અંદર મોટેથી વાતો કરતાં, કાખમાં તેડેલ રડતાં છોકરાંને મારીને બમણાં રડાવતાં, ભાષણ સાંભળવા ઊભાં છે. મોટી નાત જમી ગયા પછી વધ્યું-ઘટ્યું લેવા પડાપડી કરતાં હોય તેમ, આટલી સો માણસની સભા છતાં આગળ જવા ધક્કાધક્કી ને શોરબકોર કરી રહ્યાં છે. પ્રવીણચંદ્રની શાંત થવાની બૂમો મહાસાગરની ગર્જનામાં ટિટોડીનો અવાજ ડૂબી જાય તેમ શમી જતી હતી.

આઠના સાડા આઠ ને નવ થયા. એક ગીત, બે ગીત ત્રણ ગીત ગવરાવ્યાં તો પણ મહેમાન આવ્યા નહિ. પ્રવીણચંદ્રે ઊભા થઈને રસ્તા પર નજર કરી પણ કોઈ જણાયું નહિ ધીરજલાલની ધીરજ ખૂટી.

'આ લોકોને સમયની કે નિયમિતતાની પડી નથી. તદ્દન નકામા માણસો છે. 'આપ પધારો, આપ પધારો' માં મોડું કરે છે. અહિંને માટે જ નથી, દરેક સભામાં આમ બને છે. અને આવે તે પણ કેમ જાણે કોઈના પર ઉપકાર કરતા હોય! આવા શોભાના ગાંઠિયાને મોટા ભા કરીને જ કામ ચલાવવું પડતું હોય તો તમારૂં લાંબું ચાલવાનું નથી પ્રવીણભાઈ.'

પ્રવીણચંદ્ર થોડીવાર રહીને બોલ્યા, 'એમની ગરજ રહે છે એટલી આપણી ઊણપ ગણાય. અથવા આવા લોકો પણ વગર બોલાવ્યા, સામે ચાલીને વખતસર હાજર થાય એટલો આ કાર્ય પ્રત્યે તેમનામાં રસ અને સેવાભાવ પેદા નથી થયો, તો એનું કારણ અમારા જેવા હરિજન સેવકોની ત્યાગશક્તિ ઓછી છે તે છે.'

ધીરજલાલ કંઈક જવાબ આપવા જતો હતો ત્યાં દૂરથી પ્રકાશ દેખાયો. નજીક આવતાં અવાજ આવ્યો. એકદમ ટોળું મોટર તરફ

ઘસી ગયું. મોટર વાસને ખૂણે ઊભી રહી. પ્રવીણચંદ્રે ' મહાત્માજીની જય ' બોલાવી; ધીરજલાલે ' ઈન્કલાબ ઝિન્દાબાદ 'ની ઘોષણા કરી.

મહેમાનો ઊતરીને ઓટલા તરફ આવ્યા.

ટૂંકું પંચિયું, લાંબું પહેરણ, ઉઘાડા માથા પર ચળકતી ટાલ, ઊંચું પડછંદ શરીર, હાથમાં થેલી, સંઘના મંત્રી રામકૃષ્ણ આગળ ચાલતા હતા. તેમની બે બાજુ નરોત્તમદાસ અને હરકીસન શેઠ હતા. ત્રણે જણ ઉપર બેઠા. છોકરાઓ ત્રણમાં કોણ મોટું એની ચર્ચા અંદર અંદર કરવા લાગ્યા.

' પ્રવીણચંદ્ર, એક રાષ્ટ્રીગીત ગવરાવો. '

' બે ત્રણ ગવરાવ્યાં. '

' એક વધારે ગવરાવો. '

' આ લોકો થાકી ગયા છે હવે, ' ' ધીરજલાલે ઊંચે સાદે કહ્યું. છતાં મંત્રીનું માન સાચવવા પ્રવીણચંદ્રે ગીત શરૂ કર્યું.

નથી ઊંચાં નીચાં કોઈ માનવી રે,
બધાં એક જ પ્રભુનાં બાળ—નથી ઊંચાં નીચાં—

ગીત પૂરું થયું તેવો જ ધીરજલાલ આગળ આવ્યો. લોક થાકી ગયાની ફરિયાદ કરનારે ગળું ખંખાર્યું. વાતાવરણ ગરમ છે એવી છાપ મંત્રીના મન પર પાડવા એણે જુસ્સાથી, હાવભાવ સાથે પોતાનું પ્રિય ગીત ચલાવ્યું.

લાતો ને ગાળ હવે ખાવી નથી,
નથી સહેવાં બૂરાં અપમાન રે.
હરિજન જાગ્યા જાગ્યા રે...
એઠા તે ટુકડા ખાવા નથી,
નથી રહેવું જનાવર તોલ રે— હરિજન૦

આઘા રે'જો ને જાવા દેજો,
નથી વદવા ગુલામી બોલ રે— હરિજન૦

જુવાનિયાઓએ બમણા જોસથી ઝીલીને વાસ ગજવી મૂક્યો. સાંભળનારનું લોહી પણ ગરમ થઈ ગયું.

'પ્રવીણચંદ્ર, પરિચય આપો.' મંત્રીએ આજ્ઞા કરી. પ્રવીણચંદ્ર નીચે ઊતર્યા. ઓળખાણ આપવા લાગ્યા.

'બહેનો અને ભાઇઓ, શાંતિ જાળવો. આજે આપણે એક ગંભીર પ્રસંગે એકઠા થયા છીએ. એ ગંભીરતાનો તમને કોઇને ખ્યાલ હોય તેમ જણાતું નથી. હડતાળને લીધે શહેરમાં ગંદકી ને રોગ વધી પડયાં છે. મ્યુનિસિપાલિટિ મૂંઝવણમાં પડી છે. આપણને રસ્તો બતાવવા રામકૃષ્ણજી પધાર્યા છે. તેઓ કહે તે શાંતિથી સાંભળજો. મને પ્રશ્નમાં કોઈ બાજુ ન રહેવાનો હુકમ હતો તેથી તટસ્થ રહ્યો છું. પણ તમારી માગણી વ્યાજબી છે અને તે વહેલી તકે પૂરી કરવી જોઇએ એટલું કહી બેસી જવાની રજા લઉં છું.'

'આપ કહો હવે.' નરોત્તમદાસે મંત્રીને કહ્યું.

'નહિ, આપ પહેલા બોલો. હું એનું સમર્થન કરીશ.'

'એ પણ ઠીક છે.' વકીલ ઊઠયા. અગાઉથી થઇ ગયેલ વાત મુજબ રજૂઆત કરી.

શરૂઆતમાં શશીકુમારને અને નાસી ગયેલા આગેવાનોને મીઠા ચાબખા માર્યા. રાજ્યના બળનો ખ્યાલ આપ્યો. ભંગી કોમની અસહાય સ્થિતિનું બયાન કર્યું. સત્તાવાળા આકરા પગલાં લે તો કોણ કોણ કામે ચડવા તૈયાર છે તેનાં નામ આપ્યાં. પાછળ રહેનારને કેવું સહન કરવું પડશે તેનો ખ્યાલ આપ્યો. છેવટ કહ્યું, 'પણ ગમે તેમ તમે અમારાં ભાંડુ છો. તમને દુ:ખી જોઈ અમારાં દિલ દુભાય

છે. તમારી દુવાથી અમારાં છોકરાં સાજાં નરવાં રહે છે. શશીકુમાર કાલ સવારનું છોકરૂં છે એને શી ખબર પડે તમારૂં ભલું શેમાં છે? અમે તો તમને સાચી શીખામણ આપી છૂટીએ. હા, વિનયથી, માણસની રીતે માગવું હોય એ માગો. મળશે. પગારે વધશે, મકાનો ય થશે. પણ ડરામણીથી, ધમકીથી, કંઇ નહિ મળે. ડરથી નમતું આપે તો પછી કામ કેમ ચાલે? મારૂં કહેવું કદાચ ગળે ન ઊતરે તો આ રામકૃષ્ણભાઇ કહે તે સાંભળો. અમે 'સ્વાર્થી' અને 'પ્રપંચી' હશું પણ એમણે તો તમારા ભલા ખાતર ભેખ લીધો છે. એમનું માનશો તો સૌ સારાં વાનાં થઇ રહેશે.'

વકીલ બોલી રહ્યા. રામકૃષ્ણજીએ બેઠાં બેઠાં જ કહેવા માંડ્યું. બીજાં શહેરોની હડતાળોના દાખલા આપ્યા. તેમાં મળેલી સફળતા—નિષ્ફળતાની વાતો કરી. પછી કહ્યું, 'મેં બધી માહિતી મેળવી છે. તમે લાંબો વખત ટકી શકો તેમ મને જણાતું નથી. અમે જે નક્કી કરશું તે તમારા લાભમાં થશે. તંત ન કરશો. કાલ સવારે મ્યુનિસિપલ ઑફિસે તમારામાંથી ચાર આગેવાન આવજો. હું ત્યાં હઇશ. વકીલ સાહેબ, શેઠ સાહેબ, ચેરમેન સાહેબ હશે. પગાર, મકાન વગેરેનું તમે રાજી થશો તેમ નક્કી કરશું. સૌ સુંડલા સાવરણા લઈ ચોકમાં બેસજો. વાત ગળે ઊતરે તો કામે ચડી જજો. તમારા નાસી ગયેલા આગેવાનોને પણ પાછા બોલાવી લેશું.'

'શશીભાઈ છૂટયા મોર કાંઈ નહિ બને.' એક જુવાન પાછળથી ધુરક્યો અને બેઠો હતો ત્યાં ઊભો થઈ ગયો.

'તમે કાલ સવારે મને ઑફિસે મળજો. શશીભાઇ છૂટે તેવા પ્રયાસ પણ હું કરીશ. ચાલો બોલો મહાત્મા ગાંધીજીની......'

'જય' સૌ ઊભા થઈ ગયા.

મોટરમાં નરોત્તમદાસે ધીરજલાલને કહ્યું, 'ધીરૂ, આવી જા. તને ઘેર ઊતારી દઇશ.'

'ના જી. હું પ્રવીણભાઈ સાથે ચાલતો આવીશ.' મોટર ચાલી ગઈ.

વાસનાં સ્ત્રી–પુરુષો વાતો કરતાં વીખરાયાં–ધનો ભાભો ઊંચે સાદે બોલવા લાગ્યો, 'આપણી અને એની બન્નેની વાત રહેશે. આ નરોત્તમ બહુ ડાયું માણસ છે. અને ઓલ્યો રામકરશન પણ સત્તાવાળો લાગ્યો.'

'આપણી વાત દેશાવરનાં છાપાંમાં પુગી એટલે ગાંધી માત્માએ એમને સલાહ કરવા મોકલ્યા છે.' કાનાભાઈએ કહ્યું.

'ધનાબાપા,' રતનડોશી બોલ્યાં, 'આપણામાં ફુટ પડી ગઈ'તી. ઝાલ્યું નો રે'ત.'

'તયીં ભગવાને ટાણાસર મોકલી દીધો.'

'કાલ સવારે સૌએ જવાનું ને?' કાળાએ પૂછ્યું.

'જવાનું સાડી સાત વાર.' કાનો બોલ્યો. 'અમે ચાર આગેવાન મોરથી ઉપર જાશું. વાત સમજશું. ઘૂંટડો ઊતરશે તો પછી તમને હુકમ આલી દેશું.'

'ઠીક ઠીક, મજાનું.'

કેટલાક લહેરી લાલાઓને અને શશીકુમારના દોસ્તોને કામે ચડવાની વાત જરા આકરી લાગી. એમણે વાંધો ઊઠાવ્યો, 'તમારો કોઈનો હુકમ અમે માનવાના નથી. શશીભાઈ કહેશે પછી જવાના.'

'ધનાબાપા,' હીરૂએ લાજ કાઢીને પૂછ્યું, 'લાખલાના બાપને બોલાવા ક્યારે મોકલશો?'

'કાલ બપોર કેડે. બધું પાકેપાયે થાય પછી. તમે હવે એની ફકર ન કરશો.'

મોડી રાત સુધી સ્ત્રીઓ હીરાને આંગણે વાતો કરતી બેસી રહી.

રસ્તે ચાલતાં પ્રવીણચંદ્રે ધીરજલાલને કહ્યું, ' તમે કદાચ વિરોધ કરશો એવો મને ભય હતો. '

' મને બપોરે સમાધાનના સમાચાર મળ્યા હતા. સભામાં આવ્યો ત્યારે પ્રસાદજી પાસે થતો આવ્યો હતો. '

' એમણે શું કહેલું ? '

' સમાધાન થતું હોય તો આડા ન પડશો. '

' ત્યારે પ્રવીણભાઈ, ' ગોપાળે ઉતાવળા ચાલીને સાથે થતાં પૂછ્યું, ' આમાં કોણ જીત્યું ? '

' કોઈ નહિ. '

' પણ મારા મામા તો આવશે ને ? '

' જરૂર આવશે. અને તને નોકરી પણ હવે મળી જશે. '

' તો સારૂં ' ગોપાળ રાજી થયો.



## ૧૩

# ક્રાંતિકારી યોજના

**સાંજના** છનો સુમાર છે. અમૃતબાગના અતિથિગૃહમાં એક સાદડી પર રામકૃષ્ણ બેઠા છે. રેંટિયો કાંતતાં પ્રેમશંકર વકીલ સાથે વાત કરી રહ્યા છે. પોતાની ઊંચી, પાતળી કરોડ ટટ્ટાર રાખીને પ્રેમશંકર વકીલ ઊંધા પગ નાંખી બેઠા છે. દૃઢ નિશ્ચયી સ્વભાવ સૂચવતી એમની સહેજ આગળ પીઠ આવેલી હડપચી સખ્તાઈમાં બીડાયેલી છે. સમાધાનના મુદ્દાઓ ચર્ચાય છે. એ વખતે પ્રવીણચંદ્રે આવી ખબર આપ્યા, 'પ્રસાદજી આવે છે.'

પ્રેમશંકર બાજુએ ખસ્યા. રામકૃષ્ણે સાદડી પર જગ્યા કરી, 'પધારો ઉપર.'

'જી, હું અહિં સામે બેસીશ.' નાના આસન પર બેસતાં શાંતિપ્રસાદે કહ્યું.

'આપે સમાધાન થયાના ખબર તો સાંભળ્યા હશે.'

વાત શરૂ કરતાં રામકૃષ્ણ બોલ્યા.

'શશીકુમાર છૂટયાનો તાર કરવા ધીરજલાલ આવેલો તેણે થોડી વાત કરી.

'એની વિગતો હું પ્રેમશંકરભાઈને સમજાવતો હતો. આપને ટૂંકામાં કહી જાઉં, સફાઈકારોએ કામ પર ચડી જવું. મ્યુનિસિપાલિટિએ રાજ્યની સહાયથી શેઠ હરકીસનવાળી મકાનની યોજના ત્રણ માસની અંદર હાથ ધરવી. અત્યારે સાત રૂપિયા પગાર મળે છે તેના દસ આવતા માસથી કરી આપવા. પછી કામદારોની યોગ્યતા મુજબ દર વર્ષે એક વધારી પંદર સુધી લઇ જવા. શશીકુમારને છોડી મૂકવા. કૃષ્ણપ્રસાદને તાકીદ કરવી. હવે પછી કાયદા વિરુદ્ધ ગેરવર્તનની ફરિયાદ આવતાં રૂકસદ આપવી.'

'પેલા ત્રણ ભંગી આગેવાનોનું શું?'

'તેઓને બોલાવી લેવા. કામ પર ચાલુ રાખવા. માત્ર એક વર્ષ સુધી તેમણે હડતાળ કે એવી ચળવળમાં ભાગ ન લેવાના સો સો રૂપિયાના મુચરકા આપવા પડશે.'

'એ બરાબર ન થયું.'

'એને માટે બધું તૂટી પડતું હતું.'

પણ સ્વમાનને ભોગે મકાન કે પગાર વધારો મળે તે વ્યાજબી નથી. આપણા સુખી કુટુંબના હજારો જુવાનો સ્વમાન ખાતર જેલની અંધારી કોટડી અને લૂખો રોટલો પસંદ કરે છે. કારણ કે આલેશાન મકાન અને ભરપૂર ભોજન કરતાં એની કિંમત વધારે છે, એ જ સલાહ આપણે આ લોકોને આપવી જોઈએ.'

'તો પછી એમને નોકરીમાં નહિ રાખે.'

'કશી ફિકર નહિ. એને બીજો ધંધો શોધી આપવો. કદાચ શહેરમાં રહેવા ન દે તો બીજું ગામ શોધી આપવું.'

'એ લોકોની તૈયારીનો પણ આપણે ખ્યાલ કરવો જોઇએ ને?'

'પોતાની ઇચ્છાથી, આપણી સલાહ પૂછ્યા વિના ગમે તે કરે, પણ મનુષ્યત્વ ગુમાવવું પડે એવી શરત આપણાથી ન જ સ્વીકારાય. ભલે ભંગી ભાઇઓની પૂરી તૈયારી નહોતી છતાં એ લોકો સામા પગે પડવા નહોતા ગયા.'

'ઠીક છે' રામકૃષ્ણ ધીરા પડી બોલ્યા, 'હું નરોત્તમદાસને વાત કરી જોઈશ. બીજું, કેટલેક સ્થળે ભંગી લોકો માટે સહકારી મંડળીની યોજનાઓ થયેલી છે. તે મુજબ અહિં પણ થાય તેના પ્રયાસ કરવા મેં ભલામણ કરી છે.'

'એ થાય તો ઘણું સરસ.' શાંતિપ્રસાદના ચહેરા પરથી ગ્લાનિ સહેજ દૂર થઈ. મંડળીની સૂચના વધાવી લેતાં એ બોલ્યા, 'સુરત પાસે ચીખલી તાલુકામાં મારા મામા મામલતદાર છે ત્યાં એકવાર રજામાં હું ગયેલો. ત્યારે એનું સાહિત્ય વાંચેલું. મને એ યોજના ઘણી ગમી. જો કે ત્યાં ખેડૂતોની મંડળીઓ ચાલતી તેમાં કંઈ ઢંગધડો ન હતો. સરકારી ખાતાંની ઢબે ચાલતી હતી, પણ મેં જોયું કે એના સિદ્ધાંતોનો સર્જક ઘણો વિચારવાન અને નીતિવાન હોવો જોઈએ. એણે તો એટલે સુધી કહ્યું છે કે જે આ યોજના પ્રમાણે વર્તશે તે સ્વર્ગ પૃથ્વી પર ઉતારશે. માત્ર એની પાછળ સહૃદયી, પ્રામાણિક, એકનિષ્ઠ માણસ જોઈએ. મને તો મકાન અને પગાર કરતાં આ વસ્તુ વધારે મહત્ત્વની લાગે છે.'

'આપ કહો છો એમ એના સિદ્ધાંતો ઉમદા છે, પણ મારો અનુભવ ઊલટો છે. ઝગડા, ટંટા, રોજની માથાકૂટ, કાયર કરી નાંખે એવું કામ છે.'

'બધો આધાર કાર્યકર્તા ઉપર છે. આપ અહિં એ યોજના થાય તો પ્રેમશંકરભાઈને એમાં રાખજો એવી મારી સૂચના છે.'

'જરૂર રાખીશ. અને આપે પણ મદદ કરવાની.'

'મને તો રસ છે એટલે કરવાનો જ. આપને કદાચ અતિશયોક્તિ

લાગશે પણ જ્યારે મેં એ સાહિત્ય વાંચ્યું ત્યારે મને એમ થયું કે ગામડાઓની પુનર્ઘટના માટે સારામાં સારી આ યોજના છે. આવી સ્થિર રીતે એકધારું કામ થયું હોય તો પાંચ વરસમાં આર્થિક અને નૈતિક બન્ને દૃષ્ટિએ લોકજીવનમાં નજરે પડે તેવો પલટો કરાવી શકાય.'

'આપે તો આ યોજનાને છાપરે ચડાવી દીધી.' પ્રેમશંકર હસીને બોલ્યા.

'કોઈ વસ્તુ કે વ્યક્તિની ખોટી ખુશામત કરવાથી એની કિંમત ઘટે છે, વધતી નથી. પણ આ યોજનાના મૂળમાં પડેલા સિદ્ધાંતો ભવ્ય છે, તમે એ પુસ્તકો વાંચશો ત્યારે તમને એની ખાતરી થશે.'

'પ્રસાદજીની વાત ખરી છે.' રામકૃષ્ણજીએ અનુમોદન આપતાં કહ્યું. 'આજે જગતભરમાં સહકારી મંડળીઓ ચાલે છે. જ્યાં એ સિદ્ધાંતોને ખરા અર્થમાં સમજી, રંગાયેલા માણસો એ કામ કરે છે ત્યાં એનાં પરિણામો સુંદર આવેલાં છે. આપણા દેશમાં પણ કેટલેક સ્થળે સહકારી મંડળીઓ સુંદર કામ કરી રહી છે.'

'તો પછી આપ એ પણ પાકે પાયે નક્કી કરતા જાઓ.' પ્રેમશંકર વકીલે કહ્યું.

'બનશે તો આજ રાતે દિવાન સાહેબ પાસે વાત મૂકીશ.'

ક્ષણવાર કોઈ બોલ્યું નહિ. ત્રણેનાં મન એક વિચારમાં પરોવાયેલાં હતાં. રેંટિયાનું મીઠું ગુંજન નિઃશબ્દ શાંતિમાં ઉમેરો કરતું હતું.

'તમે પૂણી પકડવામાં તર્જનીને દૂર કેમ રાખો છો?' રેંટિયા સામે એકીટશે જોઈ રહેલા શાંતિપ્રસાદે પૂછ્યું.

'મને પહેલેથી એવી આદત પડી ગઈ છે.'

'એથી સૂતર નબળું અને અસમાન આવે છે, અંગૂઠો અને તર્જની જેવી પકડ આમાં આવતી નથી.'

'આપનું કહેવું ખરૂં છે.'

'હવે સાહેબ, મારો રેંટિયો ક્યારે સુધારી આપશો?' પ્રેમશંકરે પૂછ્યું. 'હમણા જરા રિસાયો છે.'

'તમારૂં મન રિસાયું હશે. રેંટિયો તો સદા પ્રસન્ન છે.' શાંતિપ્રસાદે કહ્યું.

'આ પેલો કાગળ વંચાવવો રહી ગયો હતો.' પ્રવીણચંદ્રે આવીને શાંતિપ્રસાદના હાથમાં પોસ્ટનું સરકારી કવર મૂક્યું. શાંતિ-પ્રસાદે હુકમ કાઢીને રામકૃષ્ણના હાથમાં આપ્યો 'આ પેલા વિદ્યાર્થીની અરજી મંજૂર થઈ આવી છે.'

'એમ કે?' રામકૃષ્ણે ચશ્મા કાઢીને વાંચવાનું શરૂ કર્યું. 'ચાલો ઠીક થયું. હવે એને આપ સંભાળજો.' પ્રવીણચંદ્રને કવર પાછું આપતાં બોલ્યા.

'શરૂઆતમાં જરા મુશ્કેલ પડશે,' પ્રેમશંકરે વચ્ચે કહ્યું.

'દરેક આગળ ભરવાનું પગલું મુશ્કેલ બનવાનું જ. આવા પછાત પ્રદેશમાં વિશેષે કરીને પણ દહીં વલોવાય ત્યારે જ માખણ નીકળે. જૂનાનવા વિચારોના સંઘર્ષણથી સત્યરૂપી નવનીત પ્રાપ્ત થઈ શકે છે.

'ક્રાંતિનો એ શાશ્વત નિયમ છે.' મંત્રીજીએ સિદ્ધાંત ઉચ્ચાર્યા.

'હવે બગીચા તરફ ચાલશું?' પ્રવીણચંદ્રે પૂછ્યું. 'હા ચાલો.' સૌ ઊભા થયા.

---

૧૪

## ખળભળાટ

હીરૂનો હિજમ આજ ક્યાંઈ માતો નથી. સવારમાં વહેલી ઊઠી. પાણી ભર્યું. ફળિયું વાળ્યું. ગોપાળ સાથે શહેરમાં સફાઈ કરીને આઠ વાગ્યા પહેલાં પાછી ફરી. ચા નાસ્તો કરવા ય રોકાઇ નહિ. હીરો ને લાખો આંખો ચોળતા બજારમાં જવા નીકળ્યા ત્યારે વાસને ખૂણે સામી મળી. પાછળ ગોપાળ વિચાર કરતો નીચું જોઈને ચાલ્યો આવતો હતો.

'કેમ આજ વહેલી વહેલી ?' હીરાએ પૂછ્યું.

'તને ખબર નથી ?' આજ મારો ભાઈ નોકરીએ ચડવાનો છે. ટપાલ ઓફિસમાં ખુરશીએ બેસીને કામ કરશે.'

'કાલ સાંજે હું આવ્યો ત્યારે ગોવલો વાત કરતો'તો ખરો. ત્યારે તો આજ કાંઈક ગળ્યું ગળ્યું ખાવાનું મળશે.' હસમુખો ચહેરો ને અવાજ કરતાં હીરો બોલ્યો.

'તુને તો જડશે ડાંભ.' જમણા હાથનો અંગૂઠો બતાવતાં હીરૂએ કહ્યું. ભણ્યો એટલા દિ' ગાળો દીધા કરી છ. ઈ તો મારો ભાઈ કઠણીયો તે ટક્યો, બીજો હોય તો રોઇ રોઈને ભાગી જાય.'

'હવે રાખ બહુ થયું. અમે આવીએ ત્યાં લાપસી રાંધી મૂક.'

ઘેર આવીને હીરૂએ હાથપગ ધોઈ ગોપાળને કહ્યું, 'ગોપાળ, બેટા તું દુકાનેથી અર્ધો શેર ઘી, શેર એક ગોળ, બટાટાનું અચ્છેર શાક, પાશેર તેલ, બે પૈસાનો મશાલો લઈ આવ્ય, મારો ભાઈ કરૂં.'

ગોપાળ હાથ, મોં ધોઇ, વાસણ લઈ ગામમાં ગયો. ચીજ વસ્તુ લઈ આવી અમૃતબાગ જવા તૈયાર થયો.

'મામી, હું નાહતો ધોતો આવું ને દેવેન્દ્રભાઈને તેડતો આવું.'

'હા વહેલો થા. પાછું અગિયાર વાગે તો એને હાજર થવાનું છે. ઈ કાંઈ મનીશપાલટી નથી તે વહેલું મોડું હાલે. ત્યાં તો ટેમશર હાજર થવું જોઇં.'

ગોપાળ મનમાં વિચાર કરતો ચાલ્યો.

'મને મારા બાપે ભણાવ્યો હોત તો હું ય ટપાલખાતામાં દાખલ થાત. મોટા મોટા માસ્તર હારે ખુરશી ટેબલે બેસવું, કાગળ વાંચવા, ઘેર ઘેર નામ વાંચીને આલવા, સરકાર તરફથી પોલીસ જેવો ડરેસ મળે, આંગણે જઇને ઊભીએ તો કોઇ આઘો રહે ન કહે, નોકરીએથી છૂટયા પછી કોઇ નામ ન લે. પણ એવાં નસીબ ક્યાંથી?' ગોપાળ ગમગીન બન્યો.

થોડી વારે બીજો વિચાર આવ્યો, 'હવે તો ઝટ નોકરીમાં નામ નોંધાઈ જાય તો સારૂં. મામાને ય કેટલીવારે દાખલ કર્યા. સો રૂપિયાના મુચરકા લીધા. ઈ તો હરકીસન શેઠ જામીન પડયા. નહિતર નોકરી જાત, કદાચ ગામ મૂકવું પડત. બે ચાર દિવસમાં બધું

થાળે પડે એટલે મારી વાત કરૂં. બચારી મા મેની જેમ પૈસાની વાટ જોતી હશે. મેઘલો ને લખમી બાખ્યા કરતાં હશે ને માને પજવતાં હશે. બાપને સંભારીને બચારી મોં વાળતી હશે.' ગોપાળનું મન મૂંઝાઈ ગયું. 'આઠ દિ'એ આંટો આવી જવાનું કીધું'તું પણ કયે મોઢે જાઉં ? ખાલી હાથે જઈને ઊભો રહું તો શા ખપનો ? પણ શી ખબર આવી, ધમાલ ઊપડશે. હશે જે થયું ઈ. આ એક અનુભવ મળ્યો. કાલ રાતે શશીભાઈ આવીને મામા આગળ કેવો ખીજાઈને બોલતો'તો ? જામીન આલ્યાની વાત સાંભળીને કેવો રાતો પીળો થઈ ગ્યો ? ઇ કયાંક ફરીને ધાંધલ નો ઉપાડે તો સારૂં.'

વિચારમાં ને વિચારમાં બગીચાનો દરવાજો આવ્યો...

દેવેંદ્ર નાહી ધોઇને તૈયાર થયો હતો. બધા વિદ્યાર્થીઓ એની ફરતા ફરી વળ્યા હતા. દૂર દેશાવરની સફરે જતો હોય અથવા લડાઈના મેદાન પર જતો હોય તેમ સૌ એની પાછળ પાછળ ફરતા હતા. ઘણાખરાને થતું હતું કે કયારે એની જેટલું ભણી લઇએ ને કયારે ટપાલમાં નોકરી લઇએ. દેવેંદ્રના ચહેરા ઉપર ગાંભીર્ય જણાતું હતું. મન ઉપર ભારનું એ સૂચક હતું. 'બીજા જેટલું કામ મારાથી થશે કે નહિ ? આવડશે કે નહિ ? કોઈના આંગણામાં જતાં અપમાન થશે તો ?' એક પ્રકારની મૂંઝવણ એના દિલમાં થઇ રહી હતી. માબાપને દર મહિને નિયમિત પૈસા મોકલી શકાશે અને ચાર છ મહિને જુદી ઓરડી રાખી વહુને બોલાવી મંગળપુરમાં રહી શકાશે એ વિચારે આનંદ થતો હતો.

ગોપાળ જલ્દી જલ્દી નાહી આવ્યો. દેવેંદ્ર જઈને પ્રવીણચંદ્રને પગે પડયો. આંખમાં આંસુ તર્યાં. પ્રવીણ ચંદ્રે હાથ પકડી ઊભો કર્યો. પીઠ થાબડી કહ્યું, 'જા ભાઈ ફત્તે કર.

વિદ્યાર્થીઓને રામ રામ કરી બન્ને ભાઇ વાસમાં આવ્યા. હીરૂ વાટ જોઇ રહી હતી. હેતથી તાણ કરીને જમાડયા. દેવેંદ્રને પૂરૂં

ભાવ્યું નહિ. જમી ઊઠયો એટલે હીરૂએ સાંડલાને છેડેથી એક એલચી, તજની કટકી, ને અર્ધું પાન આપ્યાં.

કપાળમાં ચાંદલો કર્યો. દુખણાં લીધાં. દસે ય આંગળાંના ટાચકા ફૂટયા.

વાસની પાંચ દસ સ્ત્રી–પુરુષો ને છોકરા ઓસરી ઉપર એકઠા થઈ ગયાં. અંદરે અંદરે વાતો કરવા લાગ્યા.

'બાઈ, ભણાવ્યો પરમાણ. બહુ હુશિયાર થયો. ભણતરની વાત જુદી છે. મોટા માસ્તરૂ ભેગો બેસશે ને મહાજનમાં ઘર ખૂંદશે. એનો ચહેરો કેવો તેજ કરે છે ? લૂગડાં, બોલી ચાલી, ક્યાંઈ વરતાય છે કે ભંગિયો હશે ? બગીચાનું ભણતર ચડિયાતું છે ભાઈ!

દેવેંદ્ર સાથે ગોપાળ ચાલ્યો, 'મામી, હું ભાઈને ઓફિસ સુધી મૂકી આવું.'

'હા જા મારો ભાઈ; તારો મામો ને લાખલો તે ક્યાં ગુડાણા, હજી ટળ્યા નહિ. એમને મારા ભાઈ ઉપર મુદ્દલ હેત નથી મુંઆ-ઓને ? તું જા ભેગો. નહિતર એમ નો થાય કે જઈને છોકરાંનો હાથ મોટા માસ્તરના હાથમાં સોંપી આવું. કેટલું સારૂં લાગે સામા માણસને ?'

દેવેંદ્ર અને ગોપાળ બહાર નીકળ્યા. વાસનાં સ્ત્રી–પુરુષો માન-ભેર જોઈ રહ્યાં.

અગિયારમાં દસ મિનિટ બાકી હતી ત્યારે દેવેંદ્ર અને ગોપાળ પોસ્ટ ઓફિસને બારણે આવીને ઊભા રહ્યા.

શાંતિપ્રસાદ એની રાહ જોતા હતા. તરત જ દેવેંદ્રને અંદર બોલાવ્યો. 'આવો, સાહેબ પાસે.'

પાની સુધી પહોંચતા લેંઘા, આખી બાંયનું ખમીસ; [illegible] રંગીન જાકીટ, ખીસામાં રૂમાલ અને પેન્સીલ, માથે સફેદ ટો[illegible] શાંતિપ્રસાદ પાછળ ધીમે રહીને દેવેંદ્ર ચાલ્યો.

કાબરચીતરી મૂછો, મોટું માથું, ગોળાકાર ટોપી; માત્ર ધોતિયા ને પહેરણ ભર પોસ્ટમાસ્તર દ્વારકાદાસ બેઠા હતા. ધર્મચૂસ્ત લોહાણા ગૃહસ્થ તરીકે મંગળપુરનાં સંનાતની સર્કલમાં તેમની ખ્યાતિ પ્રસરેલી હતી.

પોસ્ટમાસ્તરે ઊંચે જોયું, અટકાવવા પોતાથી બનતું બધું કરી છૂટયા હતા તેને નજર સામે આંનીને ઊભેલ જોયો એટલે સહેજ ક્ષોભ પામ્યાં. રોષની આછી રેખાઓ ચહેરાપર અંકાઈ. બીજી ક્ષણે હસીને પૂછ્યું, ‘ આ પેલો છોકરો કે ? ’

‘ જી હા, દેવેંદ્રકુમાર ભીખાજી ! ’ શાંતિપ્રસાદે કહ્યું.

આખા સ્ટાફની નજર એ બાજુ વળી. જેઓ કામમાં હતા તેમના કાન ઢળ્યા.

‘ મી. વ્યાસને બોલાવો. ’ પોસ્ટ માસ્તરે હુકમ કર્યો.

મી. વ્યાસ આવ્યા.

‘ જુઓ મી. વ્યાસ, તમે આ ભાઈને કામની સમજણ આપી દો. બીજા કરતાં તમને વધારે ફાવશે. ’

‘ ઘણી ખુશીથી સાહેબ; ’ મી. વ્યાસે કટાક્ષ ઝીલતાં કહ્યું.

‘ ચાલો આવો દેવેંદ્રકુમાર: ’

પોતાની ખુરશી સામે ટેબલ ખેંચીને ‘બેસો’ કહ્યું; એક વિદ્યાર્થીને સમજાવે તેમ શિક્ષકની અદાથી ટપાલીના કામની સમજણ પાડી. જૂના ટપાલીઓ તીરછી નજરે જોવા લાગ્યા.

બાર વાગે ટપાલની રેંકડી આવી. વર્ગણીના ગોળ મેજ ફરતા ટપાલીઓ ગોઠવાયા.

'દેવેંદ્ર આવો, અહિં તમારું સ્ટુલ લેતા આવો.' મી. વ્યાસે મેજ આગળ આવતાં કહ્યું.

'દયાશંકર મહારાજ, તમે હટાવો જરા ત્યાં. જગ્યા કરો.'

મહારાજ ચશ્મામાંથી કતરાયા. ટેબલ ખસેડ્યું. દેવેંદ્ર વચ્ચે ટેબલ ગોઠવી બેઠો.

દક્ષિણ આફ્રિકામાં ગોરા લોકોની નજર હિંદી અને હબસી પર પડે ને રંગદ્વેષથી કતરાય, પુરાણમતવાદી અમેરિકનો ત્યાંના મૂળ વતની રેડ ઇંડિયન અને નિગ્રો તરફ જે ભેદભરી નજરે જુએ, હિટલરના સ્વસ્તિકધારી જર્મન આર્યો યહૂદીઓ તરફ જે હીણો દૃષ્ટિપાત કરે, ચકચૂર અંગ્રેજો અને જાપાનીઓ હિંદી અને ચીના તરફ જે તુચ્છ ભાવથી જુએ તે જ માનવતાને શરમાવનારી વિકૃત નજરે મંગળપુરની પોસ્ટ ઓફિસના પોસ્ટમાસ્તર, પોસ્ટમેનો દેવેંદ્ર તરફ જોવા લાગ્યા.

પોતાના કરતાં વધારે સ્વચ્છ, સુઘડ, શિક્ષિત એવા આ યુવાનની હાજરીથી ઓફિસનું વાતાવરણ તેમને અપવિત્ર થતું લાગ્યું.

ટપાલ છપાઇને મેજ ઉપર આવી. મી. વ્યાસ વાંચીને વિભાગ પ્રમાણે આપવા લાગ્યા. દેવેંદ્રને આજે માત્ર શીખવાનું જ હતું. મી. વ્યાસે ભીમજી ખત્રીને કહ્યું, 'તમારે દેવેંદ્રકુમારને ગોઠવતાં શીખવવાનું છે અને મોટી હવેલીવાળા વિભાગનાં તમામ ઘરથી તેમને માહિતગાર કરવાના છે.'

'સારું શા'બ.' ભીમજીએ કહ્યું.

'આ ફરીથી કરો તો.' દયાશંકરે મી. વ્યાસને એક કાગળ પાછો આપતાં કહ્યું.

'દેવેંદ્ર, વાંચી બતાવો.'

'શા'બ' અંગરેજી છે.'

'એમને અંગ્રેજી આવડે છે. દેવેંદ્ર, ગુજરાતીમાં લખી આપો.'

દયાશંકર મહારાજે કાગળ ટેબલ પર મૂક્યો. દેવેંદ્રે વાંચીને ગુજરાતીમાં લખી આપ્યું. ઊડીને આંખે વળગે એવા સ્વચ્છ હસ્તાક્ષર જોઇ દયાશંકર બબડયો, 'માળાના અક્ષર મોતીડાં જેવા છે.'

વર્ગણી થઈ ગઈ. સૌ વહેંચવા જવા તૈયાર થયા. દેવેંદ્ર પણ ચાલ્યો.

'ભીમજીભાઈ, તમે માત્ર ઘર બતાવજો. કાગળ હું વહેંચતો જઈશ.'

'અરે ભાઈ, એવી માથાકૂટ કરૂં એ કરતાં હું જ ન વહેંચી નાંખું ? તને શેરીઓ બતાવી દઈશ.'

એક, બે, ને ત્રીજે દિવસ થયો ત્યાં હવેલીવાળી શેરીમાં ઘેર ઘેર સમાચાર ફરી વળ્યા. હિંદભરમાં આભડછેટમાં ઊંચો નંબર ધરાવતું કાઠિયાવાડ, કાઠિયાવાડમાં પશ્ચિમ કિનારો, અને પશ્ચિમ કિનારે મંગળપુર અને તેમાં મોટી હવેલીવાળી શેરી ! ભગવાનની મરજી તે દેવેંદ્રને ભાગ એ જ શેરી આવી.

દેવેંદ્ર નીકળે એટલે કુતૂહળથી બૈરાં એક બીજાંને બતાવે. બારણાં ઊઘાડીને બાઇઓ જોવા બહાર આવે. પણ જોતાં જ કલ્પના ભોંઠી પડે.

સ્વરૂપવાન સંસ્કારી નાગરિકને જોઈ શરમાઈ જાય અને અંદર અંદર પૂછે, 'ક્યાં છે ? ઓલ્યો ભંગિયો તો નથી લાગતો.'

'ઈ જ છે આ.'

એક હરેડ વૈષ્ણવ મરજાદીએ કાગળને છાંટ નાંખી એટલે એક જુવાને મશ્કરી કરતાં કહ્યું, 'કાકા, છાંટ નાખે અપશુકન થાય,' બુદ્ધિશાળી વૃદ્ધે ઉત્તર વાળ્યો, 'ભાઈ, કંકોતરી હશે એને કંકુએ છાંટી લેશું. બાકી સરકાર એકઆરે ફરવા માગે છે એ કદિ થવાનું નથી. અમારે વરસને વચલે દિ' એકાદ કાગળ આવે, એટલા સારૂ શું કામે અભડાયેં.'

ધીમે ધીમે ખળભળાટ વધવા લાગ્યો. ચોથે દિવસે શાંતિપ્રસાદે દેવેંદ્રને થેલી અને પૈસા આપ્યાં, 'જા શાકભાજી અને કેળાં લઇ આવ.'

મારકીટમાં કાછીઓને કોઇએ ફૂંક મારી, 'ઓલ્યો ઊજળાં લૂગડાંવાળો ઢેઢ છે.'

'કેમ આપ્યાં રીંગણાં?' દેવેંદ્રે પૂછ્યું.

કશો જવાબ મળ્યો નહિ. થોડીવારે કહ્યું, 'બાજુની દુકાને પૂછો.'

'ભાઈ, રીંગણા કેમ આપ્યાં?'

'ત્રણ પૈસે શેર.'

'એક જ ભાવ?'

'હા જી. આદુ, કોશમીર, મરચાં લઈ જાઓ સાથે.'

દેવેંદ્રે શાક લઈ પૈસા આપ્યા. સહેજ દૂર ગયો એટલે પહેલે કાછીએ હસીને કહ્યું, 'વટલાવ્યો લ્યા. છાંટ લઇ લો. હેઠો ઊતર.'

'કાં, શા માટે?'

'ઈ ઓલ્યો કોણ છે ખબર છે?'

'કયો?'

' આ બગલાની પાંખ જેવાં લૂગડાંવાળો બગભગત. ' મેલી કાછડીયે નાક લૂછતાં કાછીઆએ કહ્યું.

' એનું શું છે ? '

' ભંગિયો છે. '

' અર્ર્ર્ર્ અભડાવ્યા મારે સાળે ! ' નીચે ઊતરી છાંટ લઇ એ પવિત્ર થયો.

દેવેંદ્ર પોસ્ટ ઓફિસે આવ્યો. પ્રહ્લાદને શાક લઈ જવા સાદ કર્યો. અંદરથી પ્રહ્લાદની બા આવ્યાં.

' લ્યો, આ શાકભાજી તારાબેન. '

' તને કોણે શાક લાવવાનું કહ્યું હતું ? ' તારામતિ પાછાં ખસ્યાં. એમના રૂપાળા નમણા ચહેરા પર રોષની કદરૂપી ઝાંય પડી.

' સાહેબે કહ્યું'તું, ' દેવેંદ્ર નરમ પડી જઈ બોલ્યો.

' તો આપ તારા સાહેબને ' તારામતિ ઘરમાં ચાલ્યાં ગયાં.

ઓફિસમાં આવી દેવેંદ્રે શાંતિપ્રસાદને થેલી આપી.

' કેમ ઘરમાં કોઈ નથી ? '

' એમણે કહ્યું, તારા સાહેબને આપ. '

શાંતિપ્રસાદ સમજી ગયા. ઊઠીને ઘરમાં આવ્યા. તારામતિ રસોડામાં હતાં.

' લ્યો, આ શાકભાજી લઈ લ્યો. '

' નાંખો ઊકરડે. તમે એક વટલ્યા થોડું છે ? ઘર આખાને શા માટે વટલાવો છો. '

'કેમ બટુક, શું થયું ?' પૂજાની ઓરડીમાંથી શિવપ્રસાદનો ગરવો અવાજ આવ્યો.

'કાંઈ નહિ નાનાકાકા, આ દેવેંદ્ર શાક લાવ્યો છે તે ઘરમાં લેવાની ના પાડે છે.'

'કોણ લાવ્યું છે ?'

'દેવેંદ્રકુમાર. હમણા પેલો અમૃતબાગનો હરિજન વિદ્યાર્થી રાખ્યો છે ને તે. મજાનો વાણિયા–બ્રાહ્મણથી ચડિયાતો છે. આ ચાર દિવસે નહાય એવા કાનો ને અસ્માલ લાવે તો હરકત નહિ અને આનો વાંધો ?' શાંતિપ્રસાદ દુઃખપૂર્વક બોલ્યા. 'છતાં તમારૂં બન્નેનું દિલ દુખાતું હોય તો ભલે આ શાક અમૃતબાગ મોકલી આપીશ. આપણે માટે હું બીજું લઇ આવીશ.'

'બસ એ બરાબર છે.' શિવપ્રસાદે કહ્યું. 'શાક ધોઈ નાંખીએ પછી બાદ નહિ પણ આપણે દુનિયામાં રહેવું છે.'

શાંતિપ્રસાદે બહાર આવી થેલી દેવેંદ્રને આપી પોતે ફરી શાક લેવા મારકીટે ચાલ્યા.

આવીને ટોપી ઉતારી, આસન પાથરી રસોડા સામે બેઠા. પ્રહ્લાદની પાસે થાળીને ચાકુ મંગાવી સુધારવા લાગ્યા. તારામતિ રસોડામાં હતાં. શિવપ્રસાદ બહાર ઓસરીમાં સ્તોત્ર બોલતા આંટા મારતા હતા. શાંતિપ્રસાદે ધીમે રહીને કહ્યું,

'આપણે કેટલીવાર આ બાબતમાં વાતચીત થઇ છે. આપણા ઘરમાં માણસ જેવા માણસનું અપમાન થાય એ યોગ્ય નથી.'

'પણ એ અંદર આવીને બેસે ઊડે એનો હવે ક્યાં વાંધો છે. ચીજ વસ્તુ બીજા પાસે મંગાવવી. તમને પુરુષોને શી ખબર પડે.' તારામતિ બોલ્યાં, 'કાલ સવારે આપણો પ્રહ્લાદ પાછળ દેવ કપાસના છોડને પાણી પાતો હતો ત્યાં મોટા માસ્તરની વહુ નીકળ્યાં તે કહે.

'જોજે છાંટા ન ઉડાડતો.' પહેલાં ય એકવાર દેવેંદ્ર ને ગોપાળ ગયા પછી, ઓસરીમાં રમતો'તો ત્યારે એના છોકરાને કહેલું, 'પ્રહ્‌લાદ સાથે રમીશ નહિ, એ ભંગિયાને અડેલો છે.' હું કોઇનું એક વચન ન સાંખું. એ પાયખાને જઇને લૂગડું બદલ્યા વિના પાણિયારે અડનારાં લુહાણાં આપણને શા સારૂ કંઈ કહે? પણ આપણો જ વાંક હોય ત્યાં શું કરીએ? મૂંગા થઈને બેસી રહેવું પડે છે.' તારામતિ ગળગળાં થયાં.

'તમે નકામાં ગભરાઓ છો. તમારે એમને શાંતિથી સમજાવવું જોઇએ કે આપણે શા માટે દેવેંદ્રને અડીએ છીએ. શા માટે અમૃત-બાગ જતાં અભડાતાં નથી. બીજાને સમજાવતાં તો તમને સરસ આવડે છે. તમને ખબર છે? મહાત્માજી આફ્રિકામાં વકીલાત કરતા ત્યારે તેમનો એક કારકુન ખ્રિસ્તિ થઈ ગયેલો ઢેઢ હતો. એને પોતાના ઘરમાં રાખતા. કસ્તુરબા તો ચુસ્ત વૈષ્ણવ, જુના વિચારનાં, છતાં તમે જેમ હવે દેવેંદ્રને ઘરમાં આવવામાં વાંધો લેતા નથી તેમ એટલું તો સહી લીધું. પણ આફ્રિકામાં મકાનોની અંદર મોરી નથી હોતી. રાતે મેડે સૂનારને પેશાબપાણી માટે ખાળમાં કુંડાં મૂકી રાખે. પેલા ભાઈ પણ મેડે સૂતા. ગાંધીજી જાતે સવારમાં એ કુંડાં સાફ કરતા. કસ્તુરબા સફાઇકામમાં મદદ કરતાં. પણ, એમણે પેલા હરિજન ભાઇનું કુંડું ન ઊપાડયું. ગાંધીજી કહે, 'આપણું મેલું ભંગી સાફ કરે તેમાં આપણને સૂગ ન ચડે, પણ એનું મેલું ઉપાડતાં આપણો જીવ ટુંપાઇ જાય. એમાં કાંઈ માણસાઈ નથી.' ખૂબ સમજાવ્યાં એટલે કસ્તુરબાએ કુંડું ઉપાડયું તો ખરૂં, પણ આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં. ગાંધીજી કહે 'દુઃખતે મને નહિ રાજી થઇને ઉપાડ તો મને આનંદ થાય.' આ હૃદયદ્રાવક પ્રસંગ ગાંધીજીએ આત્મકથામાં પોતાને હાથે વર્ણવ્યો છે. એ વાંચી જોજો તમને ખબર પડશે. માણસ માત્રને સમાન ગણવા ખાતર એમણે કેટલું સહન કર્યું છે. તમારે તો એ દાખલો લેવો જોઇએ. નાનો પ્રહ્‌લાદ પાસે બેસીને,

શાંતિપ્રસાદ સામે જોઈને સાંભળતો હતો. શિવપ્રસાદનું મન પણ આ બાજુ હતું. તારામતિ કશું ન બોલ્યાં એટલે શિવપ્રસાદે કહ્યું, 'એ તું ગમે તેટલી વાતો કર ડુંગળીના દડામાંથી ગુલાબની સુવાસ આવવાની નથી.'

'તમે પણ નાનાકાકા, આટલાં શાસ્ત્રો વાંચ્યા છતાં જુના વહેમ છોડી શકતા નથી. આપણા પૂર્વજ નરસિંહ મહેતાએ નાતની પરવા ન કરતાં હરિજનવાસમાં જઈ ભજન કર્યાઃ એમના જીવનમાંથી આપણે કંઈ નહિ શીખવાનું? પરભાતિયાં ગાયે શુદ્ધ થઈ ગયા? તમે ડુંગળીને ગુલાબની વાત કરી એટલે મને એક કબીરજીનો પ્રસંગ યાદ આવે છે' શાંતિપ્રસાદ સાધારણ પ્રાસ્તાવિક વાત ચાલે તે રીતે બોલતા હતા. તારામતિ ભાવપૂર્વક સાંભળતાં હતાં. શિવપ્રસાદે આંખ મીંચીને ડોકું નમાવી આગળ ચલાવવા કહ્યું.

'એક વાર ગંગાજીને કિનારે ભક્ત કબીર પોતાનું વાસણ માંજતા હતા. તેવામાં બે તરસ્યા બ્રાહ્મણ આવીને ખોબે પાણી પીવા લાગ્યા. ભક્તરાજે મોં દેખાય એવું ચમકતું પાત્ર લંબાવ્યું. એકદમ બ્રાહ્મણો ગર્જી ઊઠયા 'અમને બ્રાહ્મણોને મ્લેચ્છ કરવા ધાર્યા છે? વિપ્રો તારા પાત્રમાં જલપાન કરશે, શૂદ્ર?'

હસીને કબીરજી બોલ્યા 'જો ગંગાજીના જળથી આ એક મારૂં વાસણ પણ પવિત્ર ન થતું હોય તો તમારાં ખોળીયાં કેવી રીતે પાવન થઇ શકશે?'

'એ પ્રમાણે જો ઉચ્ચ સંસ્કારથી હરિજન બાળકોમાં માનવતા ન પ્રગટી શકે તો પછી એ સંસ્કારો આપણને પણ શી રીતે શુદ્ધ કરી શકે?'

'સાહેબ, કોઈ તાર મૂકવા આવ્યું છે' પટાવાળાએ વિક્ષેપ પાડયો.

'ચાલો આવ્યો' શાકની થાળીમાં છરી મૂકી, હાથ ધોઈ, ટોપી પહેરી, શાંતિપ્રસાદ ઓફિસમાં ગયા.



૧૫

# વીસમી સદીનો મહાન સુધારો

રાતના સાડા નવ થઈ ગયા છે. આખા દિવસનો થાક ઉતારવા પશુ–પક્ષી જંપી ગયાં છે. બગીચાઓમાં આખો દિવસ સંભળાતો કલકલ ધ્વનિ શાંત પડ્યો છે. શહેરીજનોનો અવાજ ધીમો પડતો જાય છે. અંધારા આકાશમાં પ્રકાશની ચાદર બિછાવતા તારોડીઆ, પરમાત્માનાં દિવ્યચક્ષુની ઝાંકી માફક મૌનપણે ટમટમી રહ્યા છે. સઘળું શાંત છે. એક માત્ર કાળદેવનું અવિરત ગાન સંભળાવતો મહાસાગર વધારે ઘેરા નાદે ઘૂઘવી રહ્યો છે.

શહેરમાંથી દરિયા કિનારા જતા માર્ગો નિર્જન છે. રસ્તા પરની હારબંધ ઊભેલી વીજળીની બત્તીઓ, મહાયુદ્ધે જવા એકતાર થયેલા સોલ્જરોનાં વિયોગી દિલની આગ માફક ઝગી રહી છે.

એવે વખતે એક સાઈકિલ પોસ્ટઑફિસને આંટો મારી પાછલે બારણે જઈને અટકી. બારણે ટકોરા પડ્યા.

પાછલી ઓસરીમાં દીવો બળતો હતો. શાંતિપ્રસાદ ખુરશી પર બેઠા હતા. હાથમાં પાટી પેન હતાં. સામે દેવેંદ્ર અને ગોપાળ બેઠા હતા. દેવેંદ્ર અંગ્રેજી રીડરના અઘરા શબ્દો લખી બતાવતો હતો. ગોપાળ 'ચાલો વાંચીએ' નો દસમો પાઠ વાંચતો હતો.

અવાજ સાંભળી શાંતિપ્રસાદે કહ્યું, 'જા દેવેંદ્ર, બારણુ ઉઘાડ.'

દેવેંદ્રે બારણુ ખોલ્યું.

'કેમ, સાહેબ છે કે?' કહેતોકને શશીકુમાર દાખલ થયો.

શશીકુમારે પગથિયાં ચડતાં હાથ જોડયા.

'આવો શશીભાઈ, ગોપાળ જા, ઘરમાંથી નાની શેતરંજી લઈ આવ.'

'કેમ સાહેબ, કેમ છો?'

'સારૂં, તમે જરા સુકાયા લાગો છો.'

'ખાસ નહિ.' શેતરંજી પર બેસતાં શશીકુમારે કહ્યું.

પરંતુ તેના ચહેરા પર ઉદ્વેગની છાયા જણાતી હતી. છેલ્લા છેલ્લા બનાવોએ એને સારી પેઠે ખીજવ્યો હતો. હરકીસન શેઠથી માંડીને ધીરજલાલ સુધીના બધા ઉપર તે રોષે ભરાયો હતો. એને લાગતું હતું દરેકે મારી મહેનત ધૂળ મેળવી. દોઢ વર્ષથી જતનપૂર્વક, લોહીનું પાણી પાઈને ઊછેરેલ રોપ પાછળથી ઈર્ષાળુ અને અવિચારી લોકોએ ઉખેડીને ફેંકી દીધો હતો. છૂટયા પછી જે જે મળ્યા તે દરેકને એણે ઝાડી કાઢયા. કોઈની દયા ન ખાધી. છતાં એની દાઝ ઓલવાઇ ન હતી. એને કશું કામ સૂઝતું ન હતું. આખરે થાકીને આજે શાંતિપ્રસાદ પાસે હૈયું હળવું કરવા એ આવ્યો હતો.

શાંતિપ્રસાદે પૂછયું, 'પાણી લાવું શશીભાઈ?'

'કોણ શશીભાઇ આવ્યા છે?' અંદરથી તારામતિનો અવાજ આવ્યો. બારણામાંથી ડોકાયાં.

'કેમ છો બેન?'

'સારૂં. તમારી તબિયત કેમ છે?'

'મજાની.'

'કઇ ચોપડી વાંચો છો?'

'ગોખલેજીનું જીવનચરિત્ર. તમે તો જેલમાં જઈ આવ્યા કેમ શશીભાઈ.'

'હવે અહિંની તે જેલ કહેવાય. એક જાતની રમત.'

'તારામતિએ બારણું બંધ કર્યું.

શાંતિપ્રસાદે કહ્યું, 'દેવેન્દ્ર, આજે બંધ કરો. હવે હું ને શશીભાઇ બે ઘડી વાતો કરીશું. તમે જાઓ.'

બન્ને જણ પુસ્તક પાટી, આસન લઈ, નમસ્કાર કરી ચાલ્યા ગયા.

'આપણે શશીભાઈ, બત્તી બંધ કરી, ચોગાનમાં જ બેસીએ. ખુલ્લા આકાશ નીચે મજા આવશે.'

'ભલે ચાલો.' પોતે બેઠો હતો તે શેતરંજી લઇ શશીકુમાર નીચે ઊતર્યો. શાંતિપ્રસાદે બત્તી બંધ કરી.

બન્ને બેઠા. થોડીવાર કોઈ કશું બોલ્યું નહિ. શશીકુમાર વાત કઈ રીતે શરૂ કરવી તેનો વિચાર કરતો હતો. શાંતિપ્રસાદ સ્વસ્થ ચિત્તે આકાશની નિર્મળતા, તારાઓની તેજસ્વિતા, નિયમિતતા, સ્થિરતા વિચારી હૃદયમાં ઈશ્વરી ગુણોની પ્રશંસા કરી રહ્યા હતા.

'બે દિવસથી આપની પાસે આવવાનો વિચાર કરતો હતો.' શશીકુમારે વાત શરૂ કરી. 'મારે આપની સાથે કેટલીક સાફ સાફ વાતો કરવી છે.'

'ખુશીથી કરો.'

'મારી ગેરહાજરીનો લાભ લઇ તમે સૌએ હડતાળના પ્રશ્નમાં જે છબરડો વાળ્યો તેને હું પીઠ પાછળનો ઘા ગણું છું. જે ભંગી-ભાઈઓની આંખો મને જોતાં જ હસી ઊઠતી તેઓ આજે મને જોઈને આડું જોઈ જાય છે. મારી સાથે વાત કરતાં પણ ડરે છે. એમને ભય રહે છે કે ક્યાંક આપણને પગાર વધારો નહિ મળે, મકાન નહિ મળે, નોકરી ટળી જશે. એવી યુક્તિથી મારો પગ કાઢવામાં આવ્યો છે કે સામાન્ય માણસને તો સમજ પણ ન પડે. આવા ખટપટિયા વાતાવરણમાં મને તો જીવવું ભારે થઈ પડ્યું છે.'

'દરેક કાર્યકર્તાને પોતાના ગામનું વાતાવરણ ખટપટિયું જ લાગે છે. એ દેશનું દુર્ભાગ્ય છે. જ્યાં જશો ત્યાં એ જ સ્થિતિ છે.'

'પણ આ દશામાં મારાથી કશું કામ થઇ શકે તેમ નથી. મીલમજૂરો પણ સંકોચપૂર્વક હવે મળે છે. એને વાતાવરણની અસર પડી છે.'

'તો પછી શું કરવા ઇચ્છો છો?'

'અમદાવાદ-મુંબઇ ચાલ્યો જઇશ.'

'અહિં કરતાં ત્યાં કામની મુશ્કેલી વધારે પડશે. અને નક્કર કામને બદલે દેખાવ તરફ વધારે ઢળી જવાશે.'

'હજી કંઈ કંઈ ચોક્કસ કર્યું નથી, પણ હમણાં હમણાં જે વિચારો મને આવે છે તે ઉપર આપનો અભિપ્રાય મારે જાણવો છે.'

"કહો.'

આપ જાણો છો કે આજકાલ યુરોપનો દાવાનળ જગતભરમાં ફેલાઇ જવાની તૈયારીમાં છે. દુનિયાનો નકશો ઝપાટાબંધ પલટાતો

જાય છે. આપણે પણ એ મહાયુદ્ધની મધ્યમાં છીએ. કઈ ક્ષણે એ એશિયાખંડ ઉપર ફરી મળશે તે કહી શકાતું નથી.' શશીકુમાર સહેજ શ્વાસ ખાવા અટક્યો. શાંતિપ્રસાદ શાંત ચિત્તે સાંભળતા હતા.

'આવે સમયે આપના જેવા વિચારશીલ અને દીર્ઘદર્શી કહેવાતા માણસ, ભંગીના એક છોકરાને ટપાલી બનાવ્યો તેમાં ક્રાંતિ થઇ માને, કોઈ દસવીસ છોકરાની બોર્ડિંગ ચલવે તેમાં નવીન સમાજ રચના થઈ ગણે, અને ભંગીનો બે ત્રણ રૂપિયા પગાર વધ્યો, મકાનની જૂની સડેલી યોજના હાથ ધરવાનાં વચન મળ્યાં એને આર્થિક સુધારણાના પ્રથમ પગલા તરીકે આવકારે, એ અત્યંત નવાઈની વાત છે. સાથે એટલી જ દુ:ખદ પણ છે.'

પંદરેક સેકંડ અટકીને શશીકુમારે ચાલાવ્યું,

'આપણે સમજુ ને ભણેલા ગણાતા જાગ્રત લોકો, આવે કટોકટીને સમયે કુંભકર્ણની માફક ઘોર્યાં કરીએ એ મને બિલકુલ પ્રસંદ નથી. જેલની કોટડીમાં આ વિચારોએ મારો કબ્જો લીધો હતો. આપણી દરેક પ્રવૃત્તિ અત્યારની તકે આઝાદી પ્રાપ્ત કરી લેવાના દેશના પ્રયત્નોમાં સક્રિય સાથ આપનારી હોવી જોઈએ. સામ્રાજ્યવાદ અને મૂડીવાદનો નાશ કરવા માટે આ ઉત્તમ તક છે. જો આ હડતાળનો સફળ અંત આવ્યો હોત તો હું તરત જ એ દિશામાં કામ શરૂ કરવા ધારતો હતો. આવી તક ભાગ્યે જ સાંપડે છે. એનો આપણે પૂરો ઉપયોગ કરી લેવો જોઇએ.'

'તમારા કથનનો મુદ્દો હું પકડી શકતો નથી. કંઇક સ્પષ્ટ કરો તો સમજાય.'

'તમારે સમજવું નથી એટલે ક્યાંથી સમજાય?' પલોંઠી છોડીને વીરાસને બેસતાં શશીકુમાર બોલ્યો. એનો અવાજ સહેજ

મોટો થયો. ‘ આજે દુનિયાનો દરેક દેશ પોતાના અસ્તિત્ત્વ માટે, પેટે પાટા બાંધીને, રાતદિવસ એક કરીને ઝૂઝી રહ્યો છે. એટલી સાદી વાત તમને સમજાતી નથી એમ હું કેમ માનું ? સત્તાવાળાઓની મૂંઝવણ ટાળવા તમે પચાસ જણ હાથમાં ઝાડુ લઈ સફાઇ કરવા નીકળેલા, અને તે દિવસે તમે મિષ્ટ ફળ આરોગીને ક્રાંતિકારી પ્રવચન કરેલું એ મારી જાણમાં છે, પણ યાદ રાખજો કે એ તમારૂં પગલું જેની સેવા કરવાનો તમે દાવો કરો છો તેને ભયંકર નુકશાન કરનારૂં હતું. ’

‘ શશીભાઈ, ’ શાંતિપ્રસાદે ધીમે સાદે કહ્યું. ‘ તમે સહેજ ઠંડા પડા અને સ્વસ્થતાથી સાંભળો તો એ બાબતમાં મારા વિચારો તમને જણાવું. ’

‘ હા, ખુશીથી સંભળાવો. ’

‘ તમારે કંઈ કહેવાનું રહી જતું હોય તો કહી દો. તમે અનેક વસ્તુનો ખીચડો કર્યો છે છતાં તમારી મુશ્કેલી ને ફરિયાદ શી છે તે હું થોડું ઘણું સમજી શકયો છું. ’

‘ મારે હવે કંઇ કહેવું નથી. આપના વિચાર જણાવો. ’ શાંતિપ્રસાદે મુદ્દાસર પોતાનું કથન શરૂ કર્યું.

‘ તમે લડત ઉપાડી તે ભંગી ભાઇઓની પૂરી તૈયારી વિના ઉપાડી હતી. મુખ્ય આગેવાનોમાં લડતની સમજણ, સંપ, નિડરતા, નિસ્વાર્થતા, નિર્વ્યસનીપણું, ન હતાં. તમારી પછી કોઇ દોરનાર ન હતું. લડત પ્રત્યે હરિજનપ્રેમી ગૃહસ્થોની સહાનુભૂતિ ન હતી. હડતાળ વધારે લંબાઇ હોત અને દબાણ થયું હોત તો ભંગીભાઈઓ કામે ચડી જાત. એટલે જેટલું મળ્યું તેટલું લઇ સમાધાન કર્યું તે યોગ્ય થયું છે.

'સહકારી મંડળીની યોજના અમલમાં આવે અને એ કામને તનમનથી કોઈ સહૃદયી ભાઈ પોતાનું કરી લે તો ભંગીભાઇઓની આર્થિક, સાંસારિક અને નૈતિક દરેક રીતે સારી પેઠે ઉન્નતિ થાય. જો મારા કૌટુંબિક સંજોગો અનુકૂળ હોય તો એને સફળ કરવામાં મારૂં જીવન હું અર્પણ કરૂં.'

'એવી એ યોજના છે?'

'હા. એનું સાહિત્ય મેં મંગાવ્યું છે. પ્રેમશંકરભાઇ, પ્રવીણ-ભાઇ અને તમે ત્રણે સાથે વાંચી જજો. તમને રસ પડશે.'

'તો જરૂર વાંચી જઈશ.'

'બાકી ભંગીવાસમાંથી તમારો પગ કાઢવાનું કાવતરૂ કોઈએ રચ્યું નથી. એ લોકોને તમારા તરફ માન અને પ્રેમ છે. સત્તાની બીક તો તમે પાછા એમની સેવા કરવા લાગશો એટલે ચાલી જશે.'

'તમારા જેવા તેજ મગજના યુવાનને જ્યાં જશો ત્યાં સત્તાધારીઓ, શ્રીમંતો, નરમ વિચારવાળા સાથે મતભેદ તો થશે જ. ઉગ્રમતવાદીઓમાં પણ પદ્ધતિભેદ કયાં નથી? એટલા ખાતર અહિંથી ભાગી ન છૂટાય. મને તો લાગે છે હિંદની આઝાદીની મોટી લડતમાં મદદ કરવા સારૂ અહિંનું કામ છોડી દેવાના વિચારો મુખ્યત્વે તમને મળેલી નિષ્ફળતામાંથી ઉદ્‌ભવ્યા છે.'

'એ બરાબર નથી.' શશીકુમાર વચ્ચે બોલી ઊઠયો.

'મારી વાત તો પૂરી સાંભળો.'

'સારૂં કહો.'

'હવે છેલ્લો ને મહત્ત્વનો મુદ્દો રહે છે. પ્રવીણચંદ્ર પંદર વીસ છોકરાંનું છાત્રાલય ચલાવે અને તમે ભંગીવાસ કે મજૂર ચાલીમાં ઓતપોત બની એ લોકોને માનવતાનું ભાન કરાવો એમાં તમે બન્ને હિંદની આઝાદી અને જગતની શાંતિમાં પૂરતો હિસ્સો આપી

રહ્યા છો એમ હું માનું છું. એને માટેનાં મારી પાસે સબળ કારણો છે.'

'ક્યાં કારણો?' શશીકુમારે ઉત્સુકતાથી પૂછ્યું.

'કોઈપણ કામ કરવામાં સફળતાની ચાવી એ છે કે ક્ષેત્ર મર્યાદિત અને દૃષ્ટિ વિશાળ. સાઇકલ ચલાવનાર પગ પેડલ પર રાખે છે અને નજર દૂર રાખે છે. આ કામની પાછળ આપણી દૃષ્ટિ માનવ સમાનતાની છે. આજના ભીષણ હત્યાકાંડનું પરિણામ શું આવશે તે તો પ્રભુ જાણે પણ દુનિયાના જે થોડા વિચારવંત અને માનવ સમભાવના ઉપાસકો છે તેઓ કહે છે કે જ્યાં સુધી એક બીજાને ભોગે પોતે જીવવા ઇચ્છે છે ત્યાં સુધી કોઇ શાંતિથી જીવી નહિ શકે. માણસ એક બીજાને ખાતર જીવવાનું નક્કી કરશે ત્યારે જ જગતમાં શાંતિ સ્થપાશે. સબળો નબળાનું ભક્ષણ કરવાને બદલે રક્ષણ કરશે ત્યારે કાયમી સુખ સ્થપાશે.'

'ગુલામ પ્રજાઓ જ આ યુદ્ધનું કારણ છે. એ આઝાદ બન્યા વિના શાંતિ સ્થપાવાની નથી.'

'બરાબર છે.' શાંતિપ્રસાદે એકધારા અવાજે વાત ચાલુ રાખી. 'પણ સેંકડો વર્ષોથી ધર્મનો બાધ ગણી જેમને ગુલામથી અધિક કચડ્યા છે, તિરસ્કૃત કર્યા છે. તે કરોડો દેશભાઈઓને અપનાવી લઈ, તેના સુખ દુ:ખના ભાગી બની આપણે સાચા સ્વાતંત્ર્યપ્રિય બનવું એ પદાર્થપાઠ આજની ઘડીએ જગતને સવિશેષ જરૂરી છે. આજના મહારોગનું એ એક રામબાણ ઔષધ છે.'

'કોઇ પરાધીન પ્રજા એ રીતે સ્વતંત્ર થઇ જાણી નથી.'

'હશે, પણ મળેલા સ્વાતંત્ર્યને આંતરવિગ્રહની આગમાં માનવતાની ખાતર હોમનાર વીર ઇતિહાસમાં જાણીતો છે. તમે તો ઇતિહાસવેત્તા છો. અમેરિકાને પરાધીનતાની જંજીરોમાંથી મુક્ત કરનાર જોર્જ વોશીંગ્ટન જેટલું અબ્રાહમ લિંકનનું નામ જગમશહૂર છે.

હબસીઓને કારમી ગુલામીમાંથી મુક્ત કરી, અમેરિકાને શિરેથી કાળું કલંક દૂર કરવા ખાતર, પોતાના જ બંધુને હાથે ગોળી ખાઈ પ્રાણ અર્પનાર એ મહાપુરુષે, અમેરિકાને અને જગતને એક મહાન બોધપાઠ આપ્યો છે. સિકંદર, જંઘીસખાન, નેપોલિયન વગેરેના વિજયોથી જગતનું કશું હિત સધાયું નથી, જ્યારે લિંકનના બલિદાને જગતને શાંતિનો અમરપંથ દાખવ્યો છે.'

'આજે હિટલર એક પછી એક વિજયો મેળવી દુનિયાને ચકિત કરી રહ્યો છે, પણ ભાવિ જર્મનપ્રજા અને દુનિયાના ડાહ્યા પુરુષો, યહૂદીઓ સામેની એની જેહાદને, કાળા કલંકરૂપે વર્ણવશે, જેને ધોતાં ભાવિ જર્મનપ્રજાને અનેક બત્રીસ લક્ષણાનાં બલિદાન આપવાં પડશે.

'મહાત્માજીએ હિંદની અને જગતની ઘણી કીંમતી સેવા કરી છે. હિંદે રાજકીય અને આર્થિક લાભો પ્રાપ્ત કર્યા છે. પણ તેમની અસ્પૃશ્યતા નિવારણની ઝુંબેશ ઇતિહાસને પાને સૌથી ઉજ્જ્વળ અક્ષરે લખાશે. જગતઇતિહાસના ભાવિ રચનાર આ યુગના સૌથી મહાન સુધારા તરીકે ભારતવર્ષે માનવ સમાનતાને નામે ચલાવેલી આ પવિત્ર લડતને વર્ણવશે.' શાંતિપ્રસાદ સહેજ અટક્યા.

'આપને એમ નથી લાગતું કે સ્વરાજ્ય પ્રાપ્ત થશે તો કાયદાની મદદથી આ સુધારો ઝપાટાબંધ થઇ શકશે?' શશીકુમારે પૂછ્યું.

'જ્યાં કાયદાથી છૂટ છે ત્યાં એ કાર્ય કેટલા વેગથી ચાલે છે તે જુઓ એટલે એની તમને ખાતરી થશે. અને સાચું સ્વરાજ તો એ જ કહેવાય કે જેમાં કાયદાનો ઉપયોગ ઓછામાં ઓછો ન છૂટકે કરવો પડે. માટે જ મહાત્માજીએ પૂર્ણ સ્વરાજને શાંતિમય સાધનોથી થયેલા મહાન પરિવર્તનના ફળ સ્વરૂપે ઓળખાવ્યું છે. હિંદના મુક્તિ સંગ્રામના ચાર મુખ્ય બુરજ સર કરવાના છે. તેમાંનો એક

અસ્પૃશ્યતા નિવારણનો છે, જે સૈનિક જેમાં ઊભો હોય ત્યાં રહીને જ તેણે લડવું જોઈએ. પોતાનું સ્થાન નબળું પડતું લાગે તો વિશેષ દઢતાથી ઝૂઝવું જોઈએ અને ઝૂઝતાં પ્રાણની પરવા ન કરવી જોઈએ. ભારતવર્ષના સ્વાતંત્ર્ય મંદિરની ભવ્ય ઇમારત ચણવામાં લાખો યુવાનો પોતાનું સર્વસ્વ અર્પીને લાગેલા છે. દરેક પોતાને સ્થાને, પોતાની મર્યાદા, આવડત, શક્તિ અનુસાર વિચારે કે શિખર વધારે અગત્યનું છે, માટે એ હું કરૂં તો પાયો અધુરો રહે અને શિખર ચણવા વખત આવે જ નહિ.'

'એટલે મને લાગે છે શશીભાઇ, તમે સબૂરી રાખો, એ ચાર માસમાં ભંગીભાઇઓને પહેલાંની પેઠે જ તમે પોતાના કરી લેશો. અને સૌ સારા વાનાં થઈ રહેશે.' શાંતિપ્રસાદ અટકયા.

'હું ઉતાવળું પગલું નહિ ભરૂં. આજની વાતચીત પછી પણ કેટલાક પ્રશ્નો ઊભા રહે છે. કેટલાક નવા મુદ્દા ઊભા થયા છે. પણ રાત ઘણી વીતી છે એટલે કાલે વાત.' શશીકુમારે કહ્યું.

'કાલે રાતે આપણે નહિ મળીએ.' શાંતિપ્રસાદે કહ્યું. 'ગોપાળ અને દેવેંદ્રનો અભ્યાસ ચાલે છે અને ખાસ કારણ ન હોય તો દસ વાગે હું સૂઇ જાઉં છું. તમે સાંજે ૭ વાગે અમૃતબાગ આવજો.'

'સારૂં ત્યાં આવીશ.'

'પાણી આપું હવે?'

'જી હા. થોડું આપો.'

શાંતિપ્રસાદ ધીમેથી ઘરમાં જઇ, કોઈ ન જાગે તેમ પાણી લઈ આવ્યા. પાણી પી, નમસ્કાર કરી શશીકુમારે રજા લીધી.

બારણું બંધ કરી, શાંતિપ્રસાદ ઓસરીમાં શેતરંજી પર ગોદડું નાંખી સૂતા. કેટલીકવાર સુધી આ વિચારો મગજમાં ઘોળાયા કર્યા. મધરાત લગભગ જંપ્યા.

— ● —

## ૧૬

# એક ડગલું આગળ

**સ**વારમાં દેવેંદ્ર ઑફિસે આવ્યો ત્યારે એનો ચહેરો હંમેશ કરતાં સહેજ ભારે જણાતો હતો. પોતાનું કામ કરતાં તેણે કોઈની સાથે વાત કરી નહિ. આઠ વાગે થેલો લઈ ટપાલ વહેંચવા નીકળતો હતો ત્યારે શાંતિપ્રસાદે પૂછ્યું, ‘ કેમ કાંઇ આજે ગંભીર બની ગયો છે. ’

‘ અમસ્થો. ’

‘ કંઇક કારણ હોવું જોઇએ. ’

‘ માણસ પોતાને જ કારણે હમેશાં ગમગીન બનતો હશે ? ’

‘ ના બીજાને કારણે પણ બને છે. ’ શાંતિપ્રસાદ ખુરશી પરથી ઊઠયા. બહાર ઓસરી સુધી દેવેંદ્રની સાથે આવી ઊભા રહ્યા. દેવેંદ્રને વાત હોઠે જ હતી. એણે ધીમેથી કહ્યું, ‘ આ ગોપાળનું કાંઈક કરો સાહેબ. ’

'એને તો નોકરી મળી ગઇ ને ?'

'એ નોકરી એને ગમતી નથી.'

'ચાર દિવસમાં કંટાળી ગયો ?'

'પહેલેથી જ એ કામ એને ગમતું નહોતું. પૈસા ખાતર કરે છે. બીજી નોકરી મળે તો એ ન કરે. આપણા ખાતામાં હલકારાની કે એવી કોઇ જગ્યા ખાલી નથી ?'

શાંતિપ્રસાદે દૂર ક્ષિતિજ પર નજર ઠેરવી. એક હાથ કેડ પર અને બીજો હાથ ભીંતે ટેકવી, તેઓ વિચાર સાગરમાં સહેજ ઊંડા ઊતર્યા.

'ચાલવું છે ને દેવેંદ્ર?' ભીમજી ટપાલીએ પૂછ્યું.

'આવું છું હમણાં.'

એક પછી એક ટપાલી, શાંતિપ્રસાદ અને દેવેંદ્ર સામે નજર કરતા શહેરમાં ચાલ્યા. જતા જતા વાતો કરતા ગયા.

'આ ભાઈ સાહેબનું ટટ્ટુ લાંબુ ચાલવાનું નથી.' દયાશંકરે કહ્યું. 'કહે છે કે મહાજને મહારાજા સાહેબને અરજ કરી છે. આને મારકીટમાં ન આવવા દેવો.'

'અરે કાલ ફારસ થયું ને!' ભીમજીએ હસીને કહ્યું.

'ઓલી પ્રેમકોરનો મનીઑર્ડર હતો. મુંબઇથી એને છોકરે દસ રૂપિયા મોકલેલા. પણ ઇ બચારી રાંડીરાંડ સહી સાક્ષી વગર કેમ લઇ શકે? એક બે જણને કહી જોયું, પણ હવેલીવાળી શેરીમાં તો ઘણાખરા મરજાદી. અને આ ભાઇને કોણ નો ઓળખે? જેને પૂછે એ જવાબ વાળે કે એ ટપાલીઓ ઢેઢ છે, અમે નહિ આવીએ.'

'પછી ?'

'પછી શું, બોલ્યો મુસાજી વોરો નસીબ જોગે નીકળ્યો તે એણે સહી કરી આપી. બાઇએ અંગૂઠાની છાપ મારી. એને માથે રામકા'ણી રહી. પૈસા છાંટયા ને પોતે લૂગડાંબોળ નાહી. મરજાદ પાળવો કાંઇ સહેલો છે?'

'એવાંની કહુવા લાગે હો?' અસમાલે ટાપશી પૂરી.

'આ અંગરેજનું રાજ એમાં જ જવા બેઠું છે ને?' દયાશંકરે ટેકો આપ્યો. 'અને આ ગાંધી ઓછો સત્તાવાળો છે? પણ ઢેઢભંગીનું ઉપાડ્યું ત્યારથી પાછો પડી ગયો.'

પર નિંદા રસામૃતના ઘૂંટડા ભરતા ટપાલીઓ શહેરમાં ચાલ્યા.

* * * *

'દેવેંદ્ર,' શાંતિપ્રસાદે કહ્યું. 'ગોપાળ આવ્યો છે ત્યારથી મૂંઝાય છે. એની જગ્યાએ બીજો છોકરો હોત તો ક્યારનો ભાગી ગયો હોત. પણ એ મજબૂત મનનો છે. તને ટપાલીની નોકરી મળ્યા પછી ગોપાળને જ નહિ, પણ અમૃતબાગના ઘણા વિદ્યાર્થીઓને ટપાલી થવાનો શોખ જાગ્યો છે. તને આ કામમાં રાખ્યો તે એટલા માટે કે તું જરા લહેરીલાલો હતો. પહેલેથી ટાપટીપ અને બેઠાડુ-કામ તરફ તારૂં મન હતું. તને ઘર ગમતું નહિ, ઘરનું કામ ગમતું નહિ. પ્રવીણભાઈ મને કહેતા કે જો આમ બધા છોકરાને ઘર અને ઘરકામ નહિ ગમે તો આપણું ભણતર નકામું જશે.'

'મને પણ કહેતા હતા.' દેવેંદ્રે કહ્યું. 'એકવાર તો કહે તારે ઘેર જવાનું છે અને એજ કામ કરવાનું છે. મેં કહ્યું તો હું બીજે ગામ ભાગી જઇશ.'

'એ એક કારણ અને બીજું એમ કે આવા જુનવાણી રૂઢિ-ચુસ્ત શહેરમાં એથી સુધારો પણ થશે. બાકી ગોપાળ તો એક

આદર્શ ભંગી બને એવો છે. અહિં ચોક વાળવા આવે છે ત્યારે હું તો જોઇને મુગ્ધ બની જાઉં છું. કેવી સફાઇથી એનો સાવરણો ફરે છે, કેવી ભાત પાડતો જાય છે! ગયે રવિવારે બપોરે આપણે વાસમાં ગયેલા ત્યારે ટોપલો ગૂંથતો હતો યાદ છે? કેવો તલ્લીન બની ગયો હતો. ભજનની લીટીએ લીટીએ ટોપલાની સાંકળ ગૂંથાતી જતી હતી, આખી દુનિયામાં જાણે એ અને એનો ટોપલો!'

'એ તો બધું એને ગમે છે, પણ પાયખાનાં ઉપાડવાં નથી ગમતાં. એ ગોબરૂં ને ગંદુ લાગે છે.'

'એ વસ્તુ મને પણ જરા મૂંઝવે છે. આપણે ખુરશીએ બેસી ખુલ્લી હવા ખાતાં કામ કરવું અને ગોપાળને કહેવું કે તું એ ધંધો કર. એ માનવાળો છે, ઊંચો છે, એ એને કેમ ગળે ઊતરે? એ તો પારકાં છોકરાં જતિ કરવા જેવું થયું. મારે જાતે એની સાથે એ કામ કરવા જવું જોઇએ.'

'ના સાહેબ, એવું તે હોય?'

'હા, એમ જ હોય. જે કરી બતાવે છે એને કહી બતાવવાની જરૂર પડતી નથી.'

'બીજું, હાજરી વખતે ને કામકાજમાં મુકાદમ, પટાવાળા હાલતાં ચાલતાં બાઈઓ–બેનોને ગાળ દે, મારી લે એ ગોપાળથી સંખાતું નથી.'

'એ નહિ સાંખવું જોઈએ.'

'ત્યારે બચારો શું કરે? સામું બોલવા જાય તો ભાડા નીરે.'

'દુઃખ વેઠયા વિના કાયમી દુઃખ ટળતું નથી.' શાંતિપ્રસાદે કહ્યું. 'ઠીક તું અત્યારે જા, તારે મોડું થાય છે. રાતે ગોપાળની સાથે નિરાંતે વાત કરશું.'

'અને સા'બ, એના મામાને કહીને અમૃતબાગે સૂવાની રજા અપાવજો. બચારો કાલ રાત આખી ઊંઘ્યો નથી.'

'કેમ શાથી?'

'મારો બનેવી દારૂ ટીચીને આવ્યો હશે. એલફેલ બકતો હશે; મારી બેને ડારો દીધો એમાં એને મારી. લાખો વચ્ચે પડયો તો એને અડબોથો ચોડી દીધી. ગોપાળે મહા મુસીબતે હીરાને ખાટલે સુવાડયો.'

'બીજા કોઈ નહોતા?'

'બીજા તમાસો જોતા હતા. ઊલટાની ઓલી રતનડોશીએ ચાડી ખાધી હતી કે 'હીરકી આજે ભુતિયે ગઈ'તી,' એટલે ઊલટો વધારે માર પડયો. મારી બેનનું શરીર હવે માર ખમે એવું કયાં રહ્યું છે!' દેવેંદ્રનું ગળુ ભરાયું. 'આટલી વાત કરતાં ય ગોપાળ રડવા જેવો થઈ ગયો'તો. મને કહે બધી વાત સા'બને કરજે. મારે આ નોકરી ય નથી કરવી ને વાસમાં રહેવું ય નથી'.

'ઠીક જા. રાતે નિરાંતે વાત.' નિઃસાસો મૂકી શાંતિ-પ્રસાદ બોલ્યા.

દેવેંદ્ર ગયો. શાંતિપ્રસાદ વિચારવા લાગ્યા. દેવેંદ્રને મળતો જ હીરૂનો ચહેરો એમની નજરે તર્યો. મી. વ્યાસે એક વાર ફરવા જતાં ભૂતિયો બંગલો બતાવેલો અને અનેક વાતો કરેલી તે યાદ આવી. ન માની શકાય તેવા સદ્‌ગૃહસ્થોનાં નામ વ્યાસે આપેલાં. શાંતિપ્રસાદ બબડયા, 'નૈતિક દૃષ્ટિએ સમાજ કેટલો ઉતરી ગયો છે? જો આમાંનું થોડુંઘણું ખરૂં હોય તો સમાજમાં કેવો દંભ પોષાઈ રહ્યો છે? પણ એમાં કોને દોષ દેવો? ચારિત્ર્યવાન પુરુષો સમાજના સદ્‌ગુણોનું પ્રતિબિંબ છે, તો અનીતિમાન દોષોનું પ્રતિબિંબ છે. વ્યક્તિના ગુણદોષમાં સમાજની સરખી ભાગીદારી–જવાબદારી રહેલી

છે. ગર્ભશ્રીમંતોના છોકરાઓ નાનપણથી વૈભવવિલાસમાં ઊછર્યા હોય છે, હીરૂ અનીતિના કાંપમાં જ જીવી રહી છે, પણ માતપિતાના ધાર્મિક સંસ્કારો વચ્ચે ઊછરેલો, અભ્યાસકાળ દરમિયાન નીતિમાન તરીકે પંકાયેલો, સદ્વાચન, સત્સમાગમનો સારી પેઠે લાભ પામેલો હું હજી વિકારને છોડી શકયો નથી, રાગદ્વેષને વશ બની જાઉં છું; નહિતર શશીકુમારને સ્થાન અને કાર્ય ન છોડવા આટલી દલીલો આપવી પડે? સાનમાં ન સમજી જાય? ગોપાળને એક શબ્દ કહેવો નથી. કરી બતાવવું છે. કાલ સવારે શહેરનો વિરોધ ઉગ્ર બનતાં દેવેંદ્રના પગ કંપવા લાગશે તો તેમાં શબ્દો કામ નહિ લાગે, હવે તો ભગવાનનું નામ લઇને ઝૂકાવ્યે જ છૂટકો છે.'

'બાપુજી, મને પેન્સીલની અણી કાઢી આપો.' બાજુમાં આવી પ્રહ્લાદે પેન્સીલ ને ચપ્પુ ધર્યાં. શાંતિપ્રસાદે બન્ને વસ્તુ લીધી. પેન્સીલ છોલવા લાગ્યા.

'આમાં ચીતર કાઢું ને બાપુજી?' તારના કોરાં ફોર્મની બૂક બતાવતાં પ્રહ્લાદ બોલ્યો.

'ના બેટા, એ ઓફિસની છે. ઘરમાં ટેબલ પરથી કોરો કાગળ લે.'

અણી કાઢી આપી શાંતિપ્રસાદ ઘરમાં આવ્યા. હીંચકા પર બેઠા. પ્રહ્લાદને પૂછ્યું, 'તારી બા કયાં?'

'આ રહી કેમ?' તારામતિ દિવાનખાનામાં આવ્યાં. 'કંઇ બહુ ગંભીર બની ગયા છો?'

'તમે બેસો વાત કરૂં. જાળી બંધ કરો.'

તારામતિએ ઓફિસ તરફની જાળી બંધ કરી. હીંચકા સામે ખુરશી પર બેઠાં. નાના ટેબલ પર પ્રહ્લાદ ચિત્ર દોરતો હતો તેની સામે જોઈ રહ્યાં.

'આવતે રવિવારે હું ગોપાળની મદદમાં જવાનો વિચાર કરૂં છું.'

'ક્યાં?'

'પાયખાના સફાઈમાં.'

'શહેરમાં?'

'હા.'

'તમારૂં મગજ હમણા હમણા ફરી ગયું લાગે છે. નાનાકાકાને ખબર પડશે તો માથાં પછાડશે.'

'એમને સમજાવવા પ્રયત્ન કરીશ.'

'આવી વાત એ સમજવાના છે? સાંભળશે કે તરત અફીણ ઘોળશે. આ એય દેવેંદ્રને રાખ્યો એમાં કેટલી ધમાલ થઇ પડી છે? મોટા માસ્તરની વહુ કહેતી'તી કે આપણા વિરુદ્ધ માસ્તરે લખાણ કર્યું છે. પછી બહુ ફંદ કરવા જશો તો નોકરી ખોઇ બેસશું.'

'તો ય શી હરકત છે?'

'પછી બધાંનું પૂરું કેમ કરશો?'

'ઇશ્વર પૂરું કરશે.'

'ઈશ્વર મનીઑર્ડર નહિ મોકલે.'

'મનીઑર્ડર મોકલનારનો ખજાનો ખૂટી જાય છે, પણ એના ભંડાર અખૂટ છે.'

'નાનાકાકાની સલાહ વગર પગલું ભરશો નહિ, હું તમને કહી રાખું છું. અને ભરવું હોય તો મોટાને લખી નાંખો કે ભણવું મૂકીને નોકરીએ વળગે.'

'આપણી નોકરીને કશી અડચણ આવવાની નથી. લોક ચાર દિ' વાત કરીને બેસી રહેશે.'

'એવી વાતો તમારે મારી આગળ કરવી જ નહિ. મારો જીવ પછી મૂંઝાયા કરે છે. આટલું કરો છો એ થોડું થયું તે ? પછી હદ ન છંડાય.' તારામતિ રડુંરડું થઈ ગયાં. 'આવા ઉધામા કરવા હતા તો પરણ્યા શા માટે ? દુનિયામાં આ બધા નોકરી નથી કરતા ? આ તો રોજ ઊઠીને કંઈક નવું ઊભું જ છે !' સાડીનો છેડો હાથમાં રાખી આંખમાંથી આંસુ સારતાં તારામતિ કેટલોક વખત એમ ને એમ બેસી રહ્યાં. શાંતિપ્રસાદ સળિયાને અઢેલી, એક પગે હીંચકો નાંખતા જમીન તરફ જોઇ રહ્યા. થોડી વારે બોલ્યા, 'આ જાતનું ગંભીર પગલું ભરતા પહેલાં મારે તમને જણાવવું જોઈએ. તમે મારાં જીવનસાથી છો, સુખદુઃખનાં ભાગી છો એટલે કહું છું. તમને આમાં ભૂલ જણાતી હોય તો કહો, પણ આમ રડવાથી શો લાભ ?' તારામતિ કશું બોલ્યા વિના આંસુ લૂછી રસોડામાં ચાલ્યાં ગયાં.

'જુઓ બાપુજી, આ ઝાડ અને આ પર્વત.'

'હા બેટા, સરસ ચીતર્યું છે.'

'હવે પાછળની બાજુ તમે ચીતરી આપો.'

'લાવ પેન્સીલ.'

મનનો ભાર હળવો કરવા શાંતિપ્રસાદ ચિત્ર દોરવા લાગ્યા. પ્રહ્લાદ પાસે ઊભો રહીને જોવા લાગ્યો.

પ્રહ્લાદ એટલું સમજતો હતો કે બાપુજીની વાત બાને ગળે ઊતરતી નથી તેથી બાપુજી દુઃખી થાય છે અને બા રડે છે. પિતાનું મન પારખવા તે એકીટશે શાંતિપ્રસાદના ચહેરા સામે જોઈ રહ્યો.

— o —

૧૭

## ગોપાળની મદદમાં

ખાખી ચડ્ડી, એવું જ હાફશર્ટ, માથે છોગાવાળો ફેંટો, પગમાં ચંપલ: શાંતિપ્રસાદ ગોપાળની સાથે સફાઇકામ કરવા ચાલ્યા. બન્ને જણ વાતો કરતા ચાલ્યા જાય છે.

ગોપાળની લાઈનદોરી મુજબ પહેલું ઘર હરકીસન શેઠનું આવ્યું. શાંતિપ્રસાદે આગ્રહપૂર્વક ડબો ને સાવરણો લીધાં. ફેંટાનું છોગું મોં પર વીંટયું અને બારી ખોલી. ડબલું ખેંચીને ઠલવતાં દુર્ગંધ છૂટી. ઝટપટ સાવરણો ફેરવી ડબો ગોઠવી બહાર આવ્યા. ગોપાળે ટોપલામાં ડબો મૂકી પોતાને માથે ચડાવ્યો. બીજે ઘેર ચાલ્યા.

'આટલી ત્રાસદાયક ગંદકી હશે એમ મેં કલ્પ્યું નહોતું.' શાંતિપ્રસાદે કહ્યું. 'અચાનક માથાપર લાકડીનો ફટકો પડે ને બહેર મારી જાય તેવું થઇ ગયું. અસહ્ય છે.'

'અરે સા'બ, પહેલાં તો મને લાગતું હું માંદો પડીને મરી જઇશ.'

'હવે ઓછું લાગતું હશે નહિ?'

'પહેલા કરતાં ઓછું.'

'એ તો ટેવ પડે અને મન મજબૂત થાય એટલે ઓછું લાગે.'

ત્રણ પાયખાનાં કાઢયા પછી ગોપાળે કહ્યું, 'હવે આપ જાઓ, બાકીનાં હું કરી લઇશ.'

'નહિ, આપણે સાથે જ પછી અમૃતબાગ જઈ નાહી આવીશું.'

નરોત્તમદાસ વકીલ રજા હોવાથી, બેઠા બેઠા કોઇ ધાર્મિક પુસ્તકનું વાચન કરતા હતા. ગોપાળ સાથે શાંતિપ્રસાદને ખાંચામાં વાળતા જોયા. પાછળથી પૂરા ઓળખાયા નહિ એટલે ઊઠીને બહાર આવ્યા. એટલા પરથી નજર કરી તો ખાતરી થઈ. તરત જ બૂમ મારી, 'પ્રસાદજી!'

શાંતિપ્રસાદે પાછળ જોયું. નમસ્કાર કર્યા. દાડમની કળી જેવા દાંત સહેજ દેખાયા. આંખો ઢળી. રાક્ષસી હૈયાને પીગળાવે તેવી નમ્રતા ચહેરા પર જણાતી હતી.

નરોત્તમદાસ અડવાણે પગે દોડયા ગયા. હાથ જોડીને કહ્યું, 'આપ આ શું કરવા નીકળ્યા છો? અમને પાતક લાગે.'

શાંતિપ્રસાદ કશું બોલ્યા વિના પાયખાના તરફ વળ્યા. નરોત્તમદાસ આડા ફર્યા. પરાણે પાછા વળ્યા. ગોપાળને કહે, 'રોજ સવારે આવે છે ને આજ કેમ અત્યારે આવ્યો?'

'સાહેબ કહે મને બપોરે ફાવશે.' ગોપાળ જરા નરમ પડયો.

'આપ કાલથી સાથે આવશો તો હું આને બદલી નાંખીશ. ચાલો ઓફિસમાં પધારો.'

'મારાં કપડાં પાયખાનાવાળાં છે, એટલે અંદર નહિ આવું.'

'તો ઘેર પધારો. આવી રીતે આપને રસ્તા વચ્ચે ઊભા રાખીને વાત કરતાં મને સંકોચ થાય છે.

'વકીલાત કે કારકૂની કરતાં આ કાર્ય વિશેષ મહત્ત્વનું, લોકોપયોગી છે એમ માનતા થશો પછી શરમ નહિ લાગે.'

નમસ્કાર કરી શાંતિપ્રસાદ ચાલ્યા ગયા.

વકીલ બબડ્યા, 'આ માણસ વિચિત્ર છે.'

દરિયે હલવવા જતાં ગોપાળે પૂછ્યું, 'કયે રસ્તે થઇ જશું સા'બ?'

'તું હમેશાં જતો હો તે રસ્તે.'

'પણ ત્યાં તો ટપાલ હાઊસ મારગમાં આવે છે.'

'એની કશી હરકત નહિ.'

બન્ને ચાલ્યા.

પોસ્ટમાસ્તર દ્વારકાદાસ બહારની ઓસરીમાં પાયખાને જઈ આવી હાથ ધોતા હતા. ઊભા થઈ હાથ લૂછતા હતા તેવામાં નજર ગઇ. આંખ ફાટી, એકદમ બૂમ મારી, 'શિવપ્રસાદજી, બહાર આવો.'

'કેમ?' શાંતિપ્રસાદના પિતાએ પૂછ્યું.

'કંઇક નવીન બતાવું.'

શિવપ્રસાદ બહાર આવ્યા. આંગળી ચીંધીને દ્વારકાદાસે પ્રશ્ન કર્યો, 'આ સામે રેતીમાં બે માણસ ચાલ્યા જાય છે તે કોણ છે?'

ઝાંખી પડતી આંખોને સહેજ ઝીણી કરીને શિવપ્રસાદે જોયું.

'કેમ ઓળખ્યા આપના સુપુત્રને? માથે ડબો છે ને પડખે પેલો ભંગિયાનો છોકરો ચાલ્યો જાય છે.'

શિવપ્રસાદની આંખે અંધારાં વળ્યાં. શરીર કંપવા લાગ્યું. શબ્દે શબ્દે મગજમાં ઘા પડ્યા. ઊંડો નિશ્વાસ નાંખી કકળી ઊઠયા, ' મારે આ છોકરાનું શું કરવું ? '

' विवेक भ्रष्टानां भवति विनिपातः शतमुखः કહે છે તે આનું નામ. ' દ્વારકાદાસે ઘા પર લૂણ લગાવ્યું.

શિવપ્રસાદ કશું વધારે બોલ્યા કર્યા વિના ઘરમાં ગયા. કડિયું, પાઘડી પહેર્યાં. લાકડી લીધી. જોડા પહેરી બહાર નીકળ્યા.

પાછળથી પહ્લ્લાદનો અવાજ આવ્યો ' દાદા, કયાં જાઓ છો ? કયારે આવશો ? બા પૂછે છે. ' જાળીમાં ઊભો પ્રહ્લ્લાદ પ્રત્યુત્તરની રાહ જોતો રહ્યો. કશો ઉત્તર મળ્યો નહિ.

* * * *

પોતાના નિર્બળ માનવી બંધુની છાતી પર ચડીને તેનું રુધિર પીતા અને તેને માટે પરસ્પર ભયાનક સંગ્રામ ખેલી રહેલા માનવીની, રાક્ષસીવૃત્તિ દેખીને, જાણે કાળ ભગવાન ક્રુદ્ધ થયા હોય તેમ એકદમ પશ્ચિમ દિશાએ લાલ, પીળાં, કેસરી મિશ્રિત રોષરંગી સંધ્યા ખીલી ઊઠી; બીજી ક્ષણે એ પાશવી હત્યાકાંડમાંથી પોતાના ભાઈઓને મુક્ત કરવા, કોઇ પ્રભુભક્ત વીરલાને જાતનું બલિદાન આપવા તત્પર બનેલો જોઇ, વિરાટ પુરુષનું સ્મિત ફરકે તેમ તેજનો અંબાર આકાશમાં છવાઇ ગયો.

' શાંતિ. ' વિદ્યાર્થીઓનો ગણગણાટ બંધ થયો. પ્રવીણચંદ્રે પ્રાર્થના શરૂ કરાવી. શાંતિપ્રસાદના ચહેરા પર ભક્તિમય પ્રસન્નતા પથરાઈ, પોતાના હૃદયના ભાવો વ્યક્ત કરતું ભજન પ્રવીણચંદ્રે ગવરાવ્યું; વિદ્યાર્થીઓએ તાલબદ્ધ સુરીલા કંઠે ઝીલ્યું.

વૈષ્ણવ નથી થયો તું રે, શીદ ગુમાનમાં ઘૂમે,
હરિજન નથી થયો તું રે—વૈષ્ણવ૦
હરિજન જોઈ હૈયું નવ હરખે, હડે ન હરિગુણ ગાતાં,
કામ ધામ ચટકી નથી ફટકી, ક્રોધે લોચન રાતાં—વૈષ્ણવ૦
તુજ સંગે કોઇ વૈષ્ણવ થાયે, તો તું વૈષ્ણવ સાચો,
તારા સંગનો રંગ ન લાગે, તહાં લગી તું કાચો—વૈષ્ણવ૦
પરદુઃખ દેખી હૃદે ન દાઝે, પરનિંદા નથી કરતો,
વહાલ નથી વિઠ્ઠલ શું સાચું, હડે ન 'હું હું' કરતો—વૈષ્ણવ૦
પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છૂટયો છે નહિ,
કહેણી તેવી રહેણી ન મળે, કહાં લખ્યું એમ કહેની?—વૈષ્ણવ૦
ભજવાની રુચિ નથી મન નિશ્ચે, નથી હરિનો વિશ્વાસ,
જગત તણી આશા છે જ્યાં લગી, જગતગુરુ તું દાસ—વૈષ્ણવ૦
મન તણો ગુરુ મન કરીશ તો, સાચી વસ્તુ જડશે,
દયા દુઃખ કે સુખ માન પણ, સાચું કહેવું પડશે—વૈષ્ણવ૦

પ્રાર્થના પૂરી થઇ. પ્રવીણચંદ્રના હૃદયમાં શબ્દો રમી રહ્યા. 'કહેણી તેવી રહેણી ન મળે' તેને પ્રસંગોચિત એ વાત કહેવાની ઇચ્છા હતી પણ બોલી ન શકયો.

શાંતિપ્રસાદે હંમેશની માફક બાળકોને સહેજ હસાવી રમાડી રજા લીધી.

ગોપાળ સીધો ભંગીવાસ તરફ ગયો. શાંતિપ્રસાદ ઘેર આવ્યા.

શશીકુમાર, મી. વ્યાસ અને દેવેંદ્ર તેમની રાહ જોતા હતા.

'મંડળી જામી છે ને શું?' શાંતિપ્રસાદે ઘરમાં દાખલ થતાં કહ્યું.

'અમે અમૃતબાગ તરફ આવતા હતા પણ તારાબેનને રડતાં જોયાં એટલે અહિં બેઠા.'

'શા માટે રડયાં ?'

'આપ ગોપાળ સાથે કામે ગયા છો એ ખબર બાપુજીને પડયા એટલે બીજાઇને કયાંક ચાલ્યા ગયા છે. જતાં જતાં કહેતા ગયા કે 'બટુકના ઘરનું અન્નપાણી હરામ છે.'

'એમને તો હું સમજાવી લાવીશ.'

'પણ આમ આટલી હદે શા માટે જાઓ છો?' મી. વ્યાસે પૂછયું. 'એ લોકોને અડો છો, રાતે ભણાવો છો, વાસમાં જાઓ છો એટલું પૂરતું નથી ?'

'એની ચર્ચામાં આપણે અત્યારે નહિ ઊતરીએ. તમારાં બેન તથા શશીકુમાર સાથે કેટલીયવાર વાતો થયેલી છે.'

'પણ આપને એમ નથી લાગતું ?' શશીકુમારે વચ્ચે પ્રશ્ન કર્યો, 'કે આ રીતે માણસને નરકના ડબા ઉપાડવા પડે એ સીસ્ટમ જ ફેરવવી જોઇએ.'

'એ તો છે જ. તમને યાદ હોય તો એકવાર આપણે વાત થયેલી. ગામડાંઓમાં ખેતરની અંદર આડાઅવળાં પાયખાનાં હોવાં જોઈએ. મળ એ તો સોનેરી ખાતર છે. શહેરોમાં પણ શકય હોય ત્યાં મોટા બગીચાઓમાં રાખી શકાય. મોટાં શહેરોમાં ફ્લશ સીસ્ટમ છે જ પણ તેની પાછળ શરૂઆતમાં મોટું ખર્ચ કરવાની જરૂર છે. એ ખર્ચ ત્યારે જ મેળવી શકાય જ્યારે આ વસ્તુ દરેકને સરખી અસહ્ય લાગે. તમે મને પોતાનો માનો છો માટે તમને આજે અસહ્ય લાગે છે. ગોપાળ વગેરે કાઢતા ત્યાં સુધી કશું લાગતું ન હતું.'

'હવે આપે આજે અનુભવ લઇ લીધો એ પૂરતું છે.' મી. વ્યાસે કહ્યું. 'એ સીસ્ટમ ફેરવવાના હવે પ્રયાસ કરો.'

'એ પ્રયાસ અવિરત ચાલુ રહે અને એને માટેની લાગણી લાગતાવળગતામાં પ્રગટે તે માટે મારે હમણાં તો દર અઠવાડિયે આ કામ ચાલુ રાખવું પડશે. વધારે લોકો આ કામ કરવા લાગશે તો વહેલું પરિણામ આવશે.'

થોડી વાર કોઈ બોલ્યું નહિ. શાંતિપ્રસાદે ઉમેર્યું, 'મને એક વિચાર સૂઝયો છે. ગોપાળનાં ઘરાકને મળી, પોસ્ટઑફિસનું મારૂં પાયખાનું છે તેવું ડોલ માટી વાળું રાખવા સૌને સમજાવવું. એટલો સુધારો થતાં ઠીક ફેર પડશે.'

'એ મઝાનું' મી. વ્યાસે કહ્યું. 'મારે ઘેર કાલથી જ ફેરફાર કરી નાંખીશ.'

'ધીમે ધીમે ભંગીવાસના બીજા ભાઈઓ સાથે મારો પરિચય વધતો જશે તેમ તેમનાં ઘરાકને મળી એટલો ફેરફાર કરાવા પ્રયત્ન કરીશું.' શાંતિપ્રસાદે કહ્યું. 'અને સમજાવવાના કામમાં શશીભાઇ, ધીરૂભાઈ, પ્રેમશંકર વકીલ વગેરે મદદરૂપ થઇ શકશે.'

'જરૂર અમે એ કામ ઊપાડી લઈશું.' શશીકુમાર બોલ્યો.

'એકદમ નહિ. પહેલાં મને આમાં કેટલી સફળતા મળે છે તે જોવા દ્યો. કારણ નરોત્તમ વકીલ, હરકીસન શેઠ વગેરે જાણીતી વ્યક્તિઓ ગોપાળનાં ઘરાક છે. એ સમજશે પછી બીજાને સમજાવવામાં ઉપયોગી નીવડશે.'

'એ વાત ખરી છે.' મી. વ્યાસે કહ્યું.

'ઠીક ત્યારે મી. વ્યાસ, હું બાપુજીને તેડી આવું.'

'મારી જરૂર પડશે?'

'ચાલો, એક શેં બે ભલા.' શાંતિપ્રસાદ ઊભા થયા. ભીની આંખે નીચે જોઈ રહેલાં તારામતિ સામે જોઇ બોલ્યા, 'હું હમણા આવી પહોંચીશ. પ્રહ્‌લાદને જમાડી લેજો.'

શશીકુમાર થોડે સુધી સાથે ગયો.

ભીમનાથ મહાદેવનું મંદિર પુરાણું હતું. વિશાળ ચોગાન હતું. બન્ને બાજુ મેડીબંધ મકાનો હતાં. આગળના ભવ્ય દરવાજા ઉપર મેડી હતી. આખા મંગળપુરમાં સૌથી ઊંચું ભીમનાથનું શિખર હતું અને તેના પર ધજા ફરકતી હતી.

એક તરફનાં મકાનોમાં સંસ્કૃત પાઠશાળા હતી. નીચેની ઓરડીઓમાં વિદ્યાર્થીઓ રહેતા અને ઉપર ભણતા. સામી બાજુ નીચેના ભાગમાં સાધુ સંન્યાસીઓ ઊતરતા અને ઉપરના ઓરડાઓમાં વ્યાખ્યાનો થતાં. બ્રાહ્મણોનાં પાઠ પૂજાનો ધ્વનિ અહોનિશ ઘુમ્મટમાં ગુંજ્યા કરતો હતો.

પાઠશાળાના આચાર્ય મહામહોપાધ્યાય શાસ્ત્રી મહાશંકર શર્મા શિવપ્રસાદના સ્નેહી હતા.

શાંતિપ્રસાદ અને મી. વ્યાસ સીધા શાસ્ત્રીજીના મકાને ગયા. બન્ને વિદ્વાનો વચ્ચે કોઇ ધર્મસંવાદ ચાલી રહ્યો હતો. શાસ્ત્રીજીની દૃષ્ટિ પડતાં આવકાર આપ્યો, 'પધારો માસ્તર સાહેબ.'

શિવપ્રસાદ ચમકયા. પોતાના આવવાનું ખરૂં કારણ શાસ્ત્રીજી જાણશે તો તેમને કેવો આઘાત લાગશે એ વિચારે ધ્રૂજી ઊઠયા. લાલ આંખ કરી શાંતિપ્રસાદ સામે તાકી રહ્યા.

'ચાલો નાનાકાકા, અમે તમને તેડવા આવ્યા છીએ.' મી. વ્યાસે કહ્યું.

'મેં એના ઘરનું પાણી હરામ કર્યું છે.'

'અરે એવો રોષ ન કરીએ પ્રસાદજી.' મહાશંકર શાસ્ત્રી વચ્ચે પડયા.

'નહિ' શાસ્ત્રીજી અને વ્યાસની હાજરીમાં પ્રતિષ્ઠિત પુત્રને કંઇ પણ વધારે કહેવાઈ જશે એ ભયથી ક્રોધને કાબૂમાં રાખતા શિવપ્રસાદ બોલ્યા, 'નહિ હું નહિ આવું. કાલ સવારે ભગવાં પહેરી કાશીએ ચાલ્યો જઈશ.'

'અરે कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति। આપે ક્ષમા રાખવી ઘટે.' આચાર્યે શાસ્ત્રવચન ઉચ્ચાર્યું.

પણ શાંતિપ્રસાદ ગંભીર હતા. પિતાનો નિશ્ચયી સ્વભાવ અને ધર્મઝનૂન એ જાણતા હતા. શિવપ્રસાદને ફરીથી કહ્યું, 'ચાલો ઘેર, પ્રહ્‌લાદ પણ જમ્યો નથી.'

'તું ગીતા હાથમાં લઈને પ્રતિજ્ઞા કર કે હવેથી અંત્યજસ્પર્શ નહિ કરૂં તો ઘેર આવીશ.'

'સ્પર્શનો બાધ આપ કયાં ગણો છો?'

'એટલી છૂટી મૂકી એથી જ આટલી હદે ગયો. મને છેલ્લી અવસ્થાએ શા માટે દુઃખી કરે છે? મર્યા પછી જે કરવું હોય તે કરજે.' શાસ્ત્રીજીને સમજણ પડી. એ પણ ગંભીર બન્યા.

'જે વસ્તુને મેં ધર્મ્ય માની છે તે મારાથી કેમ છોડી શકાય?'

'તારાથી બાપને છોડાશે બીજું નહિ થાય.' શિવપ્રસાદનો ક્રોધ ઊછળ્યો 'શાસ્ત્રીજી, એ આ મંદિરમાં આવવાને લાયક નથી.'

'જો આપ ઘેર આવવા ઇચ્છતા ન હો તો હું અહિં ભોજન મોકલવાની વ્યવસ્થા કરૂં.'

'મારે તારા ઘરનું પન્નપાણી હરામ છે, ભોળોનાથ મને ભોજન આપી રહેશે.'

'પ્રસાદજી!' મી. વ્યાસે કહ્યું.' 'અત્યારે પિતાજી રોષમાં છે. કાલે સવારે હું આવીને તેડી જઈશ.'

'નહિ માને. છતાં સવારે આવજો.' શાંતિપ્રસાદે કહ્યું અને પિતાજીને નીચાનમી પગે લાગ્યા.

શિવપ્રસાદ દૂર રહ્યા. શાસ્ત્રીજી જોઈ રહ્યા. શાંતિપ્રસાદ ભારે હૈયે મંદિરમાંથી બહાર નીકળ્યા. રસ્તો જુદો પડતાં મી. વ્યાસને કહ્યું, 'તમે જાઓ મોડું થશે.'

'જમીને પાછો આવીશ.'

'તમારી મરજી.' શાંતિપ્રસાદ આગળ ચાલ્યા. ઘેર તારામતિ પ્રહ્લાદની સામે હીંડોળા પર સૂઈ ગયાં હતાં. દીવો ધીમો બળતો હતો.

શાંતિપ્રસાદે તારામતિને જગાડયાં.

'કેમ આવ્યા નાનાકાકા?'

'ના.'

'તમે કોઈને ઘરમાં રહેવા નહિ દો.'

'કાલ સવારે મી. વ્યાસ પાછા સમજાવવા જશે. અત્યારે ઉશ્કેરાયલા છે.'

'એ આવવાના જ નથી.'

'પ્રહ્લાદને જમાડયો?'

'ના મારું મન મૂંઝાતું 'તું, ઊઠીને તોફાન કરવા માંડયો તે મારીને સુવાડી દીધો.'

'ચાલો ત્યારે એને ઉઠાડું.' શાંતિપ્રસાદે કહ્યું ' તમે અબોટિયું પહેરો.'

તારામતિ ઊભાં થયાં. શાંતિપ્રસાદ પ્રેમથી પ્રહ્લાદને જગાડવા લાગ્યા.



## ૧૮

# હીરાએ વાતનો તાળો મેળવ્યો !

ગોપાળ વાસમાં પહોંચ્યો ત્યારે હીરૂ છોકરાંને વાળુ કરાવતી હતી. હીરો ઓસરીમાં બેઠો બેઠો બીડી ફૂંકતો હતો.

'કેમ આજ મોડું, ગોપાળ?' લહેરમાં હોય ત્યારે હીરો 'ગોપાળ' કહીને બોલાવતો.

'પહેલો વાળુ કરી લઉં પછી નિરાંતે વાત કરીશ.'

'લે હાલ ઝટ વહેલો થા.' હીરૂએ ઘરમાંથી સાદ કર્યો. ગોપાળ ટોપી ઉતારી, પગ ધોઇ, ખંખેરી, ઘરમાં ગયો. જૂનું છણીઉં ઝાપટીને ઉપર બેઠો.

'ઓહો હો. આ જોને એક ચોખલીનો; અમારા ઘરમાં મેવા-સાની જેમ ગાભના ટીંબા નથી તે પાથરણાની જરૂર પડે.' હીરૂ હસતી હસતી, મીઠી મશ્કરી કરતી બોલી.

'આજ તો મામી, એવો બનાવ બન્યો છે કે તમે જીંદગીમાં નહિ સાંભળ્યો હોય.'

'તમે હવે બધા ભણતરીના દીકરા થ્યા છો તે નવી નવી વાતું લાવ્યા કરો છો. કહી નાંખ ઝટ. નાહક મોંણુ શું કામે ઘાલ છ.'

'વાળુ કરીને બહાર સૌની હાજરીમાં કહીશ. તું ય હારોહાર ખાઈ લે મામી.'

ગોપાળ વાળુ કરીને બહાર આવ્યો. વાસણ એમને એમ મૂકીને હીરૂ પણ આવીને બેઠી. રાજો ને મુળુ સામેથી આવ્યા.

'કાં, શી નવાજૂની લાવ્યા છો ભાણાભાઇ!' રાજાએ બેસતાં પૂછ્યું.

'સાંભળો કહું છું' ખીસામાંથી રૂમાલ કાઢી, હાથ લૂછતાં ગોપાળ બોલ્યો. રૂમાલ સામુ જોઈને હસતી મામી સામે હસીને રૂમાલ ખીસામાં મૂકયો.

'તમે કાંઇક શે'રમાં સાંભળ્યુ તો હશે.'

'મેં સાંભળ્યું છે.' રાજો બોલ્યો. 'તારમાસ્તરને અને દેવલાને નોકરીમાંથી રજા આલી દેવાના છે.'

'કોણ કહે છે?' ગોપાળે પૂછ્યું.

'ગમે એણે કીધું. એનો મોટો શા'બ છે ને, એને માથે અરજીઉં ગઈ છે. મહાજન સામુ પડ્યું છે.'

'ઈ આપણને ખબર નથી. હું તો આજની વાત કરૂં છું.' ગોપાળે વાત શરૂ કરી. 'આજ ચાર વાગે મને એમણે ઘેર બોલાવ્યો'તો. હું ગ્યો. તૈયાર થઇને મારી સાથે આવ્યા.

'કયાં?' રાજાએ પૂછ્યું.

'ઘરાકમાં; બીજે ક્યાં?' ગોપાળે કહ્યું. 'પહેલું જ શેઠનું ઘર આવ્યું, ત્યાં મારી પાસેથી ડબો લઈ લીધો અને કહે હું સાફ કરીશ.'

'હોય નહિ!' હીરાએ અર્ધી બીડીનો ઘા કરતાં પૂછ્યું.

'તમારા સમ.'

હીરૂ નવાઇ પામીને સાંભળી રહી, લાખાને થયું આજ હું સાથે ગયો હોત તો ભારી મજા આવત.

'પછી?' રાજાએ ઉતાવળ કરાવી.

'પછી શું બધાં એમણે કાઢયાં.'

'માથું ફાટી જતું હશે!'

'અરે આપણી જેમ બોકાનું બાંધેલું. પાછા દરીએ સાફ કરવાય પોતે ગયા.'

'આ તો ભારે કે'વાય' રાજાએ આશ્ચર્ય બતાવ્યું.

'એને આ શું સૂઝયું હશે?'

'બસ. આપણુને કેવુંક દુઃખ પડે છે તે જાતે જાણવું બીજું શું?' ગોપાળે કહ્યું. 'પછી ઘેર ગયા તો એકદમ વકીલ શાબ આડા ફર્યા.'

'નો ફરે? આવાં કામ તે કોઈ કરવા દે?' હીરો બોલ્યો.

'મને કહે કાલ સવારે આવજે. પરશાદભાઈને કહે તમે આવશો તો આ ગોપાળને રજા આપી બીજાને રાખીશ.'

'લે કર વાત.' રાજો બોલી ઊઠયો.

'પછી કહે ઓફિસમાં અંદર પધારો. પરશાદભાઈ કહે, મારાં કપડાં પાયખાનાવાળાં છે, માટે નાહ્યા વગર નહિ આવું.'

'સાંભળ છ કે રાજીઆ,' હીરાએ કહ્યું. 'ભંગીનું કામ કરવા નીકળ્યો પણ માયલો નાગર તે સંસ્કાર જાય?'

'પછી કહે ત્યારે તમે આમ ઊભા છો ઈ મને ગમતું નથી. શરમ લાગે છે.'

'કોણુ નરોત્તમદાસ કહે?'

'હા. પણ પરશાદજીએ ઉત્તર ભારી દીધો.'

'શું દીધો?'

'કહે તમારા ને મારા ધંધા કરતાં આ ધંધો વધારે ઊંચો છે એમ માનશો પછી નહિ શરમાઓ.'

'ખરેખરો જવાબ આલ્યો.' રાજો બોલ્યો.

'પણ ગોવલા,' હીરાએ કહ્યું 'તું જાળવજે હોં, ઈ વકીલ આપણો ત્રણ પેઢીનો જૂનો ઘરાક છે. હવેથી ઈ પરશાદભાઈ સાથે ન જઈશ.'

'અને હીરકા,' મુળુ પહેલ વહેલો બોલ્યો. 'તારા સાળાને નોકરીમાંથી કાઢી મુકાવવા મહારાજા સાહેબ માથે અરજીઓ થઈ છે એની તને ખબર છે ને?'

'એમાં શું થઇ ગયું?' રાજાએ પૂછ્યું.

'થયું તો નથી, પણ જ્યારે આ વાત મહારાજ શા'બ જાણુશે કે એક નાગરનો દીકરો ઊઠીને ભંગિયાનું કામ કરે છે, ત્યારે કહેશે ઇ માસ્તરને અને ઈ ભંગિયાને બેયને ગામ બહાર કાઢી મૂકો. આપણો રાજા કેવો ધર્મી છે એની ખબર છે ને?'

'અને ઊંચ વરણુની પવિતર દેહ અભડાવ્યાનું આપણુને ય પ્રાશ્ચત લાગે.' કાનાએ પાછળથી ટેકો આપ્યો.

'અને એમાં એક બીજી વાત પણ વચારવા જેવી છે.' મેઘો ભગત પોતે બધું જાણતો હોય અને ચાલતી વાત સમજી ગયો હોય તેમ આવતાંવેંત બોલ્યો. સૌ ધીમે ધીમે વાતો કરતા હતા. અને ગંભીર બની ગયા હતા. મેઘાએ કાના સામે જોઈને કહ્યું, 'બજારમાં ઈ વાત ચોળાતી'તી. પ્રેમજી કંદોઈ કહેતો'તો કે 'વાણિયા બ્રાહ્મણના છોકરાઓ સાત સાત અંગ્રેજી ભણી જાય છે, તો ય પંદર રૂપરડીની નોકરી જડતી નથી. બે જગ્યા ખાલી હોય ત્યાં બાવન ઊભા થાય છે.' હવે મ્યુનિસપાલટીમાં તો એવડા એ બધા મેમ્બર એટલે આ કામની સૂગ નીકળી જાય તો પછી એને જ દાખલ કરે. આપણે રહ્યા અભણ ગોબરા, આભડછેટવાળા. પછી આપણો કોઇ ભાવ પૂછવાનું નથી.'

'મેઘા ભગતની વાતે ય સાચી છે.' કાનાએ બીજો ટેકો આપ્યો.

'તમે બધા સમજ્યા વગર કૂટો છો.' હીરો મૂછો સરખી કરીને કહેવા લાગ્યો. 'હું હમણા રોજ અમૃતબાગે જાઉં છું. મારો સાળો ઈ ખાતામાં છે એટલે બધી ટપાલ ખાતાનો મોટો ઉપરી છે એણે દેવેંદરને રાખ્યો ત્યારે આ પરશાદજી માથે નોખો કાગળ લખ્યો'તો. 'જેટલા ઢેઢ ભંગિયાના સુધરેલા જુવાનિયા હોય ઇ બધાને હું નોકરીમાં રાખી લઇશ,' પૂછો રાજાને.'

'હા વાત સાચી છે.' રાજાએ હોકાની ઘૂંટ લઇને ટાપસી પૂરી.

'એટલે કાનાભાઈ તમે સમજ્યાને?' હીરાએ કહ્યું. 'આમ જેટલા ભંગિયાના છોકરા સુધરીને મોટી પાયરીએ ચડે, એટલા વાણિયા બ્રાહ્મણ ને બીજી કોમનાને આપણા કામમાં લાવવા જોઇએ. ત્યારે બે ય પલ્લાં સરખાં થાય. હવે બીજી વરણને આ કામની સૂગ છે. એટલે આ તારમાસ્તર ભગવાનનું માણસ તે એને થયું કે ઈ

કામ કરીને સૂગ ટાળી દઉં, જેથી ભણેલ ભંગિયા મોટી પાયરીએ ચડી શકે. લ્યો આ વાતને આ વિગત.'

'હવે ઘૂંટડો ઊતર્યો.' કાનાએ કાનખૂટ પકડી.

'હીરાની વાત તો સવળી લાગે છે.' મેઘાએ પણ કબૂલ કર્યું.

આપણે અબુધ ને હલકી વરણ છીએ.' હીરાએ ફરી ચલાવ્યું.

'ઇ વાતેય સાચી.'

'એટલે આપણને મોટા લોકની વાતમાં ઝટ લઇનિ સમજ નો પડે. પણ થોડા થોડા એની ભેગ રઈં, ને વાત થાતી હોય ત્યારે કાન દેતા રઇં, તો બધી વાતનો તાળો મળતો આવે.'

'હીરાની વાત સોળ આના છે.' રાજાએ કાનાને હોંકા આપતાં કહ્યું.

ગોપાળને આ લોકની વાતમાં પૂરું સમજાયું નહિ. ફાનસ નીચે મૂકી એ વાંચવા બેઠો. લાખો પાસે બેસી ભુલાઇ ગયેલા અક્ષર યાદ કરવા લાગ્યો.

'બાપા, વાળુ કરવા હાલજે.' કાનાની દીકરીનો અવાજ આવ્યો.

'આવ્યો બેટા. લ્યો બેસો હું જઇશ.'

'હું ય ઊઠીશ હવે.' રાજો ઊઠયો.

ધીમે ધીમે ડાયરો વિખરાયો.

—●—

## ૧૯

# દેવેંદ્ર અને તેની માસી

મંગળપુરના આથમણા ભાગમાં ગરીબ માણસો રહેતા હતા. કુંભાર, મોચી, સુતાર, ભવાયા, મીર, હજામ અનેક કામ ફૂલગૂંથણીએ વસતી હતી. પાછળ વણકર લોકનાં ઘર હતાં. મુખ્યત્વે સઢ બાંધવાનું કામ કરતા હતા. છતાં ચમાર–ભંગી જેટલા જ અસ્પૃશ્ય દેખાતા હતા.

વણકરવાસમાંથી આવતા પવનને રોકવાની કોઈની શક્તિ ન હતી. એ સૌને એક કરતો હતો. પરંતુ પાણીના કૂવા જુદા હતા.

જો કે માનવહૃદયના ઊંડાણમાં તો એક ઈશ્વર સૌમાં સમાન રીતે વસી રહ્યો છે, તેમ અંદરના ભૂતળમાં તો એક સરખાં વહેણુ સદાય વહેતાં હતાં. વણકરવાસ ઊંચાણમાં હોઇ ત્યાંથી અદ્રષ્ય પ્રવાહો આવતા હતા અને ઉપરના મનુષ્યકૃત ભેદને ભૂંસી રહ્યા હતા.

પોસ્ટમાસ્તર દ્વારકાદાસને મોટી હવેલીએ શેઠ જગમોહનદાસ મળ્યા અને દેવેંદ્ર વિષે સખ્ત ફરિયાદ કરી એટલે પોતાના અધિકારનો ઉપયોગ કરીને પોસ્ટમાસ્તરે દેવેંદ્રને મોટી હવેલીવાળા લતામાંથી ઉપર જણાવેલા વસવાયાના લતામાં બદલી નાંખ્યો.

ત્યાં એક અણધાર્યો વિચિત્ર પ્રસંગ બન્યો.

વાત એમ બની કે સવારના નવેક વાગે દેવેંદ્રકુમાર એ લતામાં ટપાલ વહેંચતો હતો. મુસલમાન મીર મામદ શીદીનું ઘર જડતું ન હતું. નાકાપર એક લુહાણાનું હાટ હતું. તેલ, ગ્યાસતેલ, હળદર મરચું વગેરે અનેક ચીજો જેમ તેમ પડી હતી. કેડિયું અને ધોતિયું અનેક રંગે રંગાયું હતું. મોનજી ઠક્કરે દેવેંદ્ર સામે ધારીધારીને જોયું. ચડ્ડી, પહેરણ, સાફાનો ખાખી ડ્રેસ, ચામડાનો કમરપટ્ટો, પગમાં બ્રિજિસ, ટપાલનો થેલો ન હોય તો લશ્કરી સોલ્જર લાગે તેવો દેવેંદ્ર નજીક આવ્યો. મોનજી ઠક્કરને પૂછ્યું, 'મામદ મીર ક્યાં રહે છે?'

'લાવ જોઉં!' કાગળ લીધો. વાંચીને લાંબો હાથ કર્યો. 'જો સામે કૂવે એની વહુ પાણી ભરે.' કાગળ પાછો આપતાં કહ્યું, 'તમે હમણા નવા આવ્યા લાગો છો?'

'જી હા.'

'કેવા છો?'

'ભંગી છું.'

'હેં!' માની ન શકતા હોય તેમ ડોસો તાકી રહ્યા.

મનમાં બબડ્યા, 'પહેલાં ફાટયો નહિ.' ઘરમાં જઈ છાંટ લઈ આવીને થડે બેઠા. કરડી નજરે કૂવા તરફ જોઈ રહ્યા.

દેવેંદ્ર કૂવા પાસે ગયો. મોટો આઠ ગરેડીવાળો કૂવો હતો. લોખંડી જાળીવાળો કઠેડો હતો. ફરતો પાકો પગથાર બાંધ્યો હતો.

પાંચ છ સ્ત્રીઓ પાણી ભરતી હતી. સુતાર, મોચી, લુહાણા, મુસલમાન જુદી જુદી કોમનાં બૈરાં હતાં. દેવેંદ્રે દૂરથી અટકળ કરી. ધોળી ફૂલભાતનું લાલ ઓઢણું, લીલી ઇજાર, સફેદ આભો, રૂપાનાં બલોયાં, બાઈ પાણીનો ઘડો હાંડામાં રેડતી હતી. દેવેંદ્રે પાસે જઇને સરનામુ વાંચ્યું, ‘ મીર મામદ શીદી. ’

બાઇએ ઊંચે જોયું. ઓઢણુ સરખું કરી હાથ લંબાવ્યો.

‘ અમારો કાગળ છે લાવો. ’

ચાર આંખ એક થઇ, અવાજ સંભળાયો, એકાએક દેવેંદ્રને બાળપણમાં ખોવાયલા પ્રિય સ્વજનનો ચહેરો યાદ આવ્યો. એનાથી બોલાઈ ગયું, ‘ કોણ મેણી માસી ? ’

બાઈએ ચમકીને દેવેંદ્ર સામે જોયું.

‘ જમનાબેનનો દેવલો ? ’

‘ હા માસી, તમે અહિં કયાંથી ! ’ દેવેંદ્રને અત્યંત આશ્ચર્ય થયું. વરસો પહેલાં પોતે સાત આઠ વર્ષનો હતો ત્યારે એની મણિ-માસી એક મુસલમાન મીરના પ્યારમાં પડીને નાસી ગયેલી. લગ્ન ગાળામાં મામદ મીઠી શરણાઈ વગાડતો, શરણાઇના સૂરમાં મણિ મોહી પડી. એના મામાએ અને મોટા બાપુએ ઘણી તપાસ કરી પણ કયાંય પત્તો લાગ્યો ન હતો. કોઈ કોઈવાર એની વાત નીકળતી ત્યારે એની મા અને હીરૂબેન આંસુ સારતાં કહેતાં, ‘ દેવલા, તું માસીને બહુ વહા’લો હતો, હાથમાંથી હેઠો ન ઊતારે. ’ એવી ખોવાયેલી માસીને અચાનક જોતાં દેવેંદ્રના દિલમાં અનેક ભાવ જાગી ઊઠયા. એ જ પ્રમાણે એની માસીનું હૈયું પણ ભરાઇ આવ્યું.

બીજી બાઇઓ નવાઈ પામીને, બન્ને જણ સામે વારાફરતી જોવા લાગી. એમને કૌતુક થયું કે આ મુસલમાન બાઈ સાથે

વાણિયા–બ્રાહ્મણ જેવા આ ટપાલીને સગાઇ ક્યાંથી હશે ? એક બાઈના મનમાં થયું ' આ કોઇ રાંડીરાંડ બાઇ તો વટલી ગઈ નહિ હોય ને ! '

' ઊભો રહે દેવલા, મારું ઘર સામે જ છે. આ એક ઘડો કાઢી લઉં. મારે ઘેર હાલ. '

ઘડો કૂવામાં ગયો તેવો જ બહાર આવ્યો.

' લે ચડાવ દેવલા. આ કાગળ તારા હાથમાં રાખ. '

દેવેંદ્રે ટેકો કર્યો.

આગળ માસી ને પાછળ ભાણેજ. બાઇઓ જોઈ રહી. આ આખા વરસમાં આવું કૌતુક આ પહેલું જ જોયું. પણ કૌતુક શમે તે પહેલાં મોનજી ભાભા દોડતા આવ્યા. પોતાની દીકરી બેડું ચડાવતી હતી એને હાંક મારીને કહ્યું:—

' ઢોળી નાંખ પાણી. '

' કાં ? '

' કાં શું ? દેખતી નથી ઓલ્યો ભંગિયો કૂવા ઉપર ચડ્યો ને બધું અભડાવી માર્યું ! '

' કયો ભંગિયો ? '

' આ ઓલ્યો ટપાલીઓ. '

' હાય હાય ! ' બે ત્રણ બાઈઓ એક સાથે કકળી ઊઠી. હડેડાટ બેડાં ઢોળી નાંખ્યાં.

' હવે સમજી ને લખમીવહુ ? ' ગંગામા બોલ્યાં. 'મૂળ ભંગિયાણી હશે આ બાઇ. '

' એમ જ બાઇજી, લૂગડાંબોળ નાહવું પડશે. '

'ઇ તો મુસલમાન થઇ એટલે પાક કહેવાય.' મોનજી ઠક્કરે મોટેથી કહ્યું. 'પણ આ ભંગિયે અભડાવી માર્યાં. કૂવો અભડાવ્યો મારે સાળે.'

ઘડીવારમાં આખી શેરીમાં વાત ફેલાઈ ગઇ.

મણિએ બારણું ઉઘાડ્યું. દેવેંદ્ર ઘરમાં ગયો. 'પાછું બંધ કરજે દેવલા, નહિતર આ કૂકડાં–મરઘાં બહાર વહ્યાં જશે.'

દેવેંદ્રે બારણું બંધ કર્યું.

નાનકડો એક ઓરડો ને ઓસરી. એટલું જ નાનું ફળિયું. ઘરમાં કાંસાનાં બે ચાર વાસણ હતાં. એક લાકડાની પેટી હતી. ઓસરીમાં લાકડાનું જૂનું પાણિયારું હતું. આંગણામાં કૂકડાં–મરઘાંનાં બચ્ચાં દોડાદોડ કરતાં હતાં. ખૂણામાં એક ધોળી બકરી બાંધી હતી.

સીમેન્ટની ખાલી કોથળી પાથરીને મણિએ કહ્યું, 'બેસ દેવા.' દેવેંદ્ર બેઠો.

'તું આ ખાતામાં ક્યારથી દાખલ થયો?'

'હમણાં.'

'તને હીરૂએ ભણાવ્યો ને સુધાર્યો ઇ લેખે લાગ્યું. દેવલા, તને આજ આટલે વરસે જોતાં મને મા ને બધાં યાદ આવે છે.' મણિનો કંઠ રૂંધાયો. આંખમાં પાણી આવ્યાં.

'તમે અહિં જ રહો છો માસી?'

'નારે, અમે તો જેતપુર રહેતાં 'તાં. ત્યાંથી ચાર મહિનાથી અહિં આવ્યાં છીએ.'

'તમારા વર શો ધંધો કરે છે?'

'ધંધા હવે ક્યાં રહ્યા છે? તાર છેડા ભેગા કરીને મોટા વેપારીઓને વેચે છે.' મણિ નિ:સાસો મૂકીને બોલી. 'માંડ પેટિયું નીકળે. હું એક મેમણ શેઠિયાને ઘેર પાણી વાસણ કરીને મહિને બે રૂપિયા કમાઉં છું.'

'તમે બેનને મળવા ન આવો માસી?'

'મન તો થાય, પણ મારા ઘરવાળાને ન ગમે.'

'હા પાડે તો આવજો કોઈવાર, બેન બહુ રાજી થશે.'

'તને ભૂખ લાગી છે દેવલા, ખાવાનું આપું?'

'મારે હજી ઘણા કાગળ વહેંચવા બાકી છે. ફરી કોઈવાર આવીશ. મારે તો રોજ અહિં આવવાનું હોય છે.'

'જરૂર આવજે દેવલા.'

'પણ તમને વાંધો નહિ આવે ને?'

'ખુદા જાણે ભાઈ, એમાં શો વાંધો આવે?'

દેવેંદ્ર ઊઠયો. મણિ સામે ફરી એક વાર જોયું. હજી એને મનમાં થાય છે કે 'મારી ભૂલ તો થતી નથી ને!' બારણું વાસીને બહાર નીકળ્યો. શેરીની બાઈઓ અને છોકરાં જોવા લાગ્યાં. દેવેંદ્ર ચાલ્યો ગયા પછી પણ એની એ ચર્ચા ચાલ્યા કરી.

બપોરના બારને સુમારે મામદ તારકસબની પેટી બગલમાં લટકાવીને મોનજી ઠક્કરના હાટ પાસેથી નીકળ્યો. જૂનું પાટલુન, લાંબો ઝભ્ભો, પગમાં કંતાનના બૂટ, માથે લાલ ટોપી, પાંત્રીસેક વરસ થયાં હશે, પણ ચિંતા અને ગરીબાઈથી વાળ સફેદ થઇ ગયા હતા. ગાલ બેસી ગયા હતા. મણિ–મરિયમનો ખોળો ભરાયો ન હતો. એનું શરીર વિશેષ ભરાયું હતું. મામદ એને મેમણ ગૃહસ્થના ઘર સિવાય બીજે ગઈ સાંભળતો તો ફટકારતો.

મોનાજી ઠક્કરે હાથને ઈસારે ઊભો રાખ્યો.

'મામદભાઇ, એક વાત પૂછવી છે.'

'બેલાશકથી પૂછો કાકા!'

'આ તમારા ઘરમાં છે ઈ કઇ નાતે છે?'

'મુસલમાન મીર છે કેમ?'

'સાચું કહેજો.' ડોસાએ આંખ ઝીણી કરી પૂછયું. 'મને બાતમી મળી ગઈ છે.'

'ખોટું બોલું તમારી પાસે. એના બાપ જેતપુરમાં કાપડનો વેપાર કરે છે. કુટુંબ અસ્સલ ખાનદાન છે. કેમ તમને કોઇએ કંઇ બીજી વાત કરી?'

'ત્યારે જ પૂછું છું ને?'

'શું કહ્યું?'

'કે એ તો.' જરાક વિચાર કરીને ભાભાએ કહ્યું 'ભંગિયાણી છે.'

'કોણ સાળો કમજાત કહેનારો છે.' મામદનો મિજાજ ગયો. 'લાવો મારી સામે.'

'અરે મામદભાઈ, હું તો સાંભળેલી વાત કરૂં છું તમે કહો છો એમાં રતિભાર ખોટું નથી.'

'પણ છે કોણુ કહેનાર, મને નામ આપો ને?'

બે ચાર જણ રસ્તે જતાં ઊભા રહી ગયા. મોનજી ઠક્કરને બીક લાગી કે કયાંક રજનું ગજ થઇ જશે એટલે ચૂપ થઈ ગયા.

મામદ મિયાં બૂમ બરાડા પાડતા ઘેર આવ્યા. સહેજ ગમગીન ચહેરે મરિયમ ઘરકામ કરતી હતી. મનમાં થતું હતું, 'એક ભવમાં બે ભવ તો કર્યા, હવે વધારે કયાં કરવા? નહિતર હીરૂને મળીને મા પાસે વહી જાત. માને ભાઇ બચારાં કેટલાં ઝંખતાં હશે? દેવલો કેવો રાજાના કુંવર જેવો લાગતો'તો. ઇ બધાંને હંમેશને

સારૂં તજી દીધાં. હવે મને વટલેલને ભેગી રાખે ય નહિ, આંગળી ચીંધામણ થાય. મરિયમને જીવતર ખારૂં ઝેર લાગ્યું. બાળપણની મનોહર સૃષ્ટિ મન સામે ખડી થઈ હતી. એવામાં ધડાક કરતું જોરથી બારણું ઊઘડ્યું અને એવા જ જોરથી બંધ થયું.

ઓસરી પર ચડતાં મામદે બૂમ મારી, ' આજ કોઈ આવ્યું'તું આપણે ઘેર ?'

' ના. ' મરીયમ ધ્રૂજી ઊઠી. ધીરેથી બોલી, ' ટપાલી આવ્યો'તો. જેતપુરથી કાગળ આવ્યો છે. '

' બીજું કોઇ નથી આવ્યું ?'

' જી ના. '

' તેરી જાત કિસીને પૂછીથી ?'

મરિયમે વિચાર્યું, 'કોઇ બાઇએ વાત કરી લાગે છે.' ડરતાં ડરતાં ખરી હકીકત જણાવી. ' આ ટપાલવાળો મારી બેનનો દીકરો થાય છે. '

' ટપાલી ?'

' જી હા. ઇ ટપાલખાતામાં દાખલ થયો છે. ખૂબ ભણેલો હોંશિયાર છે. '

' હવેથી ખબરદાર એની સાથે વાત નહિ કરતી. '

' જી નહિ કરૂં. '

મરિયમે મોઢેથી કહ્યું નહિ કરૂં પણ એનું મન બોલી ઊઠયું:

' ભંગિયાની દીકરીને ઘરમાં બેસાડતાં ન લાજ્યો ને હવે ભંગિયાણીનો ધણી થતાં શરમાય છે મૂઓ !'



## ૨૦

# 'મારા રાજમાંથી સરકારી થાણું કઢાવી નાંખું.'

દરિયા કિનારાથી બે ફર્લાંગ દૂર, એક ટેકરી ઉપર મહારાજા મંગળસિંહનો રાજમહેલ હતો. આથમતા સૂર્યનાં કિરણો, દરિયાનાં બિલોરી જળ તરંગોનાં ઝાંઝવાનાં દૃષ્ય મહેલની અટારીઓમાં હંમેશાં ખડાં કરતાં. અઢી ત્રણ લાખને ખર્ચે બંધાવેલ એ મહાલય વડોદરાના લક્ષ્મીવિલાસ પેલેસની નાનકડી આવૃત્તિ સમો હતો. મુલાકાત ગૃહમાં બિછાવેલા ગાલિચા અને સિંહાસનો એકએકથી ચડિયાતાં હતાં. મૂલ્યવાન રાચરચીલાથી મહેલને ભભકાદાર બનાવ્યો હતો. વયોવૃદ્ધ રાજવી ધર્મચુસ્ત મનાતા એટલે રંગરાગમાં ઓછું ખર્ચ થતું પણ 'ધર્માદા'ની રકમોના આંકડા મોટા હતા.

બપોરના ભોજન પછી, થોડો આરામ લઈ મહારાજા જાગ્રત થયા. રૂપેરી ઝારીએ મોં ધોઈ રાણીવાસમાં જવા વિચારે છે ત્યાં હજૂરીએ ખબર આપ્યા, 'રાજ્યગોર મહાશંકર શાસ્ત્રી, મોટી

હવેલીવાળા આચાર્ય વ્રજરમણાચાર્ય, મહાજનના અગ્રણી જગમોહનદાસ શેઠ વગેરે મળવા પધાર્યા છે.'

'આવું છું હમણા. બેસાડ બધાને.'

મંગળસિંહ મહારાજે અરીસામાં જોઇ ધોળી મૂછોને વળ ચડાવ્યો. જશમા ઓડણ અને રાણકદેવીના સતીત્વથી અમર બનેલા સિદ્ધરાજ જયસિંહના સીધા વંશ જ મંગળસિંહ સોલંકી હતા. સુરવાળ અચકનભર, ધીમે પગલે દિવાનખાનામાં રાજાસાહેબ પધાર્યા.

સૌએ ઊભા થઈ ઝૂકીને નમન કર્યું. રાજ્યગોરે બે હાથ લાંબા કરી આશીર્વાદ આપ્યા.

'કહો, શું કામ પધાર્યા છો?' મહારાજાએ બેસતાં પૂછ્યું.

'આપની પાસે અરજ ગુજારવા આવ્યા છીએ.' જગમોહન શેઠ બોલ્યા.

'અરજ તો કચેરીમાં કરવાની કારભારી પાસે. અહિં મારી આગળ શું આવ્યા છો?'

'આપ વાત સાંભળશો ત્યારે જણાશે.' રાજ્યગુરુ અધીરા થયા.

'એવું વળી શું બની ગયું?' મહારાજા મરક્યા.

'આપ સાહેબને અહિં બેઠાં શી ખબર પડે? શહેરમાં તો હાહાકાર મચી ગયો છે.'

'અર્ર્ર્ શું હાથી-બાથી ગાંડો તો નથી થયો ને?'

'બાપુ, આ મશ્કરીની વાત નથી.' મહામહોપાધ્યાય મહા ગંભીર બનીને બોલ્યા. 'આ કલિકાલમાં જો કયાંઈ પણ ધર્મ જીવંત રહ્યો હોય તો તે માત્ર આપણા રાજ્યમાં જ. આજે અહિં પણ કલિનો પડછાયો પડ્યો છે અને ધર્મ જવા બેઠો છે.'

'શું કહો છો ? કાંઇક ફોડ પાડીને વાત કરો તો મને સમજાણુ પડે.' વૃદ્ધ રાજવીની જિજ્ઞાસા વધી.

'આજે નવખંડની અંદર ગાંધીનો મત પ્રસરેલો છે. મહાશંકર શાસ્ત્રી સહેજ આગળ આવ્યા. 'અઢારે વર્ણ એણે એક આરે કરી છે. કેવળ આપણા આ મંગલકારી ધર્મપુરમાં એ કલિના અવતારનો પ્રભાવ પહોંચી શકતો નહોતો. આપ ખુદાવિંદ ધર્માવતાર હોઇ આ રાજ્યધર્મ મૂર્તિમાન બિરાજી રહ્યો હતો, પરંતુ આજે એના એક ભ્રષ્ટ અનુયાયીએ એવી પ્રયુક્તિ રચી છે કે જેથી આપણાં ધર્મચુસ્ત પ્રજાજનો ભ્રષ્ટ બને અને એનો ઘેર ઘેર પ્રવેશ થઇ જાય.'

'તો એવડા એ ગાંધીના આદમીને કાઢી મુકાવું પછેં શું ?' મહારાજાશ્રી વાતનો મુદ્દો પકડી લેતાં બોલ્યા. 'હમણા થોડા દિ' પહેલાં દિવાન શા'બ વાત કરતા'તા કે એક ગાંધીનો છોકરો ભંગિયાને ચડાવીને તોફાન કરાવ'તો તે એને જેલમાં નાંખ્યો છે આનેય પૂરાવી દઉં પછેં શું ?'

'એને પાછો છોડી મૂકયો.'

'ઈ બધાને ઘેર ઘેર ફરીને અભડાવે એમ કહેવું છે ને તમારૂં !' પોતાને કંઇક સમજણ પડી હોય એમ મહારાજા બોલ્યા.

'ના રે બાપુ, એ તો નાગરનો દીકરો છ.'

'તયેં બીજો કોણ મૂઓ છે, ઝટ કહી દ્યો ને !'

'આપણા શહેરમાં સરકારી પોસ્ટઓફિસ છે ને બાપુ ?' જગમોહન શેઠ ધીમે રહીને હજૂરને સમજાવવા લાગ્યા.

'હા છે.'

'એમાં ટપાલ વહેંચવા એક ભંગિયાને રાખ્યો છે. એ ઘેર ઘેર ટપાલ દેવા જાય છે, શાક મારકીટમાં જાય છે, કૂવે અડે છે,

મરજાદીની મરજાદ સાચવતો નથી. સરકારી નોકર કર્યો તે કોઈથી એને કાંઈ કહેવાતું નથી. '

'એવો બોળાવાડો કર્યો છે ?'

'હા બાપુ, અમસ્થા આપને તકલીફ આપીએ ?'

'તો એને નોકરીમાંથી રજા અલાવી દઉં.'

'પણ બાપુ, એ સરકારી થાણાનો નોકર કહેવાય. એના ઉપર આપણો હુકમ ન ચાલે.'

'તો દિવાન શા'બને કહીને મારા રાજ્યમાંથી એ સરકારી થાણુ ખસેડી નંખાવું. મારે એની ટપાલ હાફીસનું કામ નથી. આપણે આપણી પોતાની ટપાલ ઑફીસ કરો.'

'બરાબર છે.' મહાશંકર શાસ્ત્રીજી પ્રસન્ન થયા.

'બસ એમ જ થવું જોઇએ.' આચાર્યશ્રીએ ટેકો આપ્યો.

'પણ બાપુ,' ડાહ્યો વેપારી બોલ્યો. 'ટપાલ ઑફિસ ખસેડવાની આપણી સત્તા નથી.'

'કોની ?' ડોળા ફાડીને મૂછ પર હાથ મૂકીને મહારાજ ગર્જ્યા. 'એક ટપાલહાફીસ કાઢી નંખાવાની મારી સત્તા નથી! કોઈ હાજર છે કે ?'

'જી બાપુ.' હજૂરિયો દોડયો આવ્યો.

'જાઓ દિવાન સા'બને જલ્દી બોલાવી લાવો.' નમીને હજૂરિયો ચાલ્યો ગયો.

'બાપુ,' શેઠે મહારાજાને શાંત પાડવા પ્રયાસ કર્યો. 'આમ અધીરા ન થાઓ.'

'ન થાઉં અધીરો, હું કોણ છું તને ખબર છે? મહમદ-ગિઝનીને પાછો કાઢનાર ભીમદેવ સોલંકીનો વંશજ છું. મારી રૈયતને ધર્મભ્રષ્ટ થવા દઈશ?'

મહારાજાની કાયા કંપવા લાગી.

'બાપુ ઉતાવળા ન થાઓ. આપને એટલું બધું કરવાની જરૂર નથી.' જગમોહન શેઠ સમજાવવા લાગ્યા. 'આપે દિવાન સાહેબને બોલાવ્યા છે તો એમને હુકમ આપો કે પોસ્ટઓફિસના ઉપરીને લખાણ કરે કે તમે આ માણસને રાખ્યો છે તેથી અમારી પ્રજાની લાગણી દુખાય છે. એટલે તાબડતોબ એને બદલી નાંખો અને એક તારમાસ્તર છે એ નાગરનો દીકરો થઈને ભંગિયા ભેગો પાયખાનાં કાઢવા જાય છે.' 'અરરર' મહારાજાએ ખેદ દર્શાવ્યો. શેઠે આગળ ચલાવ્યું, 'તારનું કામ બરાબર કરતો નથી, એની સામે બહુ ફરિયાદો આવે છે તો એને ય બદલી નાંખો. બસ પછી શાંતિ થઈ જશે.'

'તો એમ કરો.' શૂરાતન ઊતરતાં મહારાજા ઠંડા પડીને બોલ્યા. 'ગમે તેમ પણ મારા રાજ્યમાં ધરમ સચવાવો જોઈએ.'

'ત્યારે બાપુ, અમે રજા લઈએ.' આચાર્યશ્રી ઊઠયા.

'બેસો બેસો. હમણા તમારી રૂબરૂ હુકમ આપી દઉં.'

'અને આચાર્યજી.' જગમોહનદાસે કહ્યું, 'પેલો તારમાસ્તર છે એની વિરુદ્ધ જેટલી ફરિયાદ હોય એટલી લખીને મને સૌ આપી જાય એમ હવેલીમાં આજે આપ કહી દેજો.'

'હા' શાસ્ત્રીજી તાડૂકયા. 'મૂળને ઉન્મૂલ કરવાથી વૃક્ષની ડાળો આપ મેળે નીચે પડે છે.'

'તો પછી બાપુ, અમે રજા લઈએ.' શાસ્ત્રીજી ઊભા થયા.

'બેસશો નહિ?'

'જી બા'પુ, દિવાન સાહેબ કામમાં હોય તો તેમને વિલંબ થાય. અમે રજા લેશું.' શેઠે હાથ જોડ્યા.

'ઠીક પધારજો; અને જરાય મૂંઝાશો નહિ. આવું ધરમનું કામ હોય તો મને અર્ધી રાતે ઊઠાડજો. તમારે માટે મારાં બાર ચોવીસે કલાક ઉઘાડાં છે.'

'અમારા ઉપર આમની મોટી મહેરબાની છે બાપુ!' શેઠે લળીને ફરી નમસ્કાર કર્યા.

સૌ વિદાય થયા.

---

## ૨૧

# તપાસ

કાઠિયાવાડના પશ્ચિમ વિભાગના પોસ્ટ સુપરિન્ટેન્ડન્ટની ઑફિસમાં બપોરના ત્રણ વાગે કારકૂનો ચૂપચાપ કામ કરી રહ્યા છે. એમાં સાહેબની ઘંટડી વાગી. પટાવાળો હાજર થયો.

'શિરસ્તેદારને બોલાવો.'

શિરસ્તેદાર આવ્યા. સલામ કરીને ઊભા રહ્યા.

'કેમ પેલી મંગળપુરની તપાસનું શું પરિણામ આવ્યું?'

'જુનાગઢ વિભાગના સર્કલ ઈન્સ્પેક્ટર મંગળપુર સ્ટેટના કારભારીની ફરિયાદ બાબત જાત તપાસ કરી આવ્યા છે. ત્યાંના પોસ્ટમાસ્તર, એક બે કલાર્કો, પોસ્ટમેનો અને શહેરના રૂઢિચુસ્ત લોકો મી. દેવેંદ્ર સોલંકીની નિમણૂંકથી નારાજ થયેલા છે. અને મી. શાંતિપ્રસાદ વૈષ્ણવ સામે કેટલીય અરજીઓ હતી તેની નોંધ લીધી

છે. મી. વૈષ્ણવ અને સોલંકીનું કામકાજ ઇન્સ્પેકટરને સંતોષકારક લાગ્યું હતું. '

' ઠીક જાઓ. '

સુપરિન્ટેન્ડન્ટ પરશુરામ વિનાયક શીરોળકર દક્ષિણી બ્રાહ્મણ હતા. હિંદુ મહાસભાના સભ્ય હતા. શુદ્ધિ અને સંગઠનના હિમાયતી હતા. પોસ્ટખાતાની લગભગ પા સદીની નોકરી દરમિયાન કેટલાય ખ્રિસ્તી થઈ ગયેલ હરિજનોની તેમણે શુદ્ધિ કરી હતી અને નોકરીએ ચડાવ્યા હતા. દેવેંદ્રનો ટૂંકો અભ્યાસ અને બીનઉમેદવારી છતાં આટલી જલ્દી તેને નોકરી મળી ગઈ તેનું કારણ મી. શીરોળકરનું વલણ હતું. મંગલપુરના કિસ્સામાં પોસ્ટમાસ્તર, સર્કલ ઇન્સ્પેકટર અને શિરસ્તેદાર સુદ્ધાંનો મત મી. વૈષ્ણવ અને સોલંકીની બદલી કોઈ ઉદારમતવાદી શહેરમાં કરવાનો હતો, પરંતુ શીરોળકર સાહેબ અણુનમ હતા. ઊલટું મંગળપુરમાં શાંતિપ્રસાદને અનુકૂળ થાય તેવા પોસ્ટમાસ્તરને મૂકવાનો તેમનો વિચાર હતો. પહેલાં જેમાં રાજ્ય પણ એક પક્ષકાર બન્યું હતું એવી આ બાબતની જાતતપાસ કરવાની તેમની ઇચ્છા હતી. અથવા એમ કહીએ તો ખોટું નથી કે જાત તપાસને બહાને હિંદુધર્મના ધામ ગણાતા મંગળપુર રાજ્યમાં રાજા પ્રજાને હિંદુ સંગઠનનો સંદેશો આપવાની તેમની મુરાદ હતી.

થોડી વાર વિચાર કરી, શિરસ્તેદારને ફરી બોલાવ્યા. સૂચના આપી: ' મંગળપુરનો કાર્યક્રમ ગોઠવો. મારે જાતે તપાસ કરવી પડશે. પ્રવાસની મુલાકાતનાં સ્થળ ગોઠવી મને બતાવી દરેક જગ્યાએ ખબર મોકલી આપો. '

* * *

પોસ્ટઓફિસની બાજુમાં જ, છેક દરિયાના કિનારા પર આવેલા, ગૌરાંગદેવોને ઉનાળાની સહેલગાહ માટે બંધાવેલા, દરબારી

અતિથિગૃહમાં શીરોળકર સાહેબનો મુકામ થયો હતો.

ઉપલે માળે વિશાળ ખંડમાં, એક લંબચોરસ ટેબલ ફરતી દસબાર ખુરશીઓ ગોઠવવામાં આવી હતી. સામે સાગરનાં અગાધ જળ, દૃષ્ટિમર્યાદા પાર વિસ્તરેલાં હતાં. મહાસાગર શાંત હતો. એનાં ધીમાં મોજાં બંગલાના પગથાર પાસે આવીને પાછાં વળી જતાં હતાં. ટેબલ પર દરિયાના ફીણ જેવો ઓછાડ બિછાવ્યો હતો. ઉપર મેવાની ને ફળોની રકાબીઓ ગોઠવવામાં આવી હતી. ખુરશીઓ બેસનારાની રાહ જોતી હતી. નોકર-ચાકરો વારંવાર નીચે નજર કરતા હતા. આ બાજુ પોસ્ટઓફિસમાં શીરોળકર સાહેબની કડક તપાસ ચાલી રહી હતી. ઓફિસનું દફતર તપાસ્યું, ચાલુ કામકાજ જોયું, પટાવાળા, કલાર્કો, પોસ્ટમાસ્તરની જુબાનીઓ લીધી, દેવેંદ્ર સાથે વાતચીત કરી. શાંતિપ્રસાદને કહ્યું, 'તમારી વિરુદ્ધ પણ અનેક ફરિયાદો આવેલી છે.'

'એનો ખુલાસો મેં ઈન્સ્પેકટર સાહેબની તપાસ વખતે કરેલ છે. આપ પૂછશો તેના યોગ્ય ઉત્તર આપીશ.'

તેમની સાથે પણ કેટલીક વાતચીત કરી.

સાડાચાર વાગ્યાને સુમારે તપાસ પૂરી થઈ. શીરોળકર ઉતારે આવ્યા.

ઇસ્ત્રી કરેલાં બગલાની પાંખ જેવાં કોટપાટલૂન, પગમાં બૂટ અને માથે સોનેરી છોગાવાળી દક્ષિણી લાલ પાઘડી, હાથમાં રૂપેરી મૂઠવાળી કાળા સીસમની લાકડી, મજબૂત ઠીંગણું શરીર, ઉજ્જ્વળ વાન, પ્રભાવશાળી ચહેરો: શીરોળકર મોટરમાંથી ઊતર્યા.

અતિથિગૃહમાં તેમની રાહ જોઈ રહેલા ગૃહસ્થો આવકાર આપવા ઓસરીમાં આવ્યાં. પહોળી લાલ કિનારનું ધોતિયું, ચાંચવાળી

પાઘડી, ઉઘાડા શરીર પર સફેદ ધોતિયું બેવડું ઓઢયું છે, પગમાં ચાખડીઓ, હાથમાં પોથી, કપાળમાં ત્રિપુંડ, રાજ્યગુરુ મહાશંકર શાસ્ત્રી સૌથી આગળ આવ્યા. મખમલના સ્લીપર, કોર વિનાનું ઝીણું ધોતિયું, કસવાળું બાલાબંધી કેડિયું, ઉઘાડા માથા પર કાળજીપૂર્વક ઓળેલા વાળ, કપાળમાં વૈષ્ણવી તિલક, આચાર્ય વ્રજરમણાચાર્ય શાસ્ત્રીજીની બાજુમાં ઊભા રહ્યા. પાછળ જગમોહન શેઠ, શાસ્ત્રીઓ, વગેરે ઊભા રહ્યા.

સ્ફૂર્તિથી પગથિયાં ચડીને શીરોળકર ઉપર આવ્યા. સૌને નમસ્કાર કર્યા,

‘ આપને રાહ જોવી પડી તે બદલ માફ કરજો. ’

‘ સાહેબ, ’ શેઠ જગમોહનદાસે કહ્યું; ‘ ઉપર પધારો ત્યાં પવન સારો આવશે. ’

‘ એમ કે ? ચાલો આવ્યો. ’

પાઘડી, કોટ પાટલૂન ઉતારી, માત્ર સાદું ધોતિયું ને પહેરણ પહેરી, શીરોળકર ઉપર આવ્યા. ટેબલ ફરતા મોભા મુજબ સૌ ગોઠવાયા.

‘ દિવાન સાહેબ કયારે આવવાના છે ? ’

‘ એમને કદાચ વખત લાગશે. આપણે શરૂ કરીએ. ’ શેઠ જગમોહનદાસે કહ્યું.

‘ ચાલો ત્યારે. વાતચીત કરતાં ઉપાહારને ન્યાય આપતા જઈએ. પહેલાં સદ્‌ગૃહસ્થોનો પરિચય આપો. ’

શેઠે સૌનો પરિચય કરાવ્યો.

'આપ સૌ વિદ્વાન અને ધર્મપ્રેમી ગૃહસ્થો છો,' શીરોળકર સાહેબે કાજુના ચાર દાણા હાથમાં લઈને કહ્યું; 'આપના તરફથી કારભારી સાહેબે મોકલેલી ફરિયાદો હું ધ્યાનપૂર્વક વાંચી ગયો હતો. એની ઘટતી તપાસ મેં લીધી છે. હવે આપ સૌની સાથે મારે આપણા ધર્મ સંબંધી થોડી અગત્યની ચર્ચા કરવાની છે. તે સરકારી અમલદાર તરીકે નહિ તમારા એક હિંદુભાઈ તરીકે કરું છું એ ખાસ લક્ષમાં રાખશો.'

'હા જી, સુખેથી કરો.' સનાતન ધર્મના પ્રતિનિધિ તરીકે શાસ્ત્રીજી ઉત્સાહમાં આવી ટટ્ટાર થયા.

'આપણો મહાન હિંદુધર્મ અતિ પ્રાચીન છે એ આપ સૌને સુવિદિત છે. અત્યારની સુધરેલી કહેવાતી દુનિયાં જ્યારે નગ્ન દશામાં હતી, અને જંગલી જીવન વ્યતીત કરતી હતી ત્યારે આપણો આ ભારતવર્ષ સંસ્કારિતાને શિખરે બિરાજતો હતો.'

'બરાબર.' જગમોહન શેઠની આંખ ચમકી.

'મધ્ય એશિયામાંથી અને સુદૂર પશ્ચિમમાંથી આવેલા અનેક હૂમલાઓ સામે આપણો ધર્મ આજ સુધી ટકી રહ્યો છે. આજે જગતમાં શું ચાલી રહ્યું છે જાણો છો?'

'અધર્મનો પ્રસાર અને પ્રલયકાળની તૈયારીઓ. બે હજારની સાલ પહેલાં જગત જલવત્ બની જવાનું છે.' શાસ્ત્રીજીએ પૌરાણિક જ્ઞાન પ્રદર્શિત કર્યું.

'જગત જલવત્ બનવાનું નથી, પણ જે છિન્નભિન્ન હશે તે નાશ પામશે. જે સંગઠિત હશે તે જીવશે.'

'બરાબર છે. संघे शक्ति कलयुगे।' શાસ્ત્રીજીએ પૂર્વકથનને યુક્ત કર્યું.

'તો પછી આપણે સ્વધર્મરક્ષા માટે શું કરવાની જરૂર છે જાણો છો ?'

'સંગઠન.' શેઠ જગમોહનદાસ બોલ્યા.

'તમે એથી વિરુદ્ધ વર્તન કરી રહ્યા છો.'

'શાથી ?'

'શાથી ? આજે આ મહાઝંઝાવાતમાં ટકી રહેવા સારૂ અરબસ્તાન, તુર્કસ્તાન, અને છેક ઈજીપ્તના મુસ્લીમો પોતાનું ઐક્ય સાધી રહ્યા છે, ત્યારે આપણે હિંદુઓ, આપણા અંગરૂપ ચાર છ કરોડ માણસોને હડધૂત કરી હાંકી કાઢવા તૈયાર થયા છીએ.'

'ક્યા ચાર કરોડ ?'

'ઢેઢ, ભંગી ચમાર વગેરે અછૂત મનાતી કોમ. છેલ્લા સો વરસમાં એમાંથી કેટલા ખ્રિસ્તી, મુસલમાન, ખોજા થઈ ગયા તેના આંકડા જાણો છો ? આપણા પૂર્વજોએ તો ગંભીર ભૂલ કરી, આપણે એ ચાલુ રાખવી છે ? એક બ્રાહ્મણના મુખમાં મ્લેચ્છ થૂંક્યો તો કહે ધર્મભ્રષ્ટ. કાઢો નાતબહાર. એ વખતે કોઈએ એમ ન કહ્યું કે ગંગાજળથી કોગળો કરી નાંખો, શુદ્ધ થઇ જશો. હા, વાણિયાની ડાહી નાતે એક રસ્તો કાઢેલો, 'સોનું સઢે નહિ ને વાણિયો વટલે નહિ.' એ કારણે એ કોમમાંથી ઘણા ઓછા વિધર્મી થયા છે !'

'આપ સમાજીસ્ટ લાગો છો.' શાસ્ત્રીજીએ સંકોચપૂર્વક પૂછ્યું.

'નહિ. હું ચુસ્ત સનાતની બ્રાહ્મણ છું. કુલ પરંપરાગત શુદ્ધ અગ્નિહોત્રી દ્વિજ છું. આજે ચાલી રહેલી જન્મજાત અસ્પૃશ્યતાને માટે હિંદુશાસ્ત્રમાં કશો આધાર નથી.'

'શાસ્ત્રોમાં અસ્પૃશ્યતા બોધેલી છે.' શાસ્ત્રીજીએ ખભા હલાવ્યા.

'હું તમને શાસ્ત્રપુરાણનાં દૃષ્ટાંતોથી સિદ્ધ કરી આપું પછી...'

'દિવાન સાહેબ પધાર્યા.' પટાવાળાએ ખબર આપ્યા.

દાદરે પગલાં બોલ્યાં. સૌ ઊભા થયા. દિવાન નજીક આવ્યા ત્યારે શીરોળકરે ઊભા થઈ હાથ મેળવ્યો. બાજુમાં બેસાડ્યા.

'શી વાત ચાલી રહી છે?' દિવાને પૂછ્યું.

'અસ્પૃશ્યતા અંગે કેટલાંક શાસ્ત્રીય પ્રમાણ હું આપી રહ્યો હતો.'

'હાજી સંભળાવો.' ચારેકોર નજર ફેરવી દિવાને કહ્યું.

મહાભારતમાં લગભગ ગીતા જેટલો પવિત્ર અને તત્ત્વદર્શી સંવાદ યક્ષ અને યુધિષ્ઠિર વચ્ચેનો છે.'

'યક્ષ પ્રશ્નોત્તર.' શાસ્ત્રીજી બોલ્યા.

'એ જ. પીસ્તાલીશ પ્રશ્નો યક્ષે પૂછ્યા છે અને ધર્મરાજ યુધિષ્ઠિરે તેના પ્રત્યુત્તર આપ્યા છે. એ વ્યવહારૂ અને શાસ્ત્રશુદ્ધ નિર્ણયો સાંભળીને યક્ષ અતિ પ્રસન્ન થયેલો. એમાં એક પ્રશ્ન આ છે:

राजन् कुलेन वृत्तेन, स्वाध्यायेन श्रुतेन वा ।
ब्राह्मणं केन भवति प्रबुद्धेत सुनिश्चितम् ॥

યક્ષ પૂછે છે, હે રાજા! બ્રાહ્મણ કઈ રીતે થવાય? બ્રાહ્મણ-કુળમાં જન્મવાથી કે સદાચારથી? શાસ્ત્ર–વાચનથી, વેદ ભણવાથી કે શુદ્ધ વર્તનથી? આ બાબતમાં તમારો નિશ્ચિત મત મને જણાવો.

ધર્મરાજ જવાબ વાળે છે:

श्रुणु यक्ष कुलं तात, न स्वाध्यायो न च श्रुतं ।
कारणं हि द्विजत्वे च, वृत्तमेव न संशयः ॥

હે યક્ષરાજ સાંભળો; બ્રાહ્મણને ઊંચે ઘેર જન્મવાથી, સારાં શાસ્ત્ર વાચનથી, વેદના પાઠના પઠનથી દ્વિજ થવાતું નથી. માત્ર સદાચરણથી જ બ્રાહ્મણત્વ પ્રાપ્ત થઇ શકે છે. એ જ વસ્તુ મનુ ભગવાને પોતાની વિખ્યાત સ્મૃતિમાં કહેલી છે:

जन्मना जायते शूद्रः संस्काराद्विज उच्यते ।

'જગદ્‌ગુરુ શંકરાચાર્યને આપણે સનાતન ધર્મના મહાન ઉદ્ધારક તરીકે પૂજીએ છીએ. એ સમયમાં પ્રવર્તના એક હજાર ને આઠ મતોનું ખંડન કરીને તેમણે અદ્વૈતવાદનો ઝંડો ફરકાવેલો. એકવાર તેઓ કાશીક્ષેત્રમાં વિહરતા હતા.' શીરોળકરે કાજુદ્રાક્ષ રકાબીમાં પાછાં મૂકી આગળ ચલાવ્યું. સાંભળનારના હાથમાં મેવાના દાણા એમને એમ રહી ગયા. વાતનો રસ મેવાના રસથી અધિક લાગ્યો:

'ગંગાજીના મણિકર્ણિકા ઘાટ ઉપર પોતાના હસ્તામલકાદિ સુપ્રસિદ્ધ શિષ્યો સાથે શ્રીમદ્‌ સ્નાનાર્થે જતા હતા. તે વખતે રસ્તામાં, મોટા ચાર કૂતરા સાથે, કાળો, ઊંચો અને તેજસ્વી એવો એક ચાંડાલ તેમને સામો મળ્યો. શંકરાચાર્યે તેને જોતાં જ કહ્યું, 'દૂર હટ.''

'એટલે કાશીક્ષેત્ર નિવાસી એ વિદ્વાન ચાંડાલે પ્રત્યુત્તર વાળ્યો:

હે વિદ્વાન યતિરાજ! આપ કોને દૂર હટવાનું કહો છો? જો આ શરીરને કહેતા હો તો આપના પંચમહાભૂતથી બનેલા દેહ જેવો જ આ દેહ છે અને દેહના સાક્ષીરૂપ આત્માને 'દૂર હટ' કહેતા હો તો એ આપના આત્માથી જુદો છે શું?

આવો વિલક્ષણ પ્રત્યુત્તર સાંભળીને શંકરાચાર્યના હૃદયમાં એક-દમ ઉજાસ થયો. તેમણે નિરભિમાનપણે કહ્યું, 'તમારૂં કહેવું તદ્દન સત્ય છે. તમે આત્મવેત્તાના કથન અનુસાર 'આ ચાંડાલ છે, અસ્પૃશ્ય છે,' એવી ભેદબુદ્ધિનો હું આજથી ત્યાગ કરૂં છું.'

'આ રીતે એક ચાંડાલને ગુરુપદે સ્થાપી, તેની પાસેથી સત્ય ગ્રહણ કરનાર જગદ્‌ગુરુ સામે કાશીક્ષેત્રમાં એ સમયમાં આથી અનેકગણો ખળભળાટ મચેલો. સંકુચિત મનોવૃત્તિના પંડિતો સામે પડ્યા. પણ હિંદુ ધર્મની વિશાળ ભાવનાને શાસ્ત્ર પ્રમાણ અને પોતાના આચ-રણથી સિદ્ધ કરતા શંકર સ્વામીએ એ વિરોધની ગણના ન કરી. વિધિનિષેધો, સાંપ્રદાયિકતા, છાપાં, તિલક ને માળા વગેરેને ધાર્મિકતા સાથે કશો સંબંધ નથી. ધર્મ એ હૃદયની વિશાળતાનું નામ છે. અમારે ત્યાંના મહાન્ સંત તુકારામ ગાતા, 'બોલાવા વિઠ્ઠલ, પહાવા વિઠ્ઠલ, કરાવા વિઠ્ઠલ, જીવભાવ' જો કે વ્યવહારુ અર્થમાં સનાતન ધર્મને ટકાવી રાખવા પૂરતો હિંદુ સંગઠ્ઠનનો હું હિમાયતી છું. પણ આખરે જીવ માત્ર સાથે એકાત્મભાવ સાધવો એ જ આપણા મહાન ધર્મનું સર્વોપરિ શુદ્ધ લક્ષણ છે, એમ મારૂં માનવું છે. માટે જ ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે शुनिचैव श्वपाके च पंडिताः समदर्शिनः।'

'સાહેબની વાત તદ્દન ખરી છે.' દિવાને ટેકો આપ્યો.

"આપ આ રાજ્યના કારભારી છો.' શીરોળકરે જુસ્સાથી કહ્યું; 'આ સદ્‌ગૃહસ્થોને, રાજ્યગુરુને, આચાર્યશ્રીને અને મહારાજાને એટલી વાત સમજાવવાનો તમારો ધર્મ છે કે આ મહાપ્રલયકાળમાં હિંદુ ધર્મની પતાકા ફરકતી રાખવી હોય તો અસ્પૃશ્યતાના ભૂતને જડમૂળથી હૃદયમાંથી ખેંચી કાઢે. અને જ્યાં જ્યાં રામકૃષ્ણનું સંકીર્તન સંભળાય, જ્યાં જ્યાં હિંદુત્વના લુપ્ત થતા સંસ્કાર દૃષ્ટિ-ગોચર થાય, ત્યાં ત્યાંથી એને શુદ્ધ કરી, એનો ઉદ્ધાર કરે. એટલું

નહિ પણ જેમનામાંથી એ ધર્મભાવના સેંકડો વર્ષોના કુસંસ્કારોથી નષ્ટપ્રાય થઈ ગઇ છે, તેમને પ્રેમપૂર્વક અપનાવી શુદ્ધ કરે. એ આપણુ સનાતન ધર્માભિમાનીઓનું પ્રથમ કર્તવ્ય છે.' શીરાળકર સહેજ ધીમા પડચા, સાંભળનાર કંઈ કહે તે પહેલાં ફરી બોલ્યાઃ 'આ દૃષ્ટિબિંદુથી વિચારૂં છું ત્યારે મી. વૈષ્ણવ મારા હાથ નીચેના નોકર છે છતાં, એના ધર્મભાવ માટે, એમના આર્ય હૃદય આગળ મારૂં મસ્તક નમે છે. અમારા ખાતામાં એમના જેટલો પ્રામાણિક માણસ બીજો નથી.'

'પણ સાહેબ, એની વિરુદ્ધની ફરિયાદો આપે જોઇ?' કારભારી બોલ્યા.

'જી હા. શરૂઆતમાં આપ નહોતા ત્યારે વાત થઈ ગઇ. મેં ફરિયાદોની વિગતો સંપૂર્ણપણે તપાસી છે. મારી ખાતરી થઇ છે કે મી. વૈષ્ણવ સામેની ફરિયાદો મોટે ભાગે બનાવટી છે, અને ખરી છે તે તેમની નિયમિતતા અને વફાદારીના પ્રમાણપત્ર જેવી છે. એમને કે દેવેંદ્ર સોલંકીને બદલવાનું મને કશું કારણ નથી.' શીરાળકરે ઉપાહારને ન્યાય આપવો શરૂ કર્યો હતો. સૌ થોડા દાણા ને ફળોનાં પતીકાં લેવા લાગ્યાં હતા. થોડી વાર રહીને શીરાળકરે શાસ્ત્રીજી તરફ જોયું 'પંડિતજી?'

'જી સાહેબ.'

'અમારા મિત્રને ઓળખો છો?' શીરાળકરે પોતાના પટાવાળા સામે હાથ બતાવ્યો. સફેદ કોટ–પાટલૂન, ચળકતાં બટન, ચળકતી બામરી, એવો જ કાળો ચળકતો વાન. 'જી' કહેતાં બહાર દેખાતા દૂધ જેવા દાંતઃ સૌએ નખશીખ નિહાળ્યો. 'એ ભાઇ કોણ છે?' શેઠે પૂછ્યું.

'એ અમારા દેશ તરફનો મહાર હતો. ખ્રિસ્તી થઇ ગયેલો. મેં એની શુદ્ધિ કરાવી, ઉપવિત ગાયત્રી મંત્ર જપતો કર્યો છે. એના

હાથનો નાસ્તોપાણી લેવામાં તમને કંઇ બાધ નથી. જાણ્યા પછી પણ ઊભા થઈ જવાની હિંમત આપણે બતાવી શકતા નથી. પણ 'નબળો ધણી બૈરી ઉપર શૂરો ' એ જૂની કહેવત મુજબ, દેવેંદ્ર તમારા ગામનો છે એટલે દબડાવો છો. અતિશય બેહૂદી, શરમજનક આ વસ્તુ છે.'

'આપને ટાઈમ હોય તો આપ મહારાજા સાહેબને આ બાબતમાં રૂબરૂ મળો તો સારૂ.' દિવાને પોતાની સલામતી ખાતર વિનંતિ કરી.

'જરૂર. મારી પણ ઇચ્છા છે. જે શબ્દો મેં તમને સંભળાવ્યા તે તેમને કહીશ. મને ખાતરી છે કે એ ધર્મપ્રેમી રાજાને મારી વાત ગળે ઊતરશે.' શીરોળકરે ઉપાહાર લેવો શરૂ કર્યો.

રાજ્યગુરુ મહાશંકર શાસ્ત્રી, વ્રજરમણાચાર્ય, જગમોહન શેઠ વગેરે મંગળપુરના હિંદુધર્મના અગ્રણી મનાતા ગૃહસ્થો આ દક્ષિણી બ્રાહ્મણનું ધર્મઝનૂન અને વાણીપ્રભાવ જોઇને ઝાંખા પડી ગયા. આવા મોટા સરકારી અમલદાર સાથે વધારે દલીલમાં ન ઊતરવામાં લાભ માની સૌએ મૌન સેવ્યું. એમને ભય પેઠો કે આ માણસ ક્યાંક આપણા ભોળિયા રાજાને ભરમાવી જાય નહિ. પણ એની વચ્ચે આવવાની કોઇની હિંમત ચાલી નહિ.

દિવાન ઊઠયા. શાસ્ત્રીઓ ઊઠયા. નમસ્કાર કરી સૌએ રજા લીધી.

શીરોળકર સાહેબે એક ચિઠ્ઠી શાંતિપ્રસાદ પર મોકલી. પોતે રવેશમાં ટહેલવા લાગ્યા.

* * * *

પાંચેક વાગે શાંતિપ્રસાદ, શશીકુમાર, પ્રવીણચંદ્ર અને દેવેંદ્ર આવી પહોંચ્યા. પ્રેમથી સૌને આવકાર આપ્યો. શીરોળકરે સૌના

કામનો અને કુટુંબનો પરિચય મેળવ્યો. હરિજનકાર્યદ્વારા હિંદુધર્મની સેવા બજાવવા બદલ ધન્યવાદ આપતાં પોતાની ખાસ ઢબે કહ્યું, 'તમે લોકો આવા પ્રદેશમાં જે કામ કરી રહ્યા છો તે માટે મારે તમને અભિનંદન આપવાં જોઇએ કે જે જુસ્સો અને ઉત્સાહ અમારી તરફ છે તે અહિં નથી. આપણે હરિજનોને ચાર આંકડા ભણાવ્યા, નવરાવ્યા, ધોવરાવ્યા કે પાંચ પૈસા કમાતા કર્યા તેથી સંતોષ માનવો ન જોઇએ. તેમને આપણે શુદ્ધ કરી હિંદુધર્મનું રહસ્ય સમજાવવું જોઇએ. આપણે તેત્રીસ કરોડના બાવીસ કરોડ થઇ ગયા છીએ એ ફરી પાછા તેત્રીસ કરોડ બનાવવાના છે. અને હિંદુધર્મની ભગવી પતાકા સેતુબંધ રામેશ્વરથી સિંધુનદ પર્યંત ફરકાવવાની છે.'

'મને યાદ કરજો.' શશીકુમાર વચ્ચે બોલી ઊઠયો. 'આ બાબતમાં આપનાથી હું જુદો પડું છું.' શીરોળકરે પોતાની મોટી આંખો પહોળી કરી શશીકુમાર સામે ફેરવી. શશીકુમારે આગળ ચલાવ્યું, 'આજે દુનિયામાં જે જ્વાળા પ્રગટી છે તેમાં કોઇ સામ્રાજ્ય કે કોઇ ધર્મ ટકવાનો નથી. આપ થોડા સમયમાં જોશો કે સામ્રાજ્યની ભૂખમાંથી પેદા થયેલું આ મહાયુદ્ધ મૂડીદાર અને મજૂરો વચ્ચેના વિગ્રહરૂપે ફેરવાઇ જવાનું છે. પીડિત અને પીડક વચ્ચેના એ મહાવિગ્રહમાં પછી હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી જેવા ધર્મભેદ કે હિંદી, ચીની, રશિયન જેવા દેશભેદ કશું ટકવાનું નથી.' શીરોળકર વગેરે સાંભળી રહ્યા. શશીકુમાર એવા જ અવાજે આગળ ચાલ્યો.

'એક બીજાના સ્વાર્થને આધારે, સંકુચિત હૃદયમાંથી જન્મેલી એ પ્રત્યાઘાતી ભાવનાઓ, ગંજીપાના બંગલાની પેઠે તૂટી પડશે અને ગરીબ, ઉદ્યમી કામદારોની કાંધ પર ચડેલાને નીચે પટકી સર્વ અનર્થનો અંત લાવશે.'

શીરોળકર એનો વિરોધ કરવા જતા હતા ત્યાં શાંતિપ્રસાદે વચ્ચે કહ્યું, 'આપણે અત્યારે એકબીજાનો પરિચય કરવા મળ્યા

છીએ. આપણાં બન્નેનાં દૃષ્ટિબિંદુઓ તદ્દન ભિન્ન છે. ઉગ્ર ચર્ચાથી અત્યારે ને અત્યારે એકમત નહિ થઈ શકાય. આપણે તો હાથપરના કાર્યનો વિચાર કરીએ તો બસ થઈ પડશે. તેમાં સાથે ચાલવામાં અમને હજી સુધી હરકત આવી નથી.'

'પણ તમને એમ નથી લાગતું મી. વૈષ્ણવ, કે હજારો વર્ષથી થતા અનેક હુમલાઓ સામે ટકી રહેનાર હિંદુધર્મને કોઇ નાબૂદ કરી શકે તેમ નથી?'

'માણસને હૃદય છે ત્યાં સુધી કોઇ ને કોઈ પ્રકારની ધર્મ-ભાવના તો રહેવાની જ. પણ ધર્માભિમાનથી એક બીજાને ધિક્કારવાને બદલે ધર્મપ્રેમથી એક બીજા પ્રત્યે આદર અને સમભાવ કેળવવામાં જ એ ધર્મની સેવા અને જગતનું કલ્યાણ રહેલાં છે. ધર્મ, વર્ગ, કે દેશના અભિમાનમાં તણાઇ ન જતાં મનુષ્યમાત્રને વિકાસની સમાન સગવડ મળે તેવી સમાજ રચના કરવાના પ્રયત્નો કરવા પાછળ નિઃસ્વાર્થપણે મરી ફીટવું એ જ ઉત્તમ માર્ગ છે.'

શશીકુમાર કંઈ બોલવા જતો હતો તેવામાં પ્રવીણચંદ્રે કહ્યું, 'આપણે આ વિષયમાં અનેકવાર વાદવિવાદ કરેલ છે શશીભાઇ, અત્યારે તો સાહેબના વિચારો જાણી લઈ આપણા કામને વેગ મળે તેટલી વાતચીત કરી લઇએ તો બસ છે.'

'બરાબર છે' શીરોળકરે કહ્યું, 'તમે લોકો ઉપાહારને ન્યાય આપો આપણે વાતચીત કરતા જઇએ.'

થોડીવાર પછી એની એ ચર્ચા ઉપર પાછા આવી ગયા પણ એની ઉગ્રતા ઘણી ઓછી થઇ અને ૭ વાગતાં હાથ મેળવી હસીને સૌ છૂટા પડ્યા.

—:૦:—

## ૨૧

# રાજીનામું

જે વખતે શીરોળકર સાહેબ મહારાજા પાસે હિંદુ સંગઠનની હિમાયત કરી રહ્યા હતા, તે વખતે શાંતિપ્રસાદ પોતાનાં ઘરમાં સાદડી પર બેસી, નાના પ્રહ્‌લ્લાદને તુલસી રામાયણની ચોપાઈ કંઠે કરાવતા હતા.

પરહિત સહિસ ધર્મ નહિ ભાઈ,
પર પીડા સમ નહિ અઘ ભાઇ.
જે હિ કે જેહિ પર સત્ય સનેહૂ,
સો તેહિ મિલત ન કછું સંદેહૂ.
પરહિત બસ જિનકે મન માંહી,
તિન કહૅં જગ દુર્લભ કછુ નાહીં.

પ્રહ્‌લ્લાદ પલોંઠી વાળી, હાથ ખોળામાં રાખી, ટટ્ટાર બેઠો છે. એક એક ચરણ બોલતો જાય છે. રાતના સાડા આઠ વાગ્યા છે. તારામતિ સામે બેઠાં પાનસોપારીની પેટી લઈ મુખવાસ કરે છે.

એ વખતે જાળી ખખડી. ખોંખારો સંભળાયો. શાંતિપ્રસાદ ઉઘાડવા ગયા. જુએ તો શિવપ્રસાદ! મી. વ્યાસની અનેક વિનવણીઓને ઠોકરે મારનાર પિતાને અચાનક સામે ચાલીને પોતાની મેળે ઘેર આવેલા જોઇ શાંતિપ્રસાદને આનંદાશ્ચર્ય થયું. નમસ્કાર કરી જાળી ખોલી.

શિવપ્રસાદ અંદર આવ્યા. તારામતિ ઊઠીને બાજુના ઓરડામાં બારણા આડાં બેડાં. સાદડી સામે ખુરશી પર બેસતાં શિવપ્રસાદે પૂછ્યું,

'આ વ્યાસ કહે છે એ વાત ખરી છે બટુક ?'

'કઇ વાત ?'

'તું રાજીનામુ આપવાનો છો એ ?'

'વિચાર કરૂં છું.'

ડોસા એકીટશે ઉદ્વિગ્ન ચહેરે તાકી રહ્યા.

'ઘણા વખતથી વિચાર કરતો હતો, હમણા આ બધું બન્યું તેથી નક્કી કરી નાંખ્યું.'

'ઘરમાં કોઇને પૂછવું ગાછવું ખરૂં કે નહિ ?'

'આપણે અનેકવાર વાતચીત થયેલી છે, અને ઘરનાં ને ખવરાવ્યા પહેલાં હું નહિ ખાઉં, જેણે દાંત આપ્યા છે તે ચાવણુ આપી રહેશે.'

'હાથ પગ હલાવ્યા વગર કોઇને નથી આપતો. અને આવી સારી પેન્શનેબલ સર્વીસ ફરી ફરીને નહિ મળે. વળી આ ખાતું તો રાષ્ટ્રીય જેવું કહેવાય. રૈયતનું ભલું કરવું હોય તેટલું થઇ શકે. આમાં ક્યાં કોઈના પર જુલમ ગુજારવાનો છે ?'

'મેં પુખ્ત વિચાર કરેલો છે.'

'સાહેબે કંઇ ઠપકો આપ્યો ?'

'સાહેબ શા માટે ઠપકો આપે ? પણ મારૂં મન ઊઠી ગયું છે હવે.'

'તું બીજાના મનનો વિચાર કરીશ ખરો કે નહિ ?'

શિવપ્રસાદ ખુરશી પરથી ઊતરી ભીંતે અઢેલીને બેઠા. પ્રહ્‌લાદ દાદાના કરાલ-કરુણ ચહેરા સામે જોઈ રહ્યો. તારામતિ બારણા પાછળથી ડોકાયાં.

'મેં તને કેવી કેવી આશાએ, કેટલાં કેટલાં દુઃખ વેઠીને ભણાવ્યો છે એની ખબર છે તને ?'

'ખબર છે.' શાંતિપ્રસાદે દુઃખપૂર્વક કહ્યું.

'નથી ખબર.' શિવપ્રસાદે ઊંચે સાદે કહ્યું. 'તું પાંચમી અંગરેજીમાં પાસ થયો ત્યારે તારી માએ કહ્યું હવે બટુકને નોકરી લેવરાવો, આપણા પગારમાં ઉમેરો થાય. ત્યારે મેં ના પાડી, કે નહિ છોકરાને મારે બી. એ. કરવો છે. ગમે તેમ કરીને આપણે ઘરખર્ચ નિભાવી લેશું. એ જમાનામાં મહાલોના તપ્પામાં કારકૂનોના પગાર બહુ ટૂંકા હતા. મને બાર રૂપિયા મળતા. એમાંથી સાત તને મોકલતો. કેટલીકવાર તો ઘી દૂધ વિના ચલાવ્યું છે. મગની દાળ મોંઘી પડે માટે ચણાની દાળની ખીચડી કરીને ખાધી છે. આમ દુઃખ વેઠીને ભણાવ્યો તે સારો દિવસ દેખવા સારૂ. દીકરો ઘડપણ પાળશે ને છોકરાં-છૈયાંને સુખી કરશે એમ ધારીને !' શિવપ્રસાદ ઊકળી ઊઠયા.

બહાર તારામતિનું હૃદય ધબકવા લાગ્યું. શાંતિપ્રસાદે સ્વસ્થતાથી પ્રત્યુત્તર વાળ્યો,

'ભાવતાં ભોજન જમવાથી, સારાં કપડાં-ઘરેણાં પહેરવાથી જે સુખ નથી મળતું તે સાદાઈથી રહેવામાં અને ગરીબોની સેવામાં મળી રહે છે.'

'તો એવું સુખ તું એકલો ભોગવજે. હું ને વહુ જુનાગઢ જઈને રહેશું.'

'તમે આમ ઉતાવળા કેમ થાઓ છો? હજી એકેય ટંક ભોજન વિનાનો ગયો? કોઈ ટાઢે ઠર્યું?'

'તારાં પગરણ એવાં છે કે એ દિવસ દેખવાના. નોકરી મૂકયા પછી કહેવાથી શો લાભ? નહિતર તારા ઘરનું પાણી હરામ કર્યા પછી સામુ પણ જોઉં? પણ આ સાંભળીને મન ન રહ્યું. જો કે તું આપમતીલો છો તે કોઇનું સાંભળવાનો તો નથી. દુ:ખી થવાનો ને બીજાંને દુ:ખી કરવાનો.'

'આપણે કોઇને દુ:ખી નથી કરતા તો ભગવાન શા માટે આપણને દુ:ખી કરશે? તમારે તો આ અવસ્થાએ ઊલટો વધારે વિશ્વાસ રાખવો જોઇએ.'

'એવું તત્ત્વજ્ઞાન મને શીખવવાની જરૂર નથી. હું કાલ સવારે તારા સાહેબને જઇને કહેવાનો છું, 'એનું રાજીનામું મંજૂર કરશો નહિ.' એ શું વળી કોઇનું માનવું નહિ?' ડોસા ઊઠીને ચાલ્યા ગયા.

પ્રહ્લાદની આંખ ઘેરાતી હતી. પથારીઓ થઇ. સૌને સૂવાનો સમય થયો. આસપાસ સોપો પડયો. ધીમે ધીમે નિદ્રાદેવીનું સામ્રાજ્ય જગતપર પ્રસરવા લાગ્યું. એ જીવ મોડી રાત સુધી જાગ્યા. તારામતિએ હૈયું ઠાલવ્યું, પથારી ભીંજવી. શાંતિપ્રસાદે કુસુમથી કુમળા દિલને, વજ્રથી કઠણ બનાવી એ રૂદન સહી લીધું.

× × × ×

બીજે દિવસે સાહેબે વિદાય થતાં કહ્યું, 'મી. વૈષ્ણવ, તમારે જરાપણ મૂંઝાવાની જરૂર નથી. તમારા કાર્ય પ્રત્યે મારી સંપૂર્ણ સહાનુભૂતિ છે.' જવાબમાં શાંતિપ્રસાદે એક બંધ કવર સાહેબના હાથમાં મૂક્યું અને નમસ્કાર કર્યા.

સનાતન ધર્મનું ધામ મનાતું એક મહત્ત્વનું થાણું કબજે કર્યાના સંતોષ સાથે શીરોળકર સાહેબની મોટર ચાલી નીકળી.

—— ० ——

૨૩

# ઠંડુ પણ રસમય કાર્ય

શશીકુમાર અને પ્રેમશંકર વકીલે શાંતિપ્રસાદની ઇચ્છાને માન આપી, અમૃતબાગમાં એક કલાક પ્રવીણચંદ્ર સાથે, સહકારી મંડળીનું સાહિત્ય વાંચવાનું શરૂ કર્યું હતું. જેમ જેમ વાંચતા ગયા તેમ પ્રેમશંકર અને પ્રવીણચંદ્રને તેમાં શેરડીના સાંઠાની માફક રસ વધવા લાગ્યો. શશીકુમારને ખાસ મજા ન પડી. એને જે ધમધમાટ અને જોમ જોઈતાં હતાં તે એમાં ન મળ્યાં. રાજ્યસત્તા અને આર્થિક વિષમતાને એક ઝટકે ઉથલાવી નાંખે એવી ક્રાંતિકારી યોજના એમાં એને ન જણાઇ. માત્ર વિવેક ખાતર સાંભળવા બેસતો.

સુપરિન્ટેન્ડન્ટની મુલાકાતને અંગે ચાલેલી ધમાલ દરમિયાન શાંતિપ્રસાદને નિરાંતે મળવાનો પ્રસંગ કોઈને મળ્યો નહતો.

શીરોળકર ગયા તે જ સાંજે શાંતિપ્રસાદ અમૃતબાગ તરફ ફરવા નીકળ્યા. દેવેંદ્ર કામથી પરવારી બહાર જતો હતો તેને કહ્યું, ‘ આજે

હું વાસમાં આવવાનો છું. પ્રાર્થના પછી આવીશ. હીરાને, રાજાને, કાનાને, કહી દેજો.'

'સારું.'

ત્રણ દિવસ પછી શાંતિપ્રસાદ આવ્યા એટલે અમૃતબાગમાં આનંદ છવાયો. બાળકો દોડીને ભેટી પડયા. અનેક પ્રશ્નો પૂછવા લાગ્યા. પ્રવીણચંદ્રે તપાસની વાતચીત કરી. પ્રાર્થના કરી. ભંગીવાસમાં જવા તૈયાર થયા તે વખતે શશીકુમાર આવ્યો.

'કેમ શશીભાઈ, ચાલવું છે કે ?'

'કઇ તરફ ?'

'વાસમાં.'

'હાજી ચાલો. હું જરા પ્રવીણભાઇને કહેતો આવું.'

'તમારૂં વાંચવાનું ચાલતું હશે નહિ ? તો રહેવા દ્યો.'

'નહિ મને એમાં ખાસ રસ નથી પડતો.' શશીકુમાર કહીને પાછો આવ્યો.

બન્ને બહાર નીકળ્યા.

'આપે રાજીનામુ આપ્યું એમ સાંભળ્યું.' ચાર ડગલાં ચાલ્યા ત્યાં શશીકુમારે પ્રશ્ન કર્યો.

'સાચું.'

'શાથી એકાએક ?'

'કેટલાક વખતથી વિચાર કરતો હતો.'

'હવે શું કરવા ધારો છો ?'

'ઇશ્વર સુઝાડશે તે.'

'પણ કુટુંબ પોષણ સારુ કંઇક સગવડ કરવી પડશે ને?'

'એને માટે કંઈ ચોકકસ વિચાર કર્યો નથી, પણ એમાં કદાચ તમારી મદદની જરૂર પડશે.'

'આપ કહેશો તે કરીશ. મને અત્યંત આનંદ થશે.'

'બેચાર ટયુશન રાખવાનો મારો વિચાર છે. હાઇસ્કૂલના ઉપલા ધોરણના વિદ્યાર્થીઓનો તમને પરિચય છે. એટલે તમે એ કરી શકશો.'

'આપને સારામાં સારા ટયુશન અપાવીશ. પણ આપે એ કડાકૂટમાં શા માટે પડવું જોઈએ? આપ કોઈ જાહેર કાર્યમાં જોડાઓ તો આપના જેવાના કુટુંબનું પોષણ સમાજ અવશ્ય કરે.'

'સમાજ પાસેથી ભરણ–પોષણ લેવા જેટલી બ્રાહ્મણવૃત્તિ મારા કુટુંબની અત્યારે નથી. તમારી અને પ્રવીણચંદ્રની વાત જુદી છે.' શાંતિપ્રસાદે વિચારી રાખેલી દલીલ રજૂ કરી, 'તમે બન્ને ભારતવર્ષની આઝાદી ખાતર સર્વસ્વનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લીધેલા લડવૈયા છો. તમારા શરીર પોષણ, કપડાં લત્તાં સિવાય અન્ય કશાની અપેક્ષા દેશ પાસેથી તમે રાખતા નથી. જેમ ત્રણસો વરસ પહેલાં શિવાજી મહારાજની સ્વરાજ્યની હાકલ પડતાં, સેંકડો માવળા સૈનિકો પોતપોતાનાં નાનકડાં રૂપાળાં પહાડી ઘર–ખોરડાં, અને વહાલાં સ્વજનને છોડી, એક લંગોટ અને કાળી કમળી ભર બહાર પડયા હતા; તેવા તમે સિપાઈઓ છો. મારું ઘડતર એવું નથી. એમ હોત તો સર્પ કાંચળી ઉતારે તેમ દસકા પહેલાં સરકારી નોકરી છોડી હું નીકળી પડયો હોત.' શાંતિપ્રસાદ અટકયા.

'આપ અમારા કરતાં મોટા લડવૈયા છો.'

'અત્યારે નથી. પણ એવા શુભ દિવસની હું આશા રાખું છું ખરો કે જ્યારે સહકુટુંબ, ભંગીવાસમાં એક પ્રામાણિક, સુખી સફાઈ-કારનું જીવન ગાળતો હોઉં. પણ એને માટે ધીરજ રાખવી પડશે. મારી પત્ની પુત્રાદિને એ જીવન માટે અનુકૂળ કરવાં પડશે અથવા તેમનો પ્રેમપૂર્વક ત્યાગ કરવો પડશે. 'સુતવિત, દારા, શિષ સમરપે તે પામે રસ પીવા જોને' એવો આત્મરસ ચાખવાની મારી અભિલાષા છે.'

'તો પછી આપને શહેરમાં રહેવા આવવું પડશે.' આધ્યાત્મિક બાબતો તરફનો પોતાનો સહજ અણગમો પ્રગટ કરતાં શશીકુમારે પૂછ્યું.

'રાજીનામુ મંજૂર થયા પછી જોઇશું.'

'આપણી સામેની મેડી ખાલી છે.'

'ભંગીવાસની નજીક મળે તો વધારે સારું. જવા આવવામાં રાતે વહેલું–મોડું થાય તો ફાવે.'

'વાસ તો હવે ફરી જશે. કાલે પ્રેમશંકર વાત કરતા હતા. જમીનની મંજૂરી મળી ગઇ છે. આપની મંડળી માટે પણ કાગળિયાં ચાલતાં થયાં છે.'

'તો તમારી પાસે રહેશું.'

વાતો કરતા ભંગીવાસમાં આવી પહોંચ્યા. ત્યાં મંડળી જામી હતી.

હીરાને આંગણે પચીસ–ત્રીસ માણસ એકઠાં થયાં હતાં. ચોકમાં વાળી ચોળી, ગુણિયાં પાથરી દેવેંદ્ર, ગોપાળ, લાખો અને બીજા દશ બાર જુવાનો બત્તી ફરતા કૂંડાળે બેઠા હતા. દેવેંદ્ર અને ગોપાળ પેટી

રેંટિયા પર કાંતતા હતા. બીજા તકલી ચલાવતા હતા. આગળ પાટી પુસ્તક પડયાં હતાં.

ઓસરીમાં હીરા, રાજો, મુળુ, કાનો વગેરે હોકા પાણી પીતા બેઠા હતા. હીરૂ બેચાર બૈરાંની વચ્ચે બેઠી બેઠી એક બાજુ ધીમી વાતો કરી રહી હતી. પગથાર પર ગોદડી પાથરી રાખી હતી.

શાંતિપ્રસાદ અને શશીકુમારને દીઠા એટલે હીરા ઊઠીને સામો ગયો. પગે લાગીને આવકાર આપ્યો, 'પધારો શા'બ, આવો શશી-ભાઈ,' બીજાએ ઊભા થઈ રામરામ કર્યા. બન્ને જણ ગોદડી પર બેઠા. કુશળ સમાચાર પૂછ્યા બાદ દેવેંદ્રને પૂછ્યું, 'તમારી શાળા કેમ ચાલે છે?'

'દેવેંદ્રભાઈ આવે છે ત્યારથી સારી ચાલે છે.' ગોપાળે જવાબ આપ્યો.

'કેટલી વાર બેસો છો?'

'દોઢ બે કલાક. અર્ધો કલાક કાંતીને પછી અભ્યાસ' દેવેંદ્રે કહ્યું.

'નવા સમાચાર, રાષ્ટ્રગીત, ભજન વગેરે પણ હવે તો ચાલે છે. સારી સારી ચોપડીઓ પણ વાંચે છે.' ગોપાળે પૂર્તિ કરી.

'ગોપાળ' હીરાએ કહ્યું, 'ઓલ્યું જગન માંડયાવાળું ગીત શા'બને સંભળાવો.'

'પ્રસાદજીએ તો સાંભળ્યું હશે.'

'તો ય ચલાવો.'

દેવેંદ્ર અને ગોપાળ ટટ્ટાર થયા. ખોંખારો ખાઇ ગળું સાફ કર્યું. સાંભળનાર બન્નેની સામે જોઈ રહ્યા. બાઈઓ પણ શાંત થઇ. મીઠા સાદે ગીત ઉપાડયું:

યજ્ઞ અમે માંડયો રે, તન મનની શુદ્ધિ કરવા,
ખાદીને રેંટિયો ઘરમાં વસાવ્યાં,
દુઃખનો દરિયો તરવા—યજ્ઞ૦
દારૂ તાડીને દફનાવી દીધાં,
કોઠીમાં જાર રૂડી ભરવા—યજ્ઞ૦
ખોટાં ઘરેણાં ખાડામાં નાંખ્યાં,
ચેપી રોગોથી ઊગરવા—યજ્ઞ૦
સાદા જીવનની લીધી પ્રતિજ્ઞા,
સતને પંથે પળવા—યજ્ઞ૦

થોડીવાર કોઈ બોલ્યું નહિ. શાંતિપ્રસાદે વાત શરૂ કરી, ' કેમ રાજાભાઇ, પછી તમારા ઘરાકમાં કોઇને કહી જોયું ? '

' અમારા કે'વાથી કોઈ નો માને શા'બ. એ તો આપના જેવા કે નરોત્તમદાસ વકીલ જેવા મોટેરા કહે તો સાંભળે. '

' તમારાં ઘરાક કેટલાં ? '

' નવ દસ છે. '

' એમાં વાત કરીએ ને તરત સમજી જાય એવા કેટલા ? '

' ચાર પાંચ સીધી લેનના છે. '

' રાંધેલાને બદલે પૈસા લેવાને તમે રાજી છો ને ? '

' રાંધેલાનું તો નામ છે શા'બ. આ હીરકાને કે કાનિયાને બે ચારને બે ટંક જડે, બાકી તો ટાઢાં બટકાં જડે. ' રાજો બોલ્યો. ' અને ઇ પણ રાડો નાંખીને ગળાં રહી જાય ત્યારે. પેશાબ ને મેલું પડયું હોય ત્યાં ઉપરથી નાંખે ઈ ખાવાનું. કાગડા કૂતરાની વારીએ !'

' તો પછી બન્ને વાત સાથે રાખો. પાયખાનામાં સુધારો કરે ને જણ દીઠ આઠ આના પગાર બાંધી આપે. ' શશીકુમારે કહ્યું.

'શા'બ અમારા ઘરાકને ય સમજાવો.' મુળુ બોલ્યો.

'ધીમે ધીમે સૌનું થઇ રહેશે. હજી હીરાનાં પણ બધાં ક્યાં માન્યાં છે?' શાંતિપ્રસાદે કહ્યું.

'મને તો લાગે છે પ્રસાદજી,' શશીકુમાર વચ્ચે બોલ્યો, 'આ લોકો તૈયાર હોય તો એક સાથે કહી દે કે પાયખાનાં સુધારો ને પગાર નહિ કરી આપો ત્યાં સુધી કોઈ કાઢવા નહિ આવીએ આમ સમજાવ્યે ક્યાં પાર આવે?'

'એવો ઠરાવ કરીને એકસંપથી વળગી રહેવા સૌ તૈયાર નથી ને?'

'તો શું આ રીતે આખું શહેર સમજવાનું છે?'

'ના. આમ કરતાં આ લોકોને લાભ સમજાશે અને બાકીનાને માટે લડત આપવી પડશે તો તેને માટે તૈયાર થશે.'

'પરશાદભાઈની વાત સાચી છે.' કાનાએ કહ્યું.

'હવે બીજી વાત. તમારે માટે મકાનની જમીન મળી ગઈ છે એમ શશીભાઈ કહે છે. એની સાથે બીજી વાત કરી'તી, સહકારી મંડળીની.'

'હા શા'બ, પ્રેમશંકર વકીલ વાત કરતા'તા. એકવાર 'એમાંથી તમારાં દેવાં ફીટાડી દેશે. અને તમારા પગારમાંથી પૈસા કાઢી એક દુકાન કરશું. એ તમારી જ દુકાન. નફો નુકશાન તમારું. અનાજ ચોખ્ખું મળે. બીજા કરતાં સારું ને સસ્તું મળે.'

'તો તો કામ થઈ જાય ને?' રાજો બોલ્યો.

'શશીભાઈ, આપણે એક કામ કરો.'

'જી.'

'આપણા ભંગીવાસની માહિતી એકઠી કરો.'

'સર્વસંગ્રહ માફક?'

'હા. પત્રકમાં આટલાં ખાનાં રાખજો. બીજાં સૂઝે તે ઉમેરજો. પૂરું નામ, કુટુંબીઓની સંખ્યા, છોકરા, છોકરી, વૃદ્ધ, અપંગ, શારીરિક સ્થિતિ, કમાનાર કેટલા, કમાણી, ઘરેણાં, દેવું, વ્યાજ, કોનું, ઢોર-ઢાંખર, ઘરાક, ઘરાકની આવક, વ્યસનં, ભણતર, વગેરે- કહો કેટલા દિવસમાં તૈયાર કરશો?'

'આઠ દિવસમાં.'

'અને તેટલી ચોક્કસાઇથી આંકડા મળવા જોઇએ.'

'આપે સોંપ્યું છે તે કામ બજાવી દઈશ, બાકી આવી આર્થિક તપાસો તો ઘણી થાય છે. કયાંઇ કોઇ ખેડૂતનું કે હરિજનનું દળદર ફીટયું જાણ્યું નથી. કાગળ ઉપર આંકડા રૂડા-રૂપાળા લાગે એટલું જ. મુખ્ય વસ્તુ-સત્તાનો કબ્જો-નથી મેળવ્યો ત્યાં સુધી આ બધું નકામુ છે.'

'આપણે એને કાગળ પર નહિ રહેવા દઇએ.' શાંતિપ્રસાદે કહ્યું.

શશીકુમારે શબ્દો સાંભળ્યા ન હોય તેમ આગળ ચલાવ્યું. 'આપના જેવો માણસ જ્યારે આ કામમાં પડે છે ત્યારે તેણે આવી નાની બાબતોમાં ગૂંચવાઈ ન રહેવું જોઇએ. આપે તો હરિજનો સારું કૂવા, નિશાળો, દવાખાનાં, કોર્ટ-કચેરી, ધર્મશાળા, વગેરે સાર્વજનિક સ્થળોમાં પ્રવેશવાના હક્કની ઝુંબેશ ઊડાવવી જોઇએ. દેવેંદ્ર અને ગોપાળ જેવા પચીસેક જુવાનને અમારા યુવકમંડળમાં આપ દાખલ કરાવી આપો, ચાર છ માસમાં હરિજનોના હક્કની પ્રચંડ લડત ઊપાડી લઉં.'

'શાબાશ.' મુળુથી ન રહેવાયું.

કાંતનારાના હાથ સ્થિર થઇ ગયા, બૈરાં પણ સૂમ થઇ સાંભળવા લાગ્યાં. એ વખતે કડકડતી ચોરણી ને કડકડતું ખમીસ–હાફકોટ પહેરેલ, એક આધેડ ગૃહસ્થ ચોરા તરફથી આવ્યો. માથે સેંથો પાડીને વાળ ઓળ્યા હતા. શીળીયાટું મોં, પાનથી રંગાયેલ હોઠ, અક્કડાઇથી ધીમી ગતિએ ચાલતો આવ્યો.

કાનાભાભાએ ઊભા થઇ રામરામ કર્યા. 'આવો નથુભાઇ.' બીજાએ વારાફરતી રામરામ કર્યા. સૌની નજર એના તરફ ગઈ.

'ઉપર ગોદડી માથે બેસો.' હીરાએ કહ્યું.

'આવો.' ખસીને શાંતિપ્રસાદે જગ્યા કરી.

નથુભાઇ ઉપર બેઠા. સીગારેટનું પાકીટ કાઢ્યું. હીરા પાસેથી બાકસ લઇ સળગાવી. એક ઘૂંટ લઇ, બૂટ હલાવતા છાપરા તરફ મીટ માંડી જોઇ રહ્યા.

'આ અમારા કાકાના દીકરા ભાઇ થાય.' કાનાએ ઓળખાણ આપી. 'મુંબઇમાં મકાદમ છે. પચ્ચા રૂપિયાનો મહિનો મળે છે.'

'એમ કે?'

'જી હા. અમારી કોમમાં એના જેવો બીજો કોઇ નથી.'

'હરિજનના હક્કની શી વાત કરતા હતા તમે?' નથુભાઇએ ભમ્મર સંકોચી શશીકુમારને પૂછ્યું.

'કે અમારા યુવક મંડળમાં તમારી કોમના પચીસેક જુવાન ભળે તો સૌ સાથે મળી હક્ક માટે લડીએ.'

'પચીસ શું પચાસ લાવી આપું.' નથુભાઈ બોલ્યા.

'પ્રાણની પરવા કર્યા વિના જન્મસિદ્ધ હક્ક માટે, સમજપૂર્વક અવિરત ઝૂઝે, એવા યુવાનો તમારી કોમમાંથી મેળવવા એ તમે

માનો છો એટલું સહેલું નથી. ' શાંતિપ્રસાદે કહ્યું. ' એ મેળવવા માટે પ્રથમ લડત પોતાની સામે કરવાની છે. '

' શી વાત કરો છો ? ' નથુભાઈ ઉગ્ર બની સીગાર હાથમાં લઇ બોલ્યા.

' ખરૂં કહું છું. જે માણસાઈને જાણે છે, માણસ તરીકેના ગુણો ધરાવે છે, તે જ મનુષ્યના સર્વ અધિકાર ભોગવી શકે છે. હરિજનો જે અપૂર્ણતાને લીધે, જે દુર્ગુણોને લીધે એ હક્ક સમજી શકતા નથી, ભોગવી શકતા નથી, તે અપૂર્ણતા—દુર્ગુણો સામે લડવાની પ્રથમ જરૂર છે. જેમ જેમ એના પર વિજય મળતો થતો જશે, તેમ તેમ અધિકારો પ્રાપ્ત થતા જશે. '

' બિલકુલ ઊંધી વાત છે. ' નથુભાઇ ગર્જ્યા.

હરિજનો હક્ક ભોગવી શકતા નથી, તેને માટે સમાજ રચના જવાબદાર છે. ' શશીકુમારે પણ વિરોધ કર્યો. સાંભળનારને આ વાગ્યુદ્ધમાં રસ પડયો. ' જે ધર્મે અસ્પૃશ્યતા દાખલ કરી છે તે ધર્મને પહેલો સાફ કરી નાંખવાની જરૂર છે ! ' શશીકુમારે ભારપૂર્વક કહ્યું.

' તમે મુંબાઈ આવ્યા છો કોઇવાર ? ' નથુભાઇએ પૂછ્યું.

' એકાદવાર આવ્યો છું. ' શાંતિપ્રસાદે કહ્યું.

' ડૉ. આંબેડકરનું નામ સાંભળ્યું છે ? '

' હા જી. '

' એનાં ભાષણ સાંભળો તો ખબર પડે કે હિંદુઓએ અમને કેટલો ત્રાસ આપેલો છે, અને આજની આ દશા તમે જ બધાએ કરી છે. એને માટે તમે હિંદુઓ જ જવાબદાર છો. '

' બરાબર છે. ' શશીકુમારે ટેકો આપ્યો.

'હિંદુસ્તાન ગુલામ છે એને માટે અંગરેજ કરતાં હિંદુઓ વધારે જવાબદાર છે એમ તમને નથી લાગતું શશીભાઈ?' શાંતિપ્રસાદે પ્રશ્ન કર્યો. 'અને હિંદની આઝાદી હિંદીઓએ પોતાના બળથી જ પ્રાપ્ત કરવાની છે, તો જ એ ટકી શકે એમ તમને નથી લાગતું?'

'એ ખરું છે.' શશીકુમારે કહ્યું 'પણ કાયદાની સહાય હોય તો અસ્પૃશ્યતા જલ્દી ટળે એમ પણ મને લાગે છે.'

'એટલા માટે તો અમારા ડૉ. આંબેડકર, છેક વિલાયત સુધી લડીને અમારે માટે ખાસ કાયદા કરાવે છે.' નથુભાઈ બોલ્યા.

'કાયદાની સહાય હશે તો પણ મેં કહ્યું તેમ અધિકાર ભોગવવાની શક્તિ હશે, તે જ એનો પૂરો લાભ ઊઠાવી શકશે. અને શશીભાઇ, તમે કયે મોઢે લોકો ઉપર કાયદાના દબાણની વાત કહો છો? પ્રેમભરી સમજાવટથી કરેલ સુધારો જ પ્રજાવિકાસ સાધી શકે. આ ભાઈ તો મુંબઇનો પવન લઇને આવ્યા છે. તમે કોઇવાર ગામડાઓમાં નીકળજો મારી વાત તમને ખરી લાગશે.'

'પરમ દિવસે જ જવાનો છું.' કહી શશીકુમારે ગોપાળને પૂછ્યું.

'કેમ ગોપાળ, ચોક્કસ છે ને?'

'કાલ પગાર મળી જાય તો ચોક્કસ. પ્રસાદજીએ પણ આવવાનું કહ્યું છે.'

'હેં સાહેબ?' હર્ષ પામતાં શશીકુમારે પૂછ્યું.

'વિચાર છે ત્રણ દિવસની રજા લઈને જઈશું.'

'તો તો મજા પડશે. ધીરૂ પણ આવશે.'

'ઠીક ત્યારે હીરાભાઈ, અમે રજા લેશું. નથુભાઇ, અમૃતબાગે આવજો કોઇવાર.'

'આવીશ. મારા જેવું કામકાજ કહેજો અને શશીભાઇ, તમારે જુવાનો જોઇશે તો હું મુંબઇથી એક ટુકડી મોકલીશ.'

'સારું. બાકી દેવેંદ્ર અને ગોપાળને તો મારે દાખલ કરી દેવા છે' શશીકુમાર બોલ્યો.

'બીજા યુવકો એમને પોતાના મિત્ર ગણી રમતગમત, ઉજાણી, વગેરેમાં સાથે રાખે તો ઘણો ફેર પડે.' શાંતિપ્રસાદે કહ્યું.

'એ તો મંડળનો સભ્ય એટલે મિત્ર જ માની લેવો.'

'તો તમે સામ્યવાદી સાચા. કુળ, ઉંમર, પૈસો, અને બુદ્ધિ વગેરેમાં સમાજની માન્યતા પ્રમાણે ચડિયાતા ગણાતા હોઈએ છતાં, સૌની સાથે સમાનભાવે વર્તીએ ત્યારે આપણે માનવ સમાનતાની હિમાયત કરવાને યોગ્ય ગણાઇએ.'

'હું એકલો જ નહિ મારા મંડળનો દરેક બિરાદર એવો સમાનભાવ રાખે છે એની આપને ખાતરી કરાવી આપીશ. રમતગમતમાં જ નહિ પણ પોતાને ઘેર ચાપાણી માટે પણ દેવેંદ્ર વગેરેને નોતરશે.'

'ઠીક, ચાલો રામ રામ.' શાંતિપ્રસાદ ઊઠયા. નમસ્કાર કરી રજા લીધી. શશીકુમાર પણ સાથે ચાલ્યો. એનું મગજ અસ્પૃશ્યતા નિવારણની ઝડપી યોજનાઓ ઘડતું આગળ દોડવા લાગ્યું. એના પગ ઉતવળે ચાલ્યા.

શાંતિપ્રસાદ સહેજ પાછળ રહી ગયા.



૨૪

# મેવાસાના અનુભવ

ધોળા તલ ઉપણીને એક સરખા ઢગલા કર્યા હોય તેવી માઈલો સુધી લંબાતી રેતીની પાળ નીચે, ચાર પ્રવાસીઓ ચાલ્યા જતા હતા. શશીકુમાર અને ધીરજલાલે ચડ્ડી બાંડિયાં ઉપર બંડી પહેરી હતી. હાથથેલીમાં ટુવાલ અને ઓઢવાની શાલ લીધાં હતાં. પ્રસાદજીએ ધોતિયાના બન્ને છેડા કેડમાં ખોસ્યા હતા. પહેરણ ઉપર ડબલ બટનવાળી ગરમ બંડી ચડાવી હતી. નાની શેતરંજીમાં બીજી જોડ કપડાં હતાં. ફાળિયાથી શેતરંજી પીઠે બાંધી હતી. હાથમાં દોરીલોટો હતાં. ગોપાળના હાથમાં પોટલી હતી. ખાદીનાં લેંઘો ને પહેરણ પહેર્યાં હતાં. ઉપર પોતાનો જૂનો કોટ ટાઢ ખાળવા પહેર્યો હતો. માથે સફેદ ટોપી હતી.

પરોઢિયે નીકળેલા તે સૂર્યોદય થતા સુધીમાં ચારેક ગાઉનો પંથ કાપી નાંખ્યો. પથ્થરની ભાડ અને કંટાળામાંથી કેડી બહાર

નીકળી. દરિયાઇ પવનથી એકબાજુ થઇ ગયેલો વડલો, છત્રીની માફક ઊભો હતો.

ધીરજલાલ ઉતાવળો ચાલીને વડલા નીચે જઈને બેઠો. મનમાં બબડ્યો, 'આપણે તો અહિં સારી પેઠે આરામ કર્યા પછી જ ચાલવું છે.'

શાંતિપ્રસાદે વડ અને વાવ જોઇને કહ્યું, 'ગોપાળ, અહિં થોડી વાર બેસીએ. દિશા, દાતણ, નાસ્તો કરીને પછી ચાલીશું.'

'આગળ બીજી સારી વાવ આવશે. અહિં સામા નેસમાં એક રબારી રહે છે એ બહુ ખરાબ છે.' ગોપાળને જતી વખતનો અનુભવ યાદ આવ્યો. એની નજર સામે કાળા કાતરાવાળો અડબુથ રબારી તરવા લાગ્યો.

'નેસ છે આટલામાં ?' શશીકુમારે પૂછ્યું, 'તો મજા પડશે. ઊઠ ધીરૂ, આપણે દૂધની તપાસ કરીએ. મળે તો ચા પાણીનો જોગ કરીએ.'

ચાનું નામ સાંભળીને થાકેલો ધીરૂ ઊભો થઇ ગયો. 'ચાલો' બન્ને સાથે નેસમાં ગયા.

રસ્તાથી દરિયા તરફ સહેજ ઊંચાણમાં, રેતીના ટીંબા ઉપર નેસ હતો. લીલા ને આસમાની પટ્ટાવાળી સફેદ ચાદર વચ્ચે, ઝૂંપડાંની ભાત પાડી હોય તેમ, એક બાજુ હરિયાળાં ખેતરો અને બીજી બાજુ આસમાની સાગરના પટ્ટા વચ્ચેની દૂધ જેવી રેતી પર નેસનાં છુટ્ટાં છુટ્ટાં મકાનો બાંધ્યાં હતાં.

બે હારમાં સત્તરેક ઘર હતાં. દર પખવાડિયે ગાર–ગોરમટીથી નવાં નકોર બની જતાં. આભલા જેવી હસતી ભીંતોમાં બાલરવિ પોતાનું મોં મલકાવતો હતો, ભીંતો પર લાલ, લીલા, ચોરસ લીંટા

દોરીને વચ્ચે ફૂલઝાડ, પશુ, પક્ષીનાં ચીતરામણ કર્યાં હતાં. ફૂલ જેવી ઓસરીઓમાં ખડનું તરણું કે રજનું નામ નહોતું, આરસની લાદીઓ શરમાઈને કાળી પડી જાય એવી સોનેરી ઓસરીઓ દીપતી હતી.

છાશ ફેરવવાના મીઠા સૂર સંભળાતા હતા. ભેંસો પહર ચરવા-ગઈ હતી. રડયો-ખડયો રબારી નેસમાં હતો. એક રબારણે બહાર આવી પૂછ્યું 'કેમ ભાઇ, શું જોઇએ છે?'

'દૂધ છે કે?'

'હમણા ભેંસો આવશે ત્યારે દોહી દેશું.'

'તો છાશ આપો.' ધીરજલાલે કહ્યું.

'તમે કેવા છો?'

'વાણિયા.'

'તમને અમારી છાશ ખપશે?'

'હો. અમે શહેરના માણસ. નાતજાતના ભેદ માનતા નથી. ગરમાગરમ રોટલા હોય તો ય ખાઇ લઇએ.'

'તો તો સુધું સારું. રોટલા તિયાર છે ભાઈ.' રબારણ હસીને બોલી. 'લાવો કળશિયો.'

દોણીઉતાર રગડા જેવી છાશનો લોટો ભરી આપ્યો.

'લાવો રોટલો બેન.' ધીરૂએ કહ્યું.

'સાચે જ કહો છો કે મશ્કરી?' માથેથી ખસી ગયેલું ઓઢણું સરખું કરતાં બાઇ બોલી.

'સાચું. અમને શોખ થયો છે' શશીકુમારે કહ્યું.

રબારણ ઘરમાં જઇને મજાનો તાજો, ગાડાના પૈડા જેવો રોટલો લઈ આવી. અંદર નવટાંક માખણ ભંડારી દીધું.

‘ લ્યો ભાઈ, અભડાઓ તો અમારે માથે પાપ નહિ. ’

બાઈની પાછળ હાથમાં રોટલાનું બટકું લઇને અઢી ત્રણ વરસની છોકરી આવી. નાકમાંની લીંટ રોટલા પર ચોંટતી હતી. આંખમાં ચીપડા ભર્યા હતા. ઝબલું પહેરેલું તે સીવડાવ્યું તે દિવસે ધોયું હોય એટલું ગંદુ હતું. શશીકુમારથી ન રહેવાયું:

‘ તમે ઘર અને આંગણાં આવાં મજાનાં રાખો છો તો પછી છોકરાંને કેમ ચોખ્ખાં રાખતાં નથી ? ’

‘ અમારે કામ આડગે નવરાઇ ન મળે ભાઇ. તમારે શહેરનાં માણસને ઠીક, બેઠાં બેઠાં ખાવું ને દિ’ બધો પાટકયા કરવું. અહિં તો મોટા પરોઢિયાનાં ઊઠીએ તે અધરાતે માંડ આરો આવે. ’

‘ એટલું બધું શું કામ કરવાનું ? ’ શશીકુમારે પૂછ્યું.

‘ આટલાં ઢોરનું છાણ–વાસીદું, ખડ–પાણી, દોવું–વલોવવું, ઘી વેચવા જવું, છાણાં વેચવાં, ખાણ–કપાસીઆ લાવવા, ઘરનાં માણસનું ત્રણ ટંકનું દળવું–ઘડવું, બાપુ, કામ ગણાવવા બેસીએ તો પાર નો આવે. ’

શશીકુમારે ખીસામાંથી બે આના કાઢયા: ‘ લ્યો બેન. ’

‘ નારે ભાઇ, છાશનાં કાવડીઆં કોણ લે. ’

‘ તો રોટલાનાં માનીને લ્યો. ’

‘ અરે ભુંડા, આવો રૂડો–રૂપાળો દેખાવમાં જ છો કે કાઉં ? રસ્તે જતા વટેમાર્ગુને રોટલો ખવરાવ્યાના પૈસા લઇને કયે ભવ છૂટવું ? ’

શશીકુમાર અને ધીરજલાલ સહેજ શરમાયા.

વાવે આવ્યા ત્યાં શાંતિપ્રસાદે ચાર દાતણ કાપી રાખ્યાં હતાં. સૌએ દાતણ કર્યાં. હાથ મોં ધોઇ શીરાવવા બેઠા. પાંદડાના પડિયામાં છાશ લીધી. વચ્ચે રૂમાલ પાથરી શશીકુમારે રોટલાનાં ચાર બટકાં કર્યાં. પ્રસાજીએ દૂધમાં કરેલ ભાખરી કાઢી. ગોપાળે ગાંઠિયા, જલેબી કાઢયાં. શાંતિપ્રસાદે કહ્યું, 'એ તારાં ભાંડુ માટે રહેવા દે. આટલું પૂરતું છે.'

એ વખતે ભેંસોને પાણી પાવા એક રબારી આવ્યો. પાવડી ચલાવી કુંડી ભરવા લાગ્યો. ચારે જણ સામે વારાફરતી નજર ફેરવ્યા કરતો હતો. અચાનક એને યાદ આવ્યું હોય તેમ પાવડી રોકીને ઊઠયો. લાકડીને ટેકે જરા દૂર ઊભો રહ્યો. થોડીવારે બોલ્યો, 'કેવા છો આપણે ?'

'બધી કોમના છીએ. વાણિયા, બ્રાહ્મણ, ભંગી, કેમ હતું ?'

'આવડો આ છોકરો ભંગિયાનો લાગે છે.' ગોપાળને ઓળખી લીધો. 'થોડાક દિ' પહેલાં નીકળ્યો તયેં ડરેસ ભંગિયાનો હતો.'

થોડીવાર કોઈ બોલ્યું નહિ. ફરી રબારીએ પ્રશ્ન કર્યો, 'તમે ગાંધીના મતમાં લાગો છ.'

'કેમ જાણ્યું ?'

'ઇ બધાને એક પ્યાલે કરે છે ને ?'

છાશનો લોટો ખાલી થયો. શશીકુમાર ઊઠયો. 'હું પાણી ભરી આવું.' વાવ તરફ ચાલ્યો તેવો રબારી આડો ફર્યો. 'કયાં જા છ ?' અવાજ અને ચહેરો કડક બન્યાં.

'પાણી ભરવા.'

'વાવમાં અમારી માતાનું થાનક છે.'

'પણ પાણી ભરીએ એમાં માતાને શો બાદ ?'

'તેં ભંગિયા ભેળા બેસીને ખાધું ને તને વાવમાં જવા દઉં?'

શશીકુમારના મગજથી ખટાકો બોલ્યો. આંખમાં લાલ લીલી નસ તરી આવી : 'તું મને ના પાડનાર કોણ છો ?' કરીને વાવ તરફ ચાલ્યો. રબારીએ ડાંગ ઉપાડી.

'એક ડગલું દીધું તો ભોડું ફુટી ગયું સમજી લેજે.'

શશીકુમાર એની દરકાર કર્યા વિના ચાલ્યો. પાછળથી સખ્ત ફટકો પડયો. ગાળ દઈને ફરી લાકડી તોળી. શાંતિપ્રસાદ ને ધીરજલાલ દોડયા આવ્યા. ધીરજલાલે રબારીની ડાંગ પકડી લીધી. શાંતિપ્રસાદ સમજાવવા લાગ્યા. 'પાણી બીજાને પવિત્ર કરે એ કોઇ દિ' અભડાય?' શશીકુમારને વાંસામાં સોળ ઊઠી ગયો હતો પણ એની પરવા ન કરતાં જુસ્સાભર્યો વાવમાં જઈ પાણી ભરી આવ્યો.

રબારી ભેંસને હાંકીને નેસ ભણી ચાલ્યો ગયો. શીરામણ કરી ચારે જણા રસ્તે પડયા.

'આ લોકો તદ્દન જંગલી છે.' ધીરજલાલે કહ્યું.

'મને નહોતો જવા દેતો એ ગોપાળને કેમ પીવા દે? અને રસ્તે જતાં પાણીનો આટલો ત્રાસ એનાથી વધારે દુઃખ શું?' શશીકુમાર ગુસ્સાથી બોલ્યો.

'કાયદો હોય તો આ લોકો ઢીલા પડી જાય.' ધીરજલાલે કહ્યું.

'એ તારી ભુલ થાય છે, તને અનુભવ નથી કાયદાથી થોડો ઘણો ફેર પડે છે, પણ એ ડરપોક અને કાયદાબાજ માણસો પૂરતો. અજ્ઞાન અને ધર્મઝનૂની લોક માટે તો સાચી સમજણ એ એક જ

ઉપાય છે. ગાયકવાડીમાં કડક કાયદા છે. પણ એનો લાભ આવા પ્રદેશોમાં જૂજ મળે છે.'

વાતો કરતા પંથ કાપવા લાગ્યા.

મેવાસાને પાદર પહોંચ્યા ત્યારે દસનો અમલ થયો હતો. ગોપાળ સહેજ આગળ ચાલ્યો. ચારે જણ સીધા ભંગીવાસ તરફ ચાલ્યા. એક ખેડૂત સામો મળ્યો. ' રામ રામ. '

' રામ રામ. આમ ક્યાં જશો ? ગામનો મારગ તો ઓલીકોર છે. આ તો રખેસરનાં—બહારવાળાનાં ભણી જાય છે. '

' અમારે બહારવાળાને ઘેર જ જવું છે. ' શશીકુમારે કહ્યું.

' તમે કેવા છો ? '

' તમને કેવા લાગીએ છીએ ? ' ધીરજલાલે સામો પ્રશ્ન કર્યો. પણ શાંતિપ્રસાદે કહ્યું, ' અમારામાં વાણિયા, બ્રાહ્મણ બન્ને કોમના ભાઈઓ છે, પણ આ ભાઈ ભંગી છે તેમને ઘેર અમારે જવું છે. '

પટેલે ગોપાળ સામે નીરખીને જોયું, ' કોણ રાજીયાનો ગોયલો કે નહિ ? '

' હા રામાકાકા. '

' મંગળપુર જઈને એલાં તું તો સુધરી ગ્યો ! '

ભંગીવાસની નજીક આવ્યા. ત્યાં બહાર ઉકરડામાં બે ચાર છોકરાં રાડાં વીણતાં હતાં. ચીંથરાં પહેરીને અને નાગોડીઆં ધૂળ ધૂળ અંગે ઉકરડો ફેંદતાં હતાં. ગોપાળે એમાંથી એક ત્રણેક વરસની નાની છોકરીને ઉપાડીને તેડી લીધી. એ એકદમ રડવા માંડી. બીજી મોટી છોકરી વાસમાં દોડી ગઈ.

' મા, મા, ગોવલો આવ્યો. '

'ક્યાં છે?' રાણી બહાર નીકળી. બીજાં બે ચાર જણ ઘરમાંથી જોવા આવ્યાં.

ગોપાળ નાની બેનને તેડીને ચાલ્યો આવતો હતો. એક હાથમાં પોટકું હતું. સાથે ત્રણ ભાઈબંધ હતા. રાણી હરખભરી દોડી આવી. ગોપાળને માથે હાથ મૂક્યો. દુખડાં લીધાં. સામુ જોતાં શરમ લાગે એવાં કપડાં રાણીના અંગ પર હતાં. પાછળ આવતા શશીકુમારની નજર કપડાં તરફ ગઈ. એને શ્રીમંતો અને રાજા મહારાજાઓ ઉપર ક્રોધ ચડ્યો. દીકરાનાં દુખડાં લેતી વહાલસોઇ માની અમીભરી આંખ સામે શાંતિપ્રસાદ જોઈ રહ્યા. બીજી બે બાઈઓ આવીને ગોપાળનાં દુખડાં લઇ ગઇ. પુંજાભાઈ આવ્યા. સૌને રામ રામ કર્યા.

ગોપાળે ફળિયામાં ખાટલો ઢાળ્યો. ઉપર ઓઢવાની પછેડી પાથરી. 'આવો બેસો.'

ત્રણે જણ બેઠા.

'બસ આ ચાર જ ઘર છે?'

'અહિં ગામડામાં ઝાઝા રહે તો ખાય શું?'

રાણીએ ગોપાળને ખબર પૂછ્યા, 'મામા, મામી, લાખલો સૌ શું કરે છે?'

'મજા કરે છે ને તમને સંભારે છે.'

'તેં કેટલા દિ' ભાંગ્યા ગોવલા, રોજ વાટ જોતાં. આઠ દિ'નું કહીને ગયેલો.'

'પણ મા, પૈસા હાથમાં આવે ત્યારે આવું ને?'

'ઇ ગે સાચું. કેટલાક લાવ્યો છો?' રાણીએ ધીમેથી પૂછ્યું.

'સાત રૂપિયા લાવ્યો છું. બીજા આવતે મહિને મોકલીશ.'

'એટલા તો ઘણાય મારા દીકરા, મારા વીર, જીવતો રહે.'

'મામાએ તો કીધું કે વધારે જોઇએ તો લઇ જા.'

'મામાનું દલ રાજા જેવું છે. એને તેડતા ન આવીએ દીકરા?'

'પણ પછી કામ કોણ કરે?'

'તું યે કામે જાતો ના?'

'હા. નોકરી નોંધાઈ ગઈ છે.'

'કામ ગમતું નઈ હોય.' રાણી દુઃખભર્યે તેણે જોઇ રહી.

'નો ગમે તોય ગમાડવું જોઈ.'

'મને હારે લઈ જા તો બધું કામ હું કરું. તને કાંઈ નાં કરવા દઉં.'

'ન્યાં રે'વાની જગ્યા ક્યાં છે? નવાં મકાન થવાનાં છે પછી લઇ જઇશ.'

'સારું સારું, પછી આવશું.'

મા દીકરાની વાતો સાંભળતા શાંતિપ્રસાદ વગેરે બેઠા હતા. એમના દિલમાં અનેક વિચારો ઘોળાતા હતા.

વાસની પાસે થઇને ગામમાં જવાની એક કેડી હતી. ત્યાં બે ચાર છોકરા ને મોટેરા ઊભા રહીને જોતા હતા.

'ભંગિયાને ત્યાં આ મહાજન જેવા કુણ આવ્યા હશે?'

'એના ભરામણ લાગે છે.' બીજાએ કહ્યું.

'ના ના હવે.' ત્રીજાએ અક્કલ ચલાવી. 'ઓલ્યો રાજીયાનો સોકરો મંગળપુર ભણુવા ગ્યો તો ના? એના માસતરું લાગે છ.'

'ત્યાં આવડાં આ લોકની નિશાળ છે ?'

'ત યેં અફલાતુન કોઇ ભાતનો બગીચો છે.'

ગોપાળે પોટકું છોડયું. ફરતાં વાસનાં છોકરાં વીંટળાઇ વળ્યાં. એક એક ચીજ કાઢીને માને આપતો ગયો. હોંશભરી રાણી લેતી ગઈ.

'એ...મા, અમને આલ.' નાની ગગી રોતલ અવાજે બોલી.

'એ...મા, અમને.' બીજી બોલી.

'અમારો ઓલ્યો પેંડો આ.' મેઘલો પાછળથી બોલ્યો. રાણીએ સૌને થોડું થોડું આપીને રાજી કર્યાં. બાકીનું ઘરમાં મૂકી આવી.

'ગોપાળ,' શશીકુમારે કહ્યું. 'હવે નાહવા ધોવાનું કાંઈક કરીએ.'

'કયાં ના'વા જશું ?' ગોપાળે સામો પ્રશ્ન કર્યો. 'તમે નાહી આવો. હું સાથે હઇશ તો નાવા નઈં દે.'

'તો અમારે ય નથી ના'વું. તમે પાણી કયાંથી લાવો છો ?'

'કોઇની વાડીમાં કોસ ચાલતો હોય ત્યાંથી માગી આવીએ. માટલું ધરીએ એમાં રેડે.' ગોપાળે કહ્યું, 'મા તું બેડું ભરી આવ. ઘેર બધા નાહી લેશે.'

'ના રે. કાલ રસ્તામાં નાહીશું.'

આપણાથી કાલ નહિં ચલાય.' ધીરજલાલે પગ લંબાવતાં કહ્યું.

'તો ગાડું કરી લેશું.' શશીકુમારે હિંમત આપી.

'ગાડું અહિંથી નહિ મળે.' ગોપાળ ખેદપૂર્વક બોલ્યો.

'કેમ નહિ મળે ?'

‘ તમે અહિં ઊતર્યા છો ંઈ ખબર પડશે એટલે કોઈ નહિ જોડે. ’

‘ એ તો ભારે. ’

‘ ત્યારે, ગામડાની આભડછેટ અને તેમાંય આ અમારા ગામની તો તોબા છે. ’

‘ હવે ચાપાણીનું કાંઈક કરો ભાઈસા’બ. ’ ધીરજલાલે કહ્યું.

‘ હું ગામમાંથી ચા, ખાંડ, દૂધ લઈ આવું. ’ ગોપાળ તૈયાર થયો.

‘ લે પૈસા. ’ શશીકુમારે રૂપિયો આપ્યો.

‘ પણ તને છેટો ઊભો રાખીને આપશે ને ? ’

‘ હાસ્તો. ’

‘ તો અમારે નથી પીવી. ચાલ ધીરૂ. આપણે જઈએ. ’

‘ આપણે તો ક્યાંઇ જવું નથી. ’

‘ એમ કરો શશીભાઈ, ધીરૂભાઇ થાકી ગયો છે તે ભલે સૂતો. આપણે બન્ને જઇને ખીચડી શાક વગેરે લઇ આવીએ ચાનું જાવા દો.’

‘ ચા વગર નહિ ચાલે પ્રસાદજી, મારું તો માથું ચડયું છે. ’

‘ ઠીક તો ચા–ખાંડ પણ લેતા આવશું. ’

ગોપાળ પાસેથી ઘી માટે વાટકી લીધી. દૂધ માટે લોટો લીધો. શશીકુમાર અને શાંતિપ્રસાદ ગામમાં ચાલ્યા. બહાર ઝાંપે લોક વાતો કરતા હજી ઊભા હતા. બન્ને પસાર થયા.

‘ માળા છે કોઈ નસીબદાર. ’

'અરે ભંગિયાના ગોર એટલે થઈ રહ્યું.' પહેલા જુવાને પોતાની વાત પકડી રાખી કહ્યું. 'સુરતના શાહજાદા જોઇ લ્યો. છ બાર મહિને આણીકોર આવે અને આ બિચારાં ભોળિયાંને લૂંટે.'

ગામમાં બે હાટ હતાં. દયાળજી ઠક્કરનું કંઇક ઠીક હતું. રસ્તામાં પૂછતા ચાલ્યા. દુકાન દેખી ઊભા રહ્યા.

દુકાનમાં એક બે પટેલિયા નવરા બેઠા વાતોના ચાપડા લગાવતા હતા. ઝાંપેથી પાછળ આવતા લોક સામી પછિતે કૌતુક જોવા ઊભા.

'કેમ શેઠ, ખીચડી રાખો છો?'

'જી હા. કયાં રે'વાં?'

'મંગલપુર.'

'કેવા ન્નાતે?'

'નાગર.'

'પધારો, અંદર પધારો.'

બન્ને અંદર જઇને બેઠા.

'લ્યો બીડી પીશો?'

'ના જી.'

'સોપારી લ્યો, શું નીકળ્યા છો?'

'ફરવા,' શશીકુમારે સોપારી કાતરતાં કહ્યું.

'કેટલી ખીચડી?'

'બશેર.'

'બીજું કંઇ?'

'ઘી પાશેર, ખાંડ પાશેર, ચા પૈસાની.' શશીકુમારે મોંએથી યાદી કરાવી.

'બીજું કંઈ ?'

'હળદર, મીઠું, ધાણાજીરૂં.'

સામી ભીંતે ઊભેલા લોકો ચણપણ ચણપણ વાત ચલાવતા હતા. હાથના ઇસારા કરતા જતા હતા. શેઠનું ધ્યાન વેપારમાં હતું.

'કહો બીજું કંઇ ?' બધી ચીજો તૈયાર કરીને શેઠે પૂછ્યું.

'દૂધ શેર, શાક શેર.'

દૂધ મળશે, શાકની તપાસ કરાવું. આપ આટલું લઇ જાઓ. શાક પછી તમને પહોંચડાવું. આપ કયાં ઊતર્યા છો ?'

'ભંગીવાસમાં.'

'ત્યાં કેમ ?' ચમકીને વેપારીએ પૂછ્યું.

'રાજા ભંગીનો ગોપાળ છે ને ? તેની સાથે અમે આવેલા છીએ.'

'આપે પહેલાંથી ચેતવી દેવો'તો.' દિલગીર થતાં વેપારી બોલ્યો.

'હવે બહાર ઊભા રહો. તમે ગમે તે પંથમાં હો. અમારું દિલ માનતું નથી.'

'આપણે એમને પહેલેથી વાત કરી દેવી જોઇતી હતી.' શાંતિપ્રસાદે કહ્યુ. 'તેમની લાગણી ન દૂભવવી જોઈએ.' શશીકુમારે કરડી નજરે દયાળજી સામે જોયું. વસ્તુઓ લઇ પૈસા આપી બન્ને બહાર નીકળ્યા.

'શાક માટે રાજીઆના છોકરાને થોડીવાર પછી મોકલજો.' દયાળજી ઠક્કરે કહ્યું.

'નહિ, અમારે શાક વિના ચાલશે.'

શાંતિપ્રસાદે ગોપાળ પાસે ત્રણ પથ્થર મંગાવ્યા. જગ્યા સાફ કરી; પાણી છાંટી, પથ્થર ધોઇને માંડયા. ખીચડી માટે કોરી હાંડલી ચડાવી. ધીરજલાલને શશીકુમારે ઊભો કર્યો. શાંતિપ્રસાદને કહે ' આપને વાડીમાં નાહવા આવવું છે ? '

' હું તો વહેલો નાહીધોઈને નીકળ્યો છું. '

' અમે જરા જઈ આવીએ. '

' ખુશીથી. '

ભંગીવાસનાં ચાર ઘરમાં નાના મોટા પચીસેક જીવ વસતા હતા, ઘરનાં માણુસ એક બીજા સાથે અંદર વાત કરતાં સામે ઘેર સંભળાય તેટલે ઊંચેથી બોલતાં હતાં. જુવાન દીકરા–દીકરીની હાજરીમાં માબાપ સુદ્ધાં ગાળથી વાત કરતાં હતાં. શાંતિપ્રસાદ ખીચડી હલાવવાનું સાંડીકું પકડીને નીચું ઘાલી બેઠા હતા. સાંભળતા, મનમાં વિમાસતા હતા. '

' કુસંસ્કારનાં મૂળ કેટલાં ઊંડાં છે અને સંસ્કાર કેળવવાના પ્રયાસ કેટલા અલ્પ અને ઉપરછલા છે ? આવાં સેંકડો ગામોના વાસ તદ્દન મૂઢ દશામાં જીવે છે ? એને માનવતાનું ભાન કરાવનાર કેવા ત્યાગી અને શ્રદ્ધાળુ જુવાનો જોઈએ ? આજના ઊછેરે અને ભણુતરે મારા જેવા કેટલાને આવા સ્થાનમાં રહેવા માટે અયોગ્ય બનાવી દીધા છે ? ' મૂંગાંને વાચા આપવી એ સ્વરાજનું મૂળ છે. ' એમ ગાંધીજી કહે છે તે તદ્દન ખરું છે. ગામલોકનાં અજ્ઞાન અને ભીરુતા પણ દયાજનક છે. '

એકાએક બાજુના ઘરમાં ધડાપીટ શરૂ થઇ. એક જુવાન છોકરીનો રડવાનો અવાજ આવ્યો. શાંતિપ્રસાદે પાછળ જોયું. તેલ વિના પીળાં પડી ગયેલ વાળનાં વીંખરાયેલાં જીંથરકાં, બીહામણી આંખો, ફાટલાં લૂગડાં, બાઇ માથું કૂટીને એની માને ગાળો દેતી હતી.

પુંજો ભંગી પોતાના ઘરમાંથી નીકળીને તાડૂક્યા.

'આ આંગણે કેવાં માણસ બેઠાં છે એનો ય વચાર કરતાં નથી તમે ? મારાં સાળાં ભંગ્યાં કીધાં એટલે થઈ રહ્યું ? જરાક માણહ તો વરતો ?'

'કેમ પુંજાભાઇ, એ બહેન શા માટે રડે છે ?' પુંજો ઓસરીમાં આવ્યો ત્યારે શાંતિપ્રસાદે પૂછ્યું.

'સાજા ગાંડા જેવી છોકરી છે. એના ધણીએ મારીને કાઢી મૂકી છે. તે અહિં માના માર ખાય છે.'

'શા માટે કાઢી મૂકી ?'

'તમને મોટાં લોકને શી ખબર પડે ? ઝોડઝપટ વળગાડ.

'અહિં એવું થાય છે કોઇવાર ?'

'થઇ આવે વખત–કવખત.'

'પછી શો ઈલાજ કરો ?'

'લોબાનનો ધૂપ કરીને ભૂવો ધુણાવીએ. બે અડબોથો માર્યા ભેગી ડાહી થઈ જાય. એની શોકય બહુ વખત પાડે છે.'

'બાઈને સાસરિયામાં સુખ હતું ?'

'સાસુ ને નણંદ, બે ય ઘોડા જેવીયું છે. આ અમારે બાઇ બચારી ગભરૂડી. એમ વિચાર કરીએ તો તો મારી મારીને જ અર્ધી ગાંડી કરી મૂકી છે.'

'અને તમે ભૂવા ધુણાવીને પૂરી કરી.' શાંતિપ્રસાદે દુઃખમિશ્રિત ઠપકાભર્યા અવાજે કહ્યું.

'અમારાં કરમ એવાં બીજું કાંઇ નઈ.' પુંજો ભંગી કરૂણ-ચહેરે બોલ્યા. 'બાઈનો ખોળો ભરાણો'તો ને મજાનો ગગો આવેલો, પણ ૭ મહિનાનો થઈને પાછો વળી ગયો.'

'છોકરો મરી ગયા પહેલાં ડાહી હશે.'

'કામે કાજે બધી વાતે એને કોઈ નો લગે. અત્યારે ડાકણ જેવી લાગે છ પણ રૂપમાં અપસરા જેવી હતી, આંગણે બેઠી હોય તો આંગણું દીપે.'

'ત્યારે તો તમે સૌએ એકઠા થઇને એનો બિચારીનો ભવ બગાડ્યો.' નિઃસાસો નાંખીને શાંતિપ્રસાદે કહ્યું.

'અમે શું બગાડયું?' પુંજાએ દુઃખ પામતાં કહ્યું. 'ઓલ્યા ભવનું એની શોકયનું માગણું.' ઊઠીને પોતાના ઘરમાં ગયા.

ઘણીવારે થાકી ત્યારે બાઈ રડતી છાની રહી.

* * *

શશીકુમાર અને ધીરજલાલ આવ્યા. જમવાનું તૈયાર હતું. ઓસરીમાં ખાવા બેઠા. વાસમાં આજ સૌએ ચોખ્ખી રસોઇ કરી હતી.

જમતાં જમતાં શશીકુમારે વાત ચલાવીઃ

'અમે સામી વાડીમાં ગયા હતા.'

'હં.'

'પટેલ હોશિયાર હતો. પાક, વરસાદ, ખેતીની આવક, ખર્ચ, ભાવ–તાલ, હરામનું મારી ખાનાર, સુખી થવાના ઉપાય, એક પછી એક બધું સમજાવ્યું.'

'એને ખૂબ રસ પડયો.' ધીરૂએ પૂરવણી કરી.

'તમને ય પડયો હશે.'

'એને પછી રશિયાની વાત કરી. ખેડૂત, મજૂર અને સિપાઇઓએ એકસંપી કરીને રાજ્ય કેવી રીતે ઉથલાવી નાંખ્યું એ સમજાવ્યું.'

'પછી?'

'પછી શું એ તો સાંભળીને ઢીલો પડી ગયો. કહે કે એવું અહિં કોઇ કરવા જાય તો ફાંસીએ જ લટકાવે. મંગળશંગ બાપુને તમે જોયા નથી લાગતા!'

'અમે કહ્યું કે આ રાજાઓનો રાજા અંગરેજ સરકાર છે એની સામે અમે લડાઇ માંડેલી છે.' શશીકુમાર સહેજ અટકયો.

શાંતિપ્રસાદ સાંભળતા હતા.

'એણે તરત કહ્યું,' શશીકુમાર સહેજ અણગમો બતાવતાં બોલ્યો, 'કોની ગાંધીની વાત કરો છો ને? અમે કહ્યું, હા. એટલે ધીમે રહીને કહે ગાંધી મ્હાત્માને કહો ને કે આપા અમને બઉ દખ છે. થોડું સેન મોકલે. તમારે થોડીક સમજણ આપવી પડે, પછી તો અમે ઝાલ્યા નો રયેં. ભલા ભૂતને ય ભારે પડીએ.'

'છેલ્લી વાત તો કર.' ધીરૂએ કહ્યું.

'હા, પછી કહે કયાં ઊતર્યા છો?' અમે કહ્યું રાજા ભંગીને ઘેર. બસ થઇ રહ્યું, ભાઇ ચમકયા.'

'એને અમે ઓળખાણ આપતાં કહેલું કે ધીરૂ તિજોરી ઑફિસરનો દીકરો છે એટલે વધારે કાંઈ બોલ્યો નહિ, પણ કસાણું મોં કરીને કહે હવે એ લોટકો ફોડી નાંખો. કૂવે અડશો નહિ. તમને ગાંધીનાં માનવીને બાદ નહિ. અમે અભડાઈ મરીએ.' એની સાથે એટલી માથાફોડ કરી છે પ્રસાદજી, પણ સમજે જ નહિ. કણબી

ભાઇનું ઉંહું, છેવટ દલીલ ન રહી તે કહે બાપદાદાએ કરી મેલ્યું છે તે કેમ મૂકાય. નાતનો ધારો ફરે અને સૌ અડે તો અડાય.'

શાંતિપ્રસાદ કશું બોલ્યા નહિ. ગોપાળ અને પુંજો અંદર અંદર વાત કરવા લાગ્યા. જમી રહ્યા એટલે ગોપાળે બે ગોદડી પાથરી દીધી. બે ઘડી આડે પડખે થયા. નમતો પહોર થયો. ધીરજલાલ ઘસઘસાટ ઊંઘતો હતો. શશીકુમાર સળવળતો હતો. પ્રસાદજીએ શશીકુમારને કહ્યું 'કેમ ચાલશું બહાર ?'

'ક્યાં જશું ?' આળસ મરડતાં શશીકુમારે પૂછ્યું.

'સામે વણકરવાસમાં જઈએ.'

'ચાલો.'

મોં ધોઇ, પાણી પીને ચાલ્યા.

'ગોપાળ, તું આવે છે કે ?'

'ચાલો.'

વણકરવાસમાં વીશેક ઘર હતાં. બે ઓળમાં સામસામાં બાંધ્યાં હતાં. વચલું આંગણું સાફ હતું. તાણો કરવાના ખીલાવચ્ચે વચ્ચે ખોડેલા હતા. એક તાણો થતો હતો. એક હાથમાં ફાળકો રમકડાની માફક ફરતો હતો અને બીજે હાથે લાંબી લાકડીથી ખીલી પર દોરો ચડયે જતો હતો. બાઇ વેલની પૂતળીની જેમ સપાટાબંધ ફર્યા કરતી હતી.

'પ્રસાદજી, આમાં પણ આર્ટ છે.'

'જરૂર.'

બે ચાર વણકર બહાર આવ્યા.

'પધારો બાપુ, રામ રામ.'

'રામ રામ.'

ગોપાળ ઈરાદાપૂર્વક સહેજ પાછળ ચાલતો હતો.

'કેટલીક શાળો ચાલે છે?'

'બે ચાર પાંચ હાલે છે.'

'પહેલાં કેટલી ચાલતી?'

'ઘરોઘર.'

'ધાબળા કોઈ વણે છે કે?'

'બે ત્રણ જણ ઊનના કારીગર છે. પણ હવે ધંધા ક્યાં રહ્યા છે. ઘરાકી તૂટી ગઇ છે. આ મીલો થતાં અમારો રોજગાર સા'વ ભાંગી પડ્યો છે બાપુ.'

શાંતિપ્રસાદે શશીકુમાર સામે જોયું.

'છોકરા લઈ લે ધાબળો. બે ચાર કોકડીઓ લેતો આવજે.' જુવાન દીકરો ધાબળો ને કોકડીઓ લાવ્યો. મજબૂત પથ્થરની પાટ જેવો, રંગબેરંગી કોર, છેડા ને ભરતથી શોભતો કચ્છી કોરો ધાબળો જોઇને બન્ને છક્ક થઈ ગયા.

'આપણી જીંદગી પૂરી થાય પણ આ ન જાય શા'બ, પણ હવે કાનપુરી શાલો થઈ એટલે આની કદર નથી. અને આના ઓઢવાવાળા ય ગયા. હવે તો કહેશે ભાર લાગે.' બુઢ્ઢો વણકર સાચી વાત કરવા લાગ્યો.

'આ તમારૂં કાંતેલું ઊન?' શાંતિપ્રસાદે તાર જોતાં પૂછ્યું.

'જી હા. આ અમારી ગગીનું.'

'કેટલો નંબર હશે પ્રસાદજી?' શશીકુમારે કોકડી હાથમાં લીધી.

'વીસની આસપાસ.'

'આનો આવો જાડો ધાબળો થાય?'

'નહિ ભાઈ, એની ધાબળીઓ થાય. ઓઢવાની, પહેરવાની.'

'આ બાજુ વપરાશ છે આનો ?'

'આ બાજુ મેરાણીઓ કાળી ધાબળી ઓઢે છે. એના ઉપર તો અમારો નભાવ છે.'

શાંતિપ્રસાદ આગળ ચાલ્યા. એક વણકર ઘરમાંથી ચોરસા ભાતનું કાપડ લઈ આવ્યો.

'જુઓ સા'બ.'

'વાહ સરસ છે. આમાં રોજી વધારે મળતી હશે ?'

'આમાં કડાકૂટ ઝાઝી ને કમાણી થોડી.'

'પાણીની શી સગવડ છે ?'

'અમારો નોખો કૂવો છે. ગાંધી માત્માનાં માણસો મંગળપુરથી આવેલાં તે કરાવી આલ્યો છે.'

'તો પછી ભંગી લોકોને ભરવા કેમ નથી દેતા ?' શશીકુમારે પૂછ્યું.

'ભરવા દેતા'તા. પણ અમારી દેવ કોપી ને છોકરાં પાછાં થવા માંડયાં ત્યારથી બંધ કર્યું. બીજો વાંધો નથી શા'બ. પૂછો આ આ ગોવલાને. કેમ ગોવલા ?'

'હા, સાચું કહે છે.'

'તું તો આ લોક ભેગો રઈને સીખ્યો,' પીઠાએ કહ્યું. 'પણ અમારાં સોકરાં નો સીખ્યાં.'

'તમે મોકલો તો તમારાં પણ ભણે.'

'ખુશીથી લઇ જાઓ.'

'પછી એક પંગતે બેસીને જમશે એની હરકત નહિ આવે?'

'હરકત કેવાની? છેટે જઇને ગમે એમ કરે.'

'એમ કેમ?' શશીકુમારે પૂછ્યું.

'બસ. નજરે દીઠાનું ઝેર છે ને બાપા. આ અમારા પરજારામ ગોર છે તે અહિં લુવાણાનો ય છાંટો નો લે અને અમદાવાદ–મુંબઇમાં અઢારે વરણ સાથે એક ભાણે ખાય. એવું છે ને બાપા.'

વાત કરતામાં પંદર વીસ બૈરાં–છોકરાં એકઠાં થઈ ગયાં.

'તમારા વાસમાં છોકરાં પુષ્કળ લાગે છે.' પ્રસાદજીએ કહ્યું.

'હા માબાપ, ભગવાનની દયા છે.'

'ભણવા જાય છે કે?'

'ના શા'બ.'

'કેમ અહિં નિશાળ નથી?' શશીકુમારે પૂછ્યું.

'છે શા'બ. છ ધોરણ સુધી ભણાવે છે. અમારાં છોકરાં ય ચાર પાંચ જતાં'તાં. પણ છેટેથી પાટી જુએ, ભૂલ પડે તો છુટ્ટી આંકણી મારે, મારગમાં અડી જાય તો ગામના છોકરાં પથરા મારે, એમાં ગાંજીગ્યાં બાપુ!'

'માસ્તર ધ્યાન ન આપે તો એના મોટા ઉપરીને ફરિયાદ કેમ કરતા કરતા નથી?' શશીકુમારનું મગજ ગરમ થવા લાગ્યું. 'દિવાન સાહેબને જઈને કહો કે અમે રાજ્યતી વસ્તી નથી?'

'બાપુ, મોટા શા'બ તો કહી ગયેલા કે આ હરિજનોને ધ્યાન રાખીને ભણાવજો અને એકકોર ઓરડામાં બેસાડજો.'

'તો પછી?'

'પછી શું શા'બ, અમારા દયાળજી ઠક્કર મરજાદી છે, એણે ગામલોકને ચડાવ્યાં. એવા બે ચાર આખા માણહ છે એમણે માસ્તરને ડારો દીધો કે 'જો ઢેઢને માલીપા ઘાલ્યાં તો ખબરદાર, હાડકાં ખોખરાં થઇ જશે.'

'માસ્તરે ઉપર લખાણ કરવું જોઇતું હતું-' શશીકુમાર ગર્જ્યો.

'એને બચારાને પાણીમાં રે'વું ને મગર હાર્યે વેર કેમ પોસાય? ઈ તો વાતું થાય.'

થોડી બીજી આડી અવળી વાતો કરીને બહાર નીકળ્યા. ગામને આંટો મારીને ઉતારે આવ્યા.

ધીરજલાલ જાગીને આંખો ચોળતો બેઠો હતો.

'કેમ ધીરૂભાઈ, કેમ છો?'

'મારા તો પગ ભરાઈ ગયા છે. વખત જાય છે તેમ થાક વધારે ચડતો જાય છે.'

'ચાલ ઊઠ થાકવાળી,' શશીકુમારે કાંડું પકડ્યું. 'ચોરામાં જઇએ. આરતીનો વખત થશે ત્યારે ખેડૂતો આવશે. સૌને બે ચાર નવી નવી વાતો સંભળાવશું પ્રસાદજી, આપ ચાલશો?'

'ચાલો, ગોપાળ થોડું પાણી આપો.'

ગોપાળે ગાળીને ભરેલું પાણી નવી માટલીમાંથી આપ્યું.

'રાતે આપણે ભજન સંભળાવશું શા'બ.' પુંજાએ કહ્યું. 'અને અમારો મેઘો ભગત્ મોરલી બજાવશે.'

'મોરલી?' શશીકુમારે પૂછ્યું.

'જી હા સરકાર. અસ્સલ વાદીની મોરલી. વીશ વરસની પ્રેક્ટીશ છે. એકવાર તો નાગ આવીને ડોલવા માંડ્યો'તો. સાંભળશો ત્યારે ખબર પડશે.'

'ઠીક ત્યારે જલ્દી જઈ આવીએ.'

'ત્રણે જણ ગામમાં ચાલ્યા. બપોરથી કૌતુક નિહાળતા ગામલોકની ચર્ચા ચાલુ જ હતી.

આરતીને થોડી વાર હતી. નગારાની દાંડી પકડીને, ઝાલર લઈને, ગામના છોકરા બાવાજીની ટોકરી વાગવાની રાહ જોતા હતા. બાવાજી આરતીમાં દીવેટ મૂકતા હતા. રામલક્ષ્મણની મૂર્તિઓ મૌન ધરીને ઊભી હતી. બારણા આગળ બન્ને બાજુ વૃદ્ધ અને આધેડ આદમીઓ મોટી પાઘડીઓ ઉતારી બેઠા હતા. આંખો નમેલી હતી, હોઠ ફફડતા હતા અને હાથમાં માળા ફરતી હતી.

શાંતિપસાદ, ધીરજલાલ અને શશીકુમાર ઉપર આવ્યા. પ્રસાદજીએ ટોપી ઉતારી, હાથ જોડયા. મનમાં ગણગણવા લાગ્યા:

कल्याणानां निधानं, कलिमल मथनं ॥

ધીરજલાલ અને શશીકુમાર ચોમેર નજર ફેરવતા જોતા હતા. બાવાજીએ આરતી ઊપાડી, નગારે ઘાવ પડયો અને ઝાલર રણઝણી તેવો જ એક ઊંચો પડછંદ જુવાન રીસભર્યો ચોરા ઉપર આવ્યો. કંઈ પણ બોલ્યાચાલ્યા વિના શશીકુમારને બાવડે ઝાલ્યો. શશીકુમાર ઝબકીને પાછું જુએ તેટલામાં તો ધક્કો મારીને 'ઊતરી જા હેઠો,' કહીને કોર સુધી ખેંચી ગયો. બીજાએ આવીને આંખ વીંચીને ઊભેલા પ્રસાદજીને પકડયા. શશીકુમારને પગથિયેથી નીચે ગબડાવી દીધો. પ્રસાદજીએ થાંભલી પકડી લીધી. એમના ઉપર મૂઢ માર પડવા લાગ્યો. ધીરજલાલે દોડીને મારનારનો હાથ પકડયો:

'કોણ છો તું?'

'હવે કોણ વાળી.' કહીને એક થપાટ ધીરજલાલને ચોડી દીધી. 'મારા સાસરા, રામજીમંદિર અભડાવા આવ્યા છે. મોટા

ભગતના દીકરા નો ભાળ્યા હોય તો. ભાગી જાઓ નહિતર એક હાડકુંય સાજું નઈ રહે.'

નગારૂં અને ઝાલર બંધ પડયાં. વૃદ્ધો દોડીને વચ્ચે પડયા. 'એલા, શા માટે એને મારો છો ?'

'અરે મારા સાળાઓ ભંગ્યાને ઘેર ઊતર્યા છ ને મંદર અભડાવા આવ્યા છ.'

'અર્ ર્ ર્, કેવા છો તમે અલ્યા ?' વૃદ્ધની દયા તિરસ્કારના રૂપમાં ફેરવાઈ ગઇ.

'ગમે તેવા છીએ.' ધીરજલાલે બરાડો પાડયો. 'મારી નાંખશો તો પણ નીચે ઊતરવાના નથી.'

પ્રસાદજીએ શાંતિથી કહ્યું, 'તમે લોકો આ વગર વિચાર્યું કામ કરો છો. મંદિરે દર્શન કરવા આવવાનો સૌનો સરખો અધિકાર છે, અને છતાં તમારૂં દિલ દુખાતું હોય.........'

'હવે દિલ દુખાવાવાળો નો ભાળ્યો હોય તો. એને એક બે નીરો પે'લી.' એક જુવાન ધસી આવ્યો.

શશીકુમાર ધૂળ ખંખેરીને ઉપર ચડવા ગયો ત્યાં એને ફરીથી પકડીને નીચે નાંખી દીધો અને ડાંગ તોળી ગાળ દઈને ફટકારવા જાયે છે એ વખતે દોડતો આવીને ગોપાળ આડો પડયો. ગોપાળને દીઠો એવા સૌ ખસી ગયા.

વાસમાં ખબર પડતાં ગોપાળ અને બીજા બે ચાર ભંગી દોડયા આવ્યા. ગોપાળ શશીકુમાર ઉપર લાકડી પડતી જોઈને કશો વિચાર કર્યા વિના દોડીને વચ્ચે પડયો.

તુળજારામ ગોરે આભડછેટની બીકે આઘા ખસી જઈને બૂમ મારી, 'હમીરીઆ, એને દે એક બે. એ જ બધાનું મૂળ છે.'

હમીરે ગોપાળના બરડામાં એક સપાટો લગાવી દીધો.

ગોપાળ બેવડ વળી ગયો. શશીકુમારે ઊઠીને લાકડી પકડી લીધી. ગામમાં દેકારો બોલી ગયો. ચોરા આગળ મોટું ટોળું જમા થઇ ગયું.

એ વખતે બળદ લઈને વાડીએથી ધનો પટેલ નીકળ્યો. ધાંધલ જોઇને ઊભો રહ્યો. પૂછપરછ કરતાં ખબર પડી તેવો જ ચોકિયાતને ચેતવ્યો, 'એલા જોઈ શું રહ્યો છો ? મરી જઇશ પછી. આમાં એક મોટા અમલદારનો દીકરો છે અને એક તારનો માસ્તર છે.'

'હેં !'

'તારા સમ.'

ચોકિયાત છલંગ મારીને ટોળામાંથી મારગ કરતો ઉપર ગયો. ત્રાડ મારી.

'વછિયાતને કેમ કનડો છો એલા, મંગળશંગ મહારાજના રાજમાં ?'

'અટાણે પુંજીઆ તું છેટો રે'જે,' હમીરે ડાંગ ઊપાડી. 'નઇ-તર તારૂં ય આવી બન્યું સમજજે. અમારા ખોળિયામાં જીવ છે ત્યાં લગણ અભડાવા નઈં દઈં.'

'પણ તુને ખબર છે, આ કોણ છે ?'

'મરને રાજાના કુંવર હોય.' જાદવ આયર ડોળા કાઢી આગળ આવ્યો.

ચોકિયાતે જાદવને પકડીને નીચે નાંખી દીધો. બીજાને હાથ થોભીને એક તરફ ધકેલી દીધો ગોપાળ અને શશીકુમારને મારનાર ઊંચે જોઇ થંભી ગયા.

'આ કોણ છે ઓળખતા નથી? જાણે પોતાની જૂની ઓળખાણ હોય તેમ ચોકિયાત બોલ્યો. 'આ મોટા શા'બના દીકરા છે અને આ તારવાળા શા'બ પંડે છે.'

મોટા સાહેબોનાં નામ પડતાં લોક નરમ પડયા. જાદવ અને હમીર ધૂંધવાતા સાંભળી રહ્યા.

'દર્શન કરો શા'બ, બેલાશકથી.' પુંજાએ કહ્યું.

'એનું નામ આપ મને ચોકિયાત.' ધીરજલાલે વાળ સરખા કરતાં કહ્યું. 'તારમાસ્તર સાહેબને એણે સખ્ત માર માર્યો છે. એના ઉપર કેસ કરવો છે.'

કેસનું નામ પડતાં લોક હરેરી ગયા.

'ભાઈશાબ, હવે તમારું કોઇ નામ નહિ લે, આ ગામડાની કોમ અજડ છે. તમને રખેસરને ઘેર દીઠા હશે તે ઓળખ્યા નહિ.'

'ગમે ત્યાં ઊતર્યા હોય. વિના કારણ બીજા ઉપર હાથ કેમ ઉપાડાય?' ધીરજલાલ ઓફિસરના પુત્રના ખરા રૂપમાં આવ્યો.

'બાપુ, માફ કરો.' એક વૃદ્ધે આગળ આવી હાથ જોડયા.

શાંતિપ્રસાદે ટોપી સરખી કરતાં ધીરજલાલને કહ્યું, 'ધીરૂભાઇ, મને કશી ઈજા થઈ નથી. આટલો રોષ આપણને શોભે નહિ. એની માન્યતા પ્રમાણે એને ક્રોધ ચડે એ તદ્દન સ્વાભાવિક છે.'

'શશીકુમારને પછાડી નાંખ્યો નીચે, જુઓ એની કોણી ને ઘૂંટણ છોલાઇ ગયાં છે. ગોપાળની પીઠ ભાંગી નાંખી.' ધીરજલાલની રીસ શમી નહિ. લોકોનું ટોળું વધવા લાગ્યું. મારનારની ઉપર અદાવત રાખનારના મોં ઉપર તેજ આવ્યું. ગોપાળ પોતાના કાકા પાસે જઈને પછી તે ઊભો રહ્યો. શશીકુમાર ધૂળ ખંખેરતો ઉપર

આવ્યો. ચોકિયાતને પોતાના ઉપર આફત ઊતરવાની બીક પેઠી. કેટલાક લોકો ભય અને આશ્ચર્યથી તાકી રહ્યા.

ધીરજલાલને શાંત પાડતાં શાંતિપ્રસાદે ફરી કહ્યું, 'તમે આ રીસ એક અમલદારના દીકરા તરીકે કરો છો, અને હમેશાં સત્તાથી દબાતા ગભરૂ ગામડિયાને દબાવી રહ્યા છો. આપણે અત્યારે ગોપાળના મિત્ર તરીકે આવેલા છીએ. તેને લીધે જે કંઈ સહન કરવું પડે તે સહી લેવું જોઈએ. મને કે શશીકુમારને ખાસ વાગ્યું નથી. ગોપાળને પણ એવી ગંભીર ઇજા થઈ નથી. પણ ધારો કે માથાં ફૂટ્યાં હોત તો પણ આપણાથી એ ભૂલ કરનાર ભાઈ ઉપર કેસ કેમ થાય? એને તો માફ જ કરવું જોઈએ, સાચી વસ્તુ સમજાવવી જોઈએ. જેથી ગોપાળ વગેરેને આવતા પણ ન રોકે.'

લોક સાંભળી રહ્યા.

'સાચી વાત છે.' એક વૃદ્ધ બોલ્યો. 'તમ તમારે ખુશીથી દર્શન કરો. તમારું કોઈ નામ નઈ લે.' પછી ટોળા સામે જોઇને કહે, 'ભાગી જાઓ સૌ સૌને ઘેર એલા. અહિં શું રામલીલા આવી છે તે એકઠા થ્યા છો? પુંજીઆ જા, શેતરંજી ને બે ગોદડાં લઈ આવ.'

'બાપા, અમે બેસશું નહિ.' શાંતિપ્રસાદે કહ્યું. 'રાજા ભંગીને ઘેર અમે ઊતર્યા છીએ તે ત્યાં જ જઇશું.'

'ભંગિયાને ઘેર હવે શું કામે જવું જોઈ? બીજી વરણ મરી પરવારી છે?' ડોસાએ છાતી કાઢતાં કહ્યું.

'તમારા ગામના રાજા ભંગી હતા ને, એનો દીકરો મંગળપુરમાં અમારી સાથે રહે છે. એના મહેમાન થઈને અમે આવ્યા

છીએ એટલે આ વખતે ત્યાં જ રહેશું, ફરી આવશું ત્યારે આપને ત્યાં ઉતારો કરશું.'

'તો આપની મરજી.'

શશીકુમાર અંદરથી ધગી રહ્યો હતો. ધીરજલાલે એને વાંસે હાથ ફેરવતાં પૂછ્યું, 'કેવુંક વાગ્યું?'

'ખાસ નહિ. ગોપાળે એક ફટકો સખ્ત ઝીલી લીધો. આપણને આટલું કર્યું એ આ બિચારા ઢેઢ–ભંગીને શું ન કરે?'

'આવા લોકોને તો સીધા કોરટમાં જ ઘસડવા જોઇએ. ફરી કોઇનું નામ ન લે.' ધીરજલાલ બબડ્યો.

'ચાલો લ્યો ભાઇઓ, રામ રામ,' પ્રસાદજીએ હાથ જોડ્યા. 'ચોકિયાત, હવે પેલા આયરભાઇઓને કે બીજાને સતાવશો નહિ.'

'નારે હવે શું છે? આપે ફરિયાદી કરી હોત તો કેસ થાત.'

પણ આવી અજડાઈ ન કરવી જોઈએ. માણસમાત્ર સરખા છે. સૌના હૃદયમાં રામ વસેલો છે.'

'સાચું છે શા'બ.' ડોસાએ માથું ધુણાવ્યું. 'આખરે આ માટીનું પૂતળું માટીમાં મળી જવાનું છે. ભગવાને સૌને સરખા સરજ્યા છ. ગ઼ અમે ગામડાના લોક ઓછી અક્કલવાળા તે નાકું પકડ્યું ઝટ લીએ.' ડોસાએ હોંશિયારીથી દલીલ કરી.

ત્રણે ીચે ઊતરી ચાલ્યા. કેટલાક જણ ઠેઠ ઝાંપા સુધી પાછળ પાછ ંગોશી વાસ તરફ વળ્યા. ઓટલા પર કડિયાળી લાકડીઓ લઇ. હતા. ગોપાળને બીક લાગી. મેઘો, પુંજો અને ડા ચાલ્યા.

પસાર થયા એટલે એક જણ સંભળાય તેમ બોલ્યો, 'સાસરાઓને ઠાર જ કરી નાંખવા જોઇ છ. ગાંધીના દીકરા થઈને ધરમ રાખવા નીકળ્યા છ તે!'

શશીકુમારે આંખ કાઢીને સામે જોયું પ્રસાદજી નીચી નજરે, વિચારમાં ચાલ્યા જતા હતા.

અણધાર્યો ગંભીર પ્રસંગ બની જતાં સૌના દિલ પર ચોટ લાગી હતી.

આવીને ખાટલા પર બેઠા.

'તને કેવુંક વાગ્યું શશીભાઈ?'

'ખાસ નથી વાગ્યું. ગોપાળને વધારે વાગ્યું હશે.'

'ના ના. એ વખતે કળ ચડી ગઇ'તી, હવે કંઈ નથી.' ગોપાળે કહ્યું.

'પ્રસાદજીને મૂઢ માર સારી પેઠે પડયો છે.' ધીરજલાલ બોલ્યો.

'આમે ત્યાં ચોરા ઉપર જવાની જરૂર નો'તી.' પુંજાએ કહ્યું.

'શા માટે ન જાય?' શશીકુમાર તાડૂકયો.

'આ ગામ જુદી ભાતનું છે. મંગળપુર ગમે એવું તોય શે'ર કેવાય. શે'રમાં ઝટ લઈને કોઇ હાથ નો ઉપાડે. અહિંની વસ્તી ઝનૂની છે. બાર મહિનામાં બાર વખત મારામારી કરે છ ને બે ચાર ખૂન થાય છે.'

'શશીકુમાર,' પ્રસાદજી બોલ્યા. 'આવું અક્કેક ગામ પકડીને જુવાનિયા બેસી જશે ત્યારે ક્રાંતિ આવશે.'

'જી હા. રશિયામાં અને ચીનમાં એમ જ બનેલું.'

'લ્યો હવે તમારાં ભજન સંભળાવો.' પ્રસાદજીએ કહ્યું.

'આ દૂધ લાવી રાખ્યું છે તે પ્યાલો પ્યાલો પી લ્યો.'

દૂધ પીને સ્વસ્થ થયા.

વાસનાં નાનાં મોટાં ટોળે વળીને બેઠાં.

ચોરામાં બનેલ બનાવથી બાઈઓને ખૂબ લાગી આવ્યું. રાણી કહે, 'સારું થયું બાઈ, મારો ગોવલો જીવતો ઘેર આવ્યો, નઈતર ઈ રોયા હૈત ન્યાં ને ન્યાં પૂરો કરી નાંખત.'

ધીમે ધીમે વાતાવરણ શાંત થયું. સાગરનો મર્મર ધ્વનિ સંભળાવા લાગ્યો. એકતારાના સૂર મેળવાયા. તબલાંની થાપ પડી. મેઘા ભગતે મોરલી જમાવી લીધી. મંજીરાની જોડીઓ તૈયાર થઇ. ભજન ઉપાડ્યું:

'એ........દલડામાં દીવો કરો રે દીવો કરો,

કૂડા કામ કરોધને પરહરો રે......દલડામાં.'

એક, બે ને ત્રીજું ભજન ગવાયું ત્યાં મોરલીના સૂર એકતારા સાથે એકરસ થઇ ગયા. સાંભળનારનાં દિલ નાગની માફક ડોલવા લાગ્યાં. મધરાત સુધી ભજનની ધૂન મચી રહી.

ફળિયામાં ખાટલા નાંખ્યા. ઘરમાંથી એકેક સારી ગોદડી કાઢીને ત્રણ પથારીઓ કરી. થાક્યાપાક્યા પડ્યા ભેગા સૌ ઝામી ગયા.

સવારમાં દિવસ ઊગ્યા પહેલાં ચાલી નીકળ્યા. નાનો મેઘો ગોપાળ સાથે રડીને તૈયાર થયો. સૌને રામરામ કરી ઊપડ્યા.

'મેવાસાનો અનુભવ જીંદગીભર યાદ રહેશે.' પ્રસાદજીએ સૌના મનની વાત કરી નાંખી અને એના કાયમી ઉપાય વિચારતાં સૌ મંગળપુરને માર્ગે પડ્યા.

પૂરા બે ગાઉ ન ચાલ્યા ત્યાં ધીરજલાલ થાકયો. લાંબા પગ કરી બેસી ગયો. ગોપાળે કહ્યું, ' અર્ધો ગાઉ માથે દેવપરૂં ગામ છે ત્યાંથી મંગળપુરનો સર્વીસનો ખટારો મળશે. '

ખરેખર ? ' ધીરૂ ઊભો થઇ ગયો.

' નવ વાગ્યાનો ટાઇમ છે. વહ્યો નો ગયો હોય તો. '

ધીરજલાલે ઘડિયાળ જોઈ. ' નવમાં દસ કમ છે. ઉતાવળા ચાલીએ તો કદાચ મળી જાય. '

થાકની વાત ભુલાઇ ગઇ ને સૌથી આગળ ધીરજલાલ ચાલવા લાગ્યો.

દેવપરાને પાદરે પહોંચ્યા. બે પાંચ ઉતારુ વાટ જોઇને ઊભાં હતાં. દસેક મિનિટમાં ખટારાનું ભૂંગળું વાગ્યું.

' ભાગ્યશાળીને ઘેર ભૂત રળે, એ આનું નામ. ' શશીકુમાર સામે જોઇને ધીરજલાલ બોલ્યો. '

મોટર ખટારો ઊભો રહ્યો તેવા જ શશીકુમાર ને ધીરજલાલ ચડી ગયા. પ્રસાદજીએ મેઘાને બાવડે પકડી બેસાડયો. પોતે બેઠા. ગોપાળે પોટકી લંબાવી અને ચડવા જાય છે ત્યાં ટિકિટવાળો કલીનર આવ્યો. ' કયાં સુધી જવું છે ? '

' મંગળપુર સાડાચાર. ' શશીકુમારે કહ્યું. પાકીટ ઉઘાડી પૈસા આપ્યા, ' લ્યો ફાડી આપો. '

' અર્ધી કોની ? '

' આ છોકરાની. '

કલીનરે અને ઉતારૂઓએ મેઘા સામે જોયું, કાળો ચહેરો, ઓઘરાળા પગ, ગોપાળની ચડ્ડી નળા સુધી પહોંચતી હતી. ઉપર પહેરણુ ચડાવેલું. માથામાં ઢંકાઇ જાય એવી ધોળી ટોપી મૂકેલી.

'તમારે શું થાય એ ?'

'આ અમારા મિત્ર ગોપાળનો ભાઇ છે.'

'નાતે કેવો છે ?' ડ્રાઇવરે આગળથી બૂમ મારી.

'ભંગી' પ્રસાદજીએ સ્પષ્ટ અવાજે કહ્યું.

'હેં !' એક બાઇએ પોટલું પાસે ખેંચી લીધું.

'નીચે ઊતરી જા.' ગોપાળ સામે જોઇને કલીનરે કહ્યું. 'આવડા આ તો અજાણ્યા છે તું નથી જાણતો ? ઉતારી લે તારા ભાઇને.'

'શા માટે ઉતારે ?' શશીકુમાર ઊભો થયો. 'જેને ન પોસાતું હોય ઇ ઊતરી જાય.'

ડ્રાઇવર પાછળ આવ્યો. કલીનરને ખસેડીને શશીકુમાર સામે ઘડીક તાકી રહ્યો. 'કેમ મીસ્ટર તમારે તોફાન કરવું છે ? તમને કોઇ ના પાડતું નથી. બાકી ભંગીને નહિ બેસાડાય.'

'કેમ કાયદાથી મનાઈ છે ?'

'અરે અહિં કાયદો કેવો ? ઉતારૂની મરજી.'

'એવી મરજી નહિ ચાલે. આમાં કોઇ ઊતરવાના નથી.'

'તો ખટારો નહિ ચાલે.'

અંદર બેઠેલા મૂંઝાયા. એક જણ બે ઘડી ઘૂરકયો. ગોપાળને મારની ધમકી આપી. એને શાંતિપ્રસાદે કહ્યું, 'તમે પૈસા આપીને બેસો છો તેમ એ પણ બેસે છે. તમને પરાણે કોઈ કહેતું નથી. અભડાતા હો તો ખાસ મોટર કરી લ્યો અથવા બીજી સગવડ કરો.'

પંદરેક મિનિટ વાદવિવાદ ચાલ્યો. આખરે ડ્રાઇવર ઊઠયો. 'ભાઈ, અભડાતા હોય ઇ બાકસમાં આવી જાઓ.'

એક બે બાઈઓ ને બે ત્રણ ભાઈઓ વચલા ખાનામાં બેઠા. ચારપાંચ જણા સાથે રહ્યા તે બબડયા, 'ઘેર જઈને છાંટ લઈ લેશું.' ગોપાળ બેઠો. કલીનર પાછળ ઊભો રહ્યો. ખટારો ચાલી નીકળ્યો.

*　　　　*　　　　*

ચાર દિવસ પછી જાણીતાં વર્તમાનપત્રોમાં આકર્ષક મથાળાં નીચે સમાચાર છપાયા :

'કાઠિયાવાડને પશ્ચિમ કિનારે માનવતા પર આક્રમણ, મેવાસાની યાદગાર રાત્રિ.'

'સ્વાતંત્ર્યકૂચના જહાજને અટકાવી રહેલું વજનદાર લંગર.'

'સામ્યવાદી કાર્યકર શશીકુમાર પર હુમલો.'

'તાર માસ્તર અને અમલદારના પુત્ર પર પ્રહાર.'

વાંચીને શહેરીઓ બે ઘડી વિચારમાં પડયા.

———:o:———

## ૨૫

# મકાન અને મંડળી

મંગળપુરની ઉત્તર દિશાએ, પાએક માઈલ દૂર રેતીના ટીંબા જેવી મજાની ચાર પાંચ ટેકરીઓ હતી. ટેકરીઓ પરથી ફરતો દેખાવ સુંદર લાગતો હતો. એક બાજુ છેક ગિરનાર સુધી હરિયાળાં ખેતરો પથરાયાં હતાં. બીજી બાજુ, આસમાની જળનો છેડો પવનમાં લહેરાતો હતો. ત્રીજી બાજુ, આંબા, નાળિયેરી, કેળ, પપૈયા, દાડમ, જામફળ વગેરે ફળઝાડના બગીચાઓ ખીલી રહ્યા હતા. ચોથી બાજુ વાઘરીઓના વાડા અને ઝૂંપડાં પડયાં હતાં. અને ચોતરફથી આવીને શહેરમાં જતા ગામડાઓના માર્ગો, સંગઠિત પ્રજાની માફક એકત્ર થઈ મંગળપુરમાં પ્રવેશ કરતા હતા.

આવા મનોહર સ્થળે મ્યુનિસિપલ કામદારોની નવી વસાહત માટે મહારાજાએ નામની કિંમત લઇ જમીન આપી. જમીન પસંદ કરવા આવેલા હરિજન સેવક સંઘના મંત્રીની પ્રેરણાથી, મકાનોનો

પાયો મહારાજાને શુભ હસ્તે નંખાયો. કેટલાક મ્યુનિસિપલ સભ્યો, અમલદારો, હરિજનપ્રેમી મનાતા ગૃહસ્થો અને ભંગી ભાઈબહેનોની હાજરીમાં ખાતમુહૂર્તની ક્રિયા કરવામાં આવી. નરોત્તમદાસ વકીલે આભારના બે શબ્દ કહ્યા. ગોળધાણા વહેંચાયા. મેળાવડો વિસર્જન થયો.

કંટ્રાક્ટરે મંજૂર થયેલ પ્લાન પ્રમાણે મકાનોનું કામ શરૂ કર્યું.

એક બાજુ મકાનના પાયા ખોદાવા લાગ્યા. બીજા હાથ પર પ્રેમશંકર વકીલની જહેમતથી સહકારી મંડળીની યોજના અમલમાં આવી. બ્રિટિશ હિંદ, ગાયકવાડ સરકાર અને હરિજન સેવક સંઘ વગેરે તરફથી ચાલતી મંડળીઓ પરથી એક બંધારણ ઘડી કાઢવામાં આવ્યું. નિયમ મુજબ સભ્યો નોંધાયા. ધારાધોરણ અનુસાર મંડળી રજીસ્ટર કરવામાં આવી. રાજ્ય, મ્યુનિસિપાલિટી અને સંઘ ત્રણે તરફથી મળેલી રકમો અને કામદારના પગાર હપ્તાની રકમો મંડળીના પ્રમુખ તથા મંત્રીને નામે દરબારી બેંકમાં જમા રાખવામાં આવી.

મ્યુનિસિપાલિટિની ઓફિસમાં જ એક ખૂણો મંડળીના કામકાજ માટે અલાયદો કાઢી આપવામાં આવ્યો. ખુરશી, ટેબલ, કબાટ, કારકૂન, પટાવાળો, માનદમંત્રી પ્રેમશંકરને આપવામાં આવ્યાં.

રાતે ભંગીવાસમાં સંઘના મંત્રીશ્રીએ સહકારી મંડળીની સમજ આપી. તેનો પૂરેપૂરો લાભ ઉઠાવવા ભલામણ કરી.

સભાનું કામકાજ ચાલતું હતું તે વખતે દેવેંદ્ર અને શાંતિપ્રસાદ આવી પહોંચ્યા.

'પધારો સાહેબ ઉપર.'

'અહિં ઠીક છે.' કહીને પ્રવીણચંદ્રની બાજુમાં બન્ને બેઠા.

'બે શબ્દ કહો પ્રસાદજી.' પોતાનું કથન પુરું થતાં મંત્રીજીએ આગ્રહ કર્યો.

'હું તો વારંવાર કહું છું.'

સભા ખતમ થઈ.

હીરો, રાજો વગેરે એ પાંચ આગેવાન સાથે વધારાની વાતચીત ચાલી. અરસપરસ મુશ્કેલીઓની લેવડ–દેવડ થઇ.

પ્રેમશંકરે શાંતિપ્રસાદને કાનમાં કહ્યું, 'આપને માટે મંત્રીજીને વાત કરું છું.'

'ન કરશો. રાજીનામુ મંજૂર થયું નથી.'

શાંતિપ્રસાદે ખીસામાંથી પત્ર કાઢીને આપ્યો.

મંત્રી રામલાલ તીરછી નજરે જોઈ રહ્યા. હીરાની વાત પૂરી થતાં, શાંતિપ્રસાદ સામે જોયું.

'મેવાસામાં આપને ઠીક અનુભવ મળે.'

'આપને તો એવા અનેક અનુભવ થયા હશે.'

'હાજી બધે લગભગ એ જ દુઃખદ સ્થિતિ છે. શાનો પત્ર છે પ્રેમશંકરજી ?'

'આપું કે ?' શાંતિપ્રસાદને વિવેક ખાતર પ્રેમશંકરે પૂછ્યું.

'આપો.'

રામકૃષ્ણ મનમાં વાંચવા લાગ્યા.

'પ્રિય મિ૦ વૈષ્ણવ!'

રાજીનામુ વાંચીને આશ્ચર્ય થયું. તમારે એ પગલું ભરવાની જરૂર નથી. એ યોગ્ય પણ નથી. મારી તપાસ પછી તુરત છૂટા થાઓ તેનો અનર્થ થવા સંભવ છે. તમારે ઉહાપોહથી ગભરાવાની જરૂર નથી. તમને અનુકૂળ થાય તેવા પોસ્ટ માસ્તરને ત્યાં મુકવાની ગોઠવણ કરું છું. તમારા કાર્યમાં નોકરી અડચણરૂપ નહિ થાય.

ઊલટું તમારા જેવો સરકારી અમલદાર પોતાના આર્યત્વને ખાતર, પાયખાના સફાઇ કરતાં પણ અચકાતો નથી, એ વસ્તુ અન્ય સરકારી નોકરો માટે દાખલારૂપ નીવડશે.

અત્યારે તમારે શિરે કૌટુંબિક જવાબદારીઓ છે તે જોતાં પણ તમારે આવી સારી નોકરી ન છોડવી જોઇએ. કોઈ રાષ્ટ્રીય સંસ્થામાં જોડાશો તો ત્યાં પણ તમારે મોટો પગાર લેવો પડશે. ગરીબના સેવક કહેવાશો છતાં શેઠ જેટલો પગાર લેશો એ બે વાતને મેળ કેમ પડશે ? હા, એના ઝૂંપડામાં જઇને સહકુટુંબ વસવાની તમારી તૈયારી હોત તો હું ન રોકત. અથવા સમર્થ ગુરુ રામદાસની માફક સ્વરાજ સંઘો સ્થાપી રાષ્ટ્રનું પુનરુત્થાન કરવાની તાકાત હોત તો પણ ન રોકત, એવાને કોઇ રોકી શકે નહિ. પણ એવા વિરલ હોય છે. આપણા જેવા ગૃહસ્થધર્મ પાળતા છતાં સમાજહિતાર્થે, બને તેટલો સમય આપનારા લાખો નીકળી શકે. વળી અત્યારે કોઈ રાષ્ટ્રવ્યાપી અસહકારની ઝુંબેશ ઊપડેલી નથી કે સરકારી નોકરોને રાજીનામાં આપી દેશ કાજે લડતમાં હોમાવાની જરૂર હોય. એમ હોય તો કદાચ હું ન રોકું.

એટલે મારી એક મિત્ર અને મુરબ્બી તરીકે તમને આગ્રહ-ભરી સલાહ છે કે તમે રાજીનામું પાછું ખેંચી લ્યો અને પહેલાં કરતાં, વધારે વેગથી, તમારી ફરજ બજાવતા થકાં, અછૂતોદ્ધારદ્વારા, હિંદુત્વના પુનરુદ્ધારનું મહાન કાર્ય ચાલુ રાખો. તમારું રાજીનામું કોઈપણ સંજોગોમાં હું સ્વીકારી શકીશ નહિ.

છેવટ મારા માન ખાતર છ મહિના વધુ વિચારણા અર્થે મુલતવી રાખો એટલી વિનંતી છે.

શુભેચ્છક

શિરોળકરના જય જય. '

'આપે કંઈ નિર્ણય કર્યો પછી?' પત્ર પાછો આપતાં મંત્રી રામકૃષ્ણે પૂછ્યું.

'છ માસ મુલતવી રાખીશ '

'મેં આપની મદદની મોટી આશા રાખી હતી.' પ્રેમશંકરે કહ્યું.

'છ માસ પછી મળશે.' મંત્રીએ કહ્યું અને ઊભા થયા.

'આપણે નરોત્તમદાસને ત્યાં અત્યારે દુકાન માટે મળવાનું છે ને?' પ્રેમશંકરે પૂછ્યું.

'જી હા.'

'તો પ્રસાદજીને સાથે લઈ લઈએ.'

'મારી શી જરૂર છે? પ્રવીણભાઈને લઈ જાઓ એટલે કયા વિદ્યાર્થીઓ એ કામમાં ઉપયોગી થઈ શકે તેમ છે તે જણાશે.'

'આપ આવ્યા હોત તો ઠીક પડતે.'

'હમણા કંઈ નહિ.' શાંતિપ્રસાદે નમસ્કાર કર્યા. 'ચાલો દેવેંદ્ર ઊઠો.'

સૌ રસ્તે પડ્યા.

*　　　*　　　*

સામો રવિવાર આવ્યો ત્યાં સુધીમાં દુકાનની તૈયારીઓ થઈ ચૂકી. મ્યુનિસિપલ ઓફિસની બાજુમાં એક હારમાં ત્રણ દુકાનો ભાડે રાખવામાં આવી. એકમાં ઘી, તેલ, ગ્યાસતેલ, ખાંડ, ગોળ, ખજૂર, નાળિયેર વગેરે, બીજીમાં અનાજ, ત્રીજીમાં કાપડ અને કટલરી. ગ્યાસતેલ સિવાય બધો માલ દેશી રાખ્યો. કાપડમાં ફક્ત શુદ્ધ ખાદી. ખાસ સંઘની સહાયથી એક વર્ષ સુધી અડધી કિંમતે અને પછી હાથે કાંતેલ સૂતરના બદલામાં અર્ધી કિંમતે આપવાનું ઠરાવ્યું. દુકાનો ઉપર સુંદર અક્ષરે લખી સહકારી મંડળીનાં પાટિયાં

લગાવ્યાં. અંદરની વસ્તુઓ સ્વચ્છ, વ્યવસ્થિત અને ઊડીને આંખે વળગે તેમ કલાત્મક રીતે ગોઠવવામાં આવી હતી.

ધીરજલાલ અને અમૃતબાગના કોઠાર કામના અનુભવી ત્રણ મોટા વિદ્યાર્થીઓને થડા પર બેસાડયા. ધીરજલાલ એના પિતાની માફક નામામાં ફીટ હતો. એણે ચોપડા સંભાળ્યા.

પહેલે જ દિવસે પાટિયાં પર ભંગી ભાઈ–બહેનોની કતાર લાગી ગઈ. કેટલાક તો ખાસ બજાર વચ્ચે દુકાનને પાટિયે બેસવાનો લહાવો લેવા ખાતર બેઠા.

રસ્તે જતા લોક, નાના વિદ્યાર્થીઓને તોળતા, પૈસા લેતા, ઘરાક સમજાવતા જોઇ રહ્યા. આખો દિવસ બે ચાર ભંગી પોતાના ઝંડી જેવા સાવરણા બાજુની ભીંતે ટેકવી પાટિયાં પર બેઠા જ હોય. બે ચાર દિવસ તો શહેરમાં સનસનાટી ફેલાઇ ગઇ. કુતૂહલ ખાતર લોકો દૂર ઊભા રહી જોયા કરે.

મંડળીની દુકાનોની બન્ને પડખે પરચુરણ ગાંધીઆણાની દુકાનો હતી. ગામડાનાં ઘરાક પાંચ દુકાન પૂછીને માલ લે. એને ઘરાકી ઘટવાનો ભય લાગ્યો.

એકવાર ચાર પાંચ રબારણનો એક ઘેરકો આવ્યો. તેલ, મરચાં, હળદર, તમાકુના ભાવ પૂછતી આવી. જવાબ મળ્યો, ' તેલ શેરના અઢી આના, આખાં મરચાં પોણા ત્રણ આના તમાકુ રાખતા નથી. '

દરેકમાં એક એક પૈસોનો ફેર હતો. એકબીજીએ સામું જોયું. કાનમાં મસલત કરી. ' ઠીક જોખો પાશેર મરચાં ને બે કાવડિયાનું તેલ. એક પૈસાની હળદર. ' લખુભાઈ તોળવા લાગ્યો.

બે ચાર ભંગીબાઇઓ આવ્યા. બાઈઓ જરા બાજુ પર ખસી 'એ ભાઇ છેટા હાલજે.'

ધીરજલાલે વચલી દુકાને સાંભળ્યું. બહાર આવ્યો. 'કેમ બેનો, કોને છેટા રહેવાનું કહો છો ?'

'ઈ તો ભાઈ, આ ભંગિયા–રખેસરને કીધું છે સાવ ઘસાઇને હાલ્યો આવ્યો.'

'આ દુકાનોમાં રાય રંક સૌ સરખા છે. કોઇને છેટા રે'જો ન કહેવું.'

'હા બાપુ, ઈ સાચું પણ અમારો રબારીનો ધરમ છે ને. અમથી ઇ બહારવાળાને નો અડાય.'

'આ જોખનાર પણ ભંગી છે.' ધીરજલાલે કહ્યું.

'હેં !' એક બાઇ આંખો કાઢી, મોંમાં આગળી તાકી રહી.

'લ્યો' બીજી એ કહ્યું, 'સોંઘું લેવા નીકળીયું છે.'

'ભાઇશા'બ, આ બધું પાછું લઇ લ્યો. અમારાં કાવડિયાં આલવાં હોય તો પાછાં આલો નઈતર બળ્યાં છો રીઆં.'

ધીરજલાલે સમજાવવા પ્રયત્ન કર્યો. પણ એકનાં બે ન થયાં. પૈસા પાછા આપ્યા.

પસાર થયાં એટલે બાજુના વેપારીએ કહ્યું, 'કાં, સોંઘો માલ લઈ લીધો ? પૈસા બે પૈસા સાટુ ધરમ વેચ્યો ?'

'અમે તો બધું પાછું આપી દીધું. અમને શી ખબર પડે ભાઇ, અજાણ્યાં ને આંધળાં બરાબર. ઊજળાં જોઈને ભોળવાઇ ગયાં.'

'એમને બજાર વચ્ચે કોણે બેસવા દીધા હશે ? મહારાજ શા'બે બહાર કાઢવાં જોઇએ છ.'

'વેપારીઓએ અરજી આપી છે.' દુકાનદાર બોલ્યો.

'તો સારું ભાઈ, આમાં તો મોઢું બાંધીને મરવા જેવું થાય.'

તરેહ તરેહની ચર્ચાઓ અને અક્કલમાં ન ઊતરે એવાં નુસખા કરીને વેપારીઓ વિરોધ કરવા લાગ્યા. શશીકુમારે પોતાના મિત્ર મંડળનાં ભાઇ-બહેનોને દુકાનના કાયમી ગ્રાહક બનાવ્યા. ધીમે ધીમે દુકાનની ઘરાકી વધવા લાગી.

× × × ×

એકવાર બપોરના ત્રણને શુમારે ધીરજલાલ જમી આવીને આડો પડયો છે. આંખ મળી નથી. સવારના નવથી દોઢ વાગ્યા સુધી એકસરખું કામ કર્યા પછી સહેજ શરીર અને મનનો થાક ઉતારે છે. ત્યાં એક આધેડ ઉંમરનો આદમી આવ્યો. ઘૂંટણ દેખાય તેવો ફાટલો ચોરણો, એવું જ કડિયું, માથે મેલોઘેલો લીરો વીંટેલો, આવતાં વેંત કરગરતો પૂછવા લાગ્યો. ' 'ભંગિયાની મંડળીવાળી દુકાન કઈ બાપા ?'

'આ દુકાન.' ધીરજલાલે બેઠા થઈ જતાં કહ્યું. 'કેમ બાપા ?'

'એક અરજ કરવી છે.'

'બોલો.'

'અમારાં ઘર ખોરડાંને આગ લગાડી છે અને અમને મારી બાળીને બહાર કાઢયાં છે.'

'કેવા છો તમે ?'

'ઓળગાણા-બહારવાળા મારા બાપ.'

'કોણે ઘર સળગાવ્યાં ? શા માટે સળગાવ્યાં ?'

વાત સાંભળીને પાસેની દુકાનેથી લખુભાઇ આવ્યો. 'કોણ ભીમા માસા ?'

ભીમાએ ઊંચે જોયું. બોલી ઊઠયો, 'કોણ જાહીનો લાખલો ?'

'હા માસા.'

'લખુભાઈ, તમે ઓળખો છો ભાભાને ?'

'જી હા. મારી માનુમાશીના વર છે. અહિંથી પાંચ ગાઉ દૂર વડાળામાં રહે છે.' લખુભાઇએ કહ્યું. ભીમા સામે જોઇને પૂછ્યું, 'કોણે ઘર સળગાવી દીધાં માસા.'

'ગામના લોકોએ.'

'ગામ લોકોએ ? ધીરૂ ઉતાવળો બોલ્યો. 'કાંઇક વેર હશે.'

'અમારે ગરીબ માણહને એમની સાથે વેર કેવાનું ? ગામમાં રોગચાળો હાલે છ તે કહે તમે કામણ કર્યું છે, પૂતળાં દાટ્યાં છ. ઘણી ય અરજ કરી પણ કોણ સાંભળે ? મારી મારીને આડા પાડી દીધા. આપણી જાતવાળો ટપાલીઓ વારવા આવ્યો તો એનું ય બસારાનું માથું ફાડી નાંખ્યું.'

'કોણ દેવેંદ્ર ?' ધીરજલાલે લખુભાઈ સામે જોયું.

'એ જ હોવો જોઈએ.'

'તાબડતોબ આની તપાસ થવી જોઇએ.' ધીરજલાલે કાગળ કલમ લીધાં. 'આ ચિઠ્ઠી લઈને તું દોડતો જા પ્રેમશંકર વકીલ પાસે. કચેરીમાં હશે.'

લખુભાઇ ગયો તેવો પાછો આવ્યો.

'કહ્યું છે કે સાડા ચાર વાગે આવીશ, તૈયાર રહેજો.'

'જા શશીભાઈને તૈયાર રહેવાનું કહી આવ.'

લખુભાઈ ઊપડ્યો.

'બાપા, તમે કાંઈ ખાધું કે ભૂખ્યા છો?'

'નારે બાપા, સાવ નરણો છું. એમ ને એમ સૂસભર્યો સમાચાર દેવા આવ્યો છું.'

ધીરજલાલે દુકાનમાંથી ટોપરું ને ગોળ ખાવા આપ્યાં.

બરાબર સાડા ચાર વાગે પ્રેમશંકર વકીલ મોટર લઈને આવી પહોંચ્યા.

'કેમ ધીરૂભાઇ, ચાલો, ભીમો ક્યાં છે?'

'આ રહ્યો બાપા.' પાછળથી ઊભો થઇને ભીમો સામો આવ્યો.

'આપણે એને પણ બેસાડી લ્યો. શશીભાઈ ઑફિસે તૈયાર થઈને બેઠા હશે. મેં કહેવરાવ્યું છે.' ધીરજલાલે કહ્યું. 'અને લખુભાઇ, તું ને જીવણલાલ દુકાનનું ધ્યાન રાખજો. મનસુખ આવે ત્યારે કહેજો. અમે વડાળે ગયા છીએ. રાતે પાછા આવી જશું.'

'સારું.'

મોટર ચાલી નીકળી.

---

૨૬

# અડદનાં પૂતળાં!

વડાળાના કરશન પટેલનો પાંચ વર્ષનો દીકરો, જે એમને સૌથી વધુ વહાલો હતો તે એકાએક ત્રણ દિવસના તાવમાં ચાલ્યો ગયો. મનજી પટેલનો સાતખોટનો ચાર વરસનો છોકરો છઠ્ઠે દિવસે ઊડી ગયો. એક પછી એક ગામમાં પાંચ સાત છોકરાં બગડી ગયાં. નાનકડા ગામમાં અરેરાટી છૂટી ગઈ. ઘરગથ્થુ દવાની કે રામપરાના હોંશિયાર ગણાતા વૈદની કશી કારી ફાવી નહિ. આખરે કોઈએ શોધી કાઢ્યું, 'ભંગિયાં દિવાળીની ઓણીમાં નારાજ થયાં છે. એમણે કામણ કર્યું હશે.'

'બસ ઈ જ કારણ.' લોકોએ વાત ઊપાડી લીધી.

જેના ઘરમાં ખાટલા હતા અને જેમને દિલમાં ઘા પડ્યા હતા એવા આઠ દસ માણસો હાથમાં લાકડીઓ લઈ ભંગીવાસને નાકે પહોંચ્યા. ત્રાડ નાખી, 'મંગલા, ભગલા, ભીમકા, જે હો ઇ બહાર નીકળજો આમના.'

મંગો માથામાંથી જૂ ખેરવતો હતો તે સફાળો ઊભો થયો. માથે ફાળિયું વીંટીને દોડયો. ભગો ને લાખો ને ભીમો ચાર પાંચ જણ આવીને સલામો લઇને ઊભા રહ્યા. 'કહો બાપા, શો હુકમ છે?'

'ગામમાં રોગચાળો કેમ ફાટી નીકળ્યો છે?'

'ઇં અમે શી રીતે જાણીએ બાપા?'

'અરે દૂધિયાં છોકરા ફટોફટ ઊડી જાય છે ને જાણતા નથી?'

'એની ખબર છે માબાપ, પણ એમાં અમે શો ઉપા કરીએ?'

'કામણ કર્યું હશે તો મરી જશો.' એકે કહ્યું.

'અડદનાં પૂતળાં દાટયા હોય તો કાઢી નાંખો.' બીજાએ કહ્યું.

'અમે કાંઇ કર્યું હોય તો આ અમારાં છોકરાંના સમ ભાઈ-શા'બ.' પાસે ઊભેલ છોકરાને માથે હાથ મૂકીને મંગો કરગર્યો.

'ઇ એમ નહિ માને. ઉભા રહો.' કહીને નાથીએ ડાંગ ઉપાડીને મંગાના બરડામાં ઝાપટી.

'વોય વોય મરી ગયો.' મંગાની રાડ ફાટી ગઇ.

રોગચાળાની અને પૂતળાં દાટયાંની વાત, ને મંગાની રાડ સાંભળીને વાસમાં બાઇઓના પેટમાં ફાળ પડી. નાનાં મોટાં ઘરનાં પાંચ સાત બૈરાં દોડયાં આવ્યાં. લૂગડાંનું, વાળનું કશું ઠેકાણું ન રહ્યું. હાંફળાં–ફાંફળાં આવીને કકળવા લાગ્યાં, ખોળા પાથરીને, ધૂળ ચાટીને રગરગવા માંડયાં.

'જો અમે કાંઈ કર્યું હશે તો અમને ભગવાન પૂછશે. તમે અમ ગરીબ માથે શીદને ચડી આવ્યા છો?'

'અરે કાઢવાં છે કે નહિ પૂતળાં?' કહેતાકને બે જુવાન મંગા ને ભગા ઉપર તૂટી પડયા. ફડાફડ લાકડીઓ પડવા માંડી. બાઇઓ આડી પડી તો એમને પણ માર પડવા લાગ્યો. 'મારી નાંખ્યાં ઘોડજો.'

ત્રણ ચાર જણ દોડયા. જઈને ખોરડાં ઉપર લાકડીઓ મારવા લાગ્યા. છાજ ને નળિયાં તોડી ફોડી નાખ્યાં. એકજણે દિવાસળી કાઢી આગ મૂકી.

આ બાજુ 'મારો મારો સાળાંને' દેકારો બોલ્યો. આગ દેખીને બાઈઓ માર ખાતી દોડી.

'અર્ રૂર્ અમારાં ગરીબનાં ઘર પછી કોણ ચણાવી દેશે ?'

'ચણાવી કોણ દે બાપ તમારો, ત્યાં તો પાધર કરી દેવું છે ને તમારા બધાની ખાંભી ખોડવી છે. મારાં સાળાંઓએ અર્ધા ગામને નિર્વંશ કરી નાંખ્યું.' પટેલીઆ બોલતા જાય ને મારતા જાય. ગાળો ને લાકડીઓનો વરસાદ વરસ્યાં. બાઇઓ—ભાઈઓનો ભેદ ન રહ્યો. હડકાયા કૂતરાને મારે તેમ આંખો વીંચીને દેવા માંડયા. બાજરાનાં ડૂંડાં ધોકાવે તેમ ધોકાવી નાંખ્યાં.

પથ્થરને પીગળાવે તેવો કાગારોળ મચી રહ્યો.

એ વખતે રામપરા તરફથી એક સાઇકિલ આવી. ખાખી ચડ્ડી અને એવો જ કોટ ફેંટો પહેરેલો પોસ્ટમેન દેવેંદ્ર ઉતાવળાં પેડલ મારતો ભંગીવાસ તરફ આવ્યો. શહેરમાંથી બદલીને ગામડામાં અઠવાડિયાથી એને રાખ્યો હતો પણ તેટલામાં ગામડાં એને ઓળખતાં થઇ ગયાં હતાં. શોરબકોર સાંભળીને ગામમાં ન જતાં સીધો ભંગીવાસને નાકે આવ્યો. મારપીટ અને રોકકળ જોતાં સાઇકલ છેક મારનારની વચ્ચે લઇ જઇને ઊભી રાખી. ઊતરતાં, હાંફતો હાંફતો પૂછવા લાગ્યો, 'શા માટે આ લોકોને મારો છો ?'

'તું અટાણે એકકોર રે'જે ટપાલીઆ, નઈતર તારૂં ય ભેગું સમજજે.' એક જુવાન બરાડયો.

'કોણ ભીખાકાકાનો દેવલો ?' લાખાથી બોલાઈ ગયું.

'હા ભાખાભાઇ,' અને પછી લોકો તરફ ફરીને રોફથી પૂછ્યું, 'શા માટે ઢોરની માફક મારી રહ્યા છો?' દેવેંદ્ર ધ્રૂજવા લાગ્યો.

'ગામને ભરખી જાય છે તારા સગાઓ, તું હટી જા નઈતર' દેવેંદ્રે એને ધક્કો મારીને દૂર હટાવ્યો. ત્યાં તો પાછળથી અવાજ આવ્યો. 'એલા એને દ્યો પહેલા, ઇ ભંગિયો છે. મંગળપરને અભડાવી મારતો'તો તે ન્યાંથી કાઢ્યો છે.'

'મારનારનાં નામ આપો.' દેવેન્દ્રે ડોળા કાઢયા.

સરકારી નોકર ધારીને અચકાતા હતા એને જોસ ચડયું. નાથીએ કડિયાળી લાકડી પાછળથી ઝીંકી, 'લે નામ ને કર કેસ.'

દેવેંદ્રને માથાના પાછળના ભાગમાં સજ્જડ ફટકો પડયો. તમ્મર વળ્યાં. સાઈકલ સાથે નીચે પડી ગયો. લાખે આવીને ઊભો કર્યો, ત્યાં બીજી પડી. 'એને પૂરો કરો નઇતર કેસ કરીને જેલમાં ઢસડશે.' લાખો ખસી ગયો. ફરી કકળાટ મચ્યો.

ટપાલીને માર પડે છે એ સાંભળીને બે ચાર બુઢ્ઢા દોડયા આવ્યા. વચ્ચે પડીને લાકડીઓ પકડી લીધી. 'એલા દિ' ફર્યો છે, મેતરીઆઓને શીદને મારો છો. બચારાં ગભરૂડાંનો શો વાંક છે? આ ટપાલીયાને શું થયું?' દેવેંદ્રના માથામાંથી લોહી ચાલ્યું જતું હતું. લૂગડાં ને થેલો છંટકાઇ ગયાં હતાં. બુઢ્ઢા ભેખાઇ ગયા. મંગો ને લાખો દૂર ઊભા ફફડતા હતા. દેવેંદ્રને ઊભો કરવાની હિંમત ચાલતી ન હતી.

'આ ભૂંડા કામો કર્યો છોકરાઓ, એલા મંગલા, આમ મર, જોઇ શું રહ્યો છો? આને ઉપાડીને ઘરમાં લઈ જા. તારો ભાઈ છે ને?'

બીતો બીતો મંગો પાસે આવ્યો. એના હાથ, પગ અને પીઠમાં ભરોળોનાં ચકામા જામી ગયાં છે. પગ પૂરા મંડાતા નથી.

'હાલ ભગલા.'

'એને રૂ બાળીને દાબી દ્યો ફુટ થઈ છે ત્યાં ને સાઇકલ લઈ જાઓ એવડા એની.'

બે જણે દેવેંદ્રને ઊભો કર્યો. લથડતો વાસમાં ગયો. એક ખાટલો ઢાળીને ઉપર સુવાડ્યો, મારનારા પણ અભડાવાની બીકે હવે છેટા ઊભા જોઇ રહ્યા છે.

બાઇઓએ પાણી છાંટીને બળતાં છાપરાં ઓલવવા માડયાં. ન ઓલવાયાં એમાંથી હાથ આવી એટલી ઘરવખરી બહાર કાઢી. બે ચાર લૂગડાના લીરા ને ગોદડીઓના ગાભા, તૂટલાંફૂટલાં બે ચાર વાસણ લઇને આંગણામાં ઢગલો કર્યો. ભીમો મારપીટ શરૂ થતાં જ છટકીને મંગળપુર, ખબર દેવા સૂસભર્યો નાઠેલો. લાખા સિવાય બધાં ઊપડયુ એટલું સાથે લઈને ગામ મૂકીને નાસી છૂટયાં.

* * *

સાંજ પહોરે મોટર વડાળાને પાદર આવી પહોંચી. બે ચાર છોકરાં ને મોટેરા સામા આવીને ફરી વળ્યા. ભીમાએ વાસ તરફ હાથ કર્યો. મોટર વળી, ભંગીવાસને નાકે આવીને ઊભી રહી. બન્ને બાજુનાં બારણાં ખુલ્યાં. પ્રેમશંકર વકીલ, શશીકુમાર, ધીરજલાલ, ભીમો વગેરે ઊતર્યા.

'આ તમારાં ઘર કે ?' શશીકુમારે આગળ ચાલતાં પૂછ્યું.

ભીમાએ આડું અવળું જોઈને કહ્યું, 'હા સા'બ, અર્ધાં બળેલ ને તૂટેલ ખોરડાં ઈ અમારો વાસ. હરકત ન હોય તો માલીપા આવીને જુઓ.'

'ચાલો અમને કશી હરકત નથી.' પ્રેમશંકર દબાયલા હોઠે રીસભર્યા ચાલ્યા. ઊંચું શરીર વધારે ટટ્ટાર થયું. 'શશીકુમાર, આવા જુલ્મની નજરે જોયા વિના કલ્પના સુદ્ધાં ન આવે.'

'ખરું છે.'

'ભીમાભાઇ.'

'જી બાપુ.'

'વાસમાં કેમ કોઇ જણાતું નથી?'

'નાસી ગયા લાગે છે. દિવસના તો થોડા મારે, પણ રાતવરત મારવા આવ્યા હોય તો એકાદને ઠામ કરી નાંખે. અંધારામાં પછી કોનો હાથ ઝાલવા જવાય?'

'એ જમાનો ગયો ભીમાભાઇ.' શશીકુમારે કહ્યું 'માણસ જેવા માણસને અધરાત-મધરાત માર મારે કે ખૂન કરીને દાટી દે એ દિવસો હવે સદાને માટે ગયા છે.'

'અમારે તો ઇ ના ઈ દિ' છે બાપા.' ભીમો બોલ્યો. 'આ તમે ઘર જુઓ છો. માર પડતો જોયો હોય. અને બૈરાં-છોકરાંના કાગારોળ સાંભળ્યા હોય તો તમારી છાતી થર નો રહે.'

'ભીમા, તું દેવેંદ્રને માર પડયાની વાત કરતો'તો ને?'

'મને પછવાડેથી ઈ સમાચાર મળ્યા. મેં નજરે જોયેલ નથી. હું તો મંગલાને મારતા દીઠા ને મૂઠીઓ વાળીને ભાગ્યો.'

'તપાસ તો કર.'

ભીમાએ બંધ બારણાં તપાસી જોયાં. લાખાનું ઘર અંદરથી બંધ હોય તેમ લાગ્યું. સાંકળ ખખડાવતાં ઉઘાડયું.ભયત્રસ્ત આંખો

સાથે લાખાએ અર્ધું બારણું ખોલ્યું. બહાર નજર કરી. ભીમાને જોઇને બન્ને બારણાં ઉઘાડી નાંખ્યાં.

‘ કેમ લાખા, તુ એકલો જ છો ? ’

‘ આ દેવલો પડયો. ગામની બીકે વાસીને સૂતો’તો. કોણ છે બીજું ?

‘ મંગળપુરથી મોટર લઇને આવ્યો છું. ’ ભીમાએ કાનમાં કહ્યું.

‘ પધારો શા’બ. દેવો અહિં છે. ’

પ્રેમશંકર અને શશીકુમાર ઘરમાં પેઠા. દેવેંદ્ર અર્ધબેભાન અવસ્થામાં પડયો હતો. કપડાં પર લોહીના ડાઘ હતા. માથે પાટો બાંધ્યો હતો.

‘ કેમે ય લોહી બંધ થતાં ન’તાં શાં’બ ’ લાખાએ કહ્યું.

‘ પછી ? ’

‘ કરશન પટેલે ઘાબાજરીઉં લાવી આપ્યું. દબાવતાં બંધ થઈ ગયું. બીજો માર બઉ પડયો છ. ’

શશીકુમાર અને ધીરજલાલ દેવેંદ્ર સામે જોઇ રહ્યા.

‘ કેમ કરશું પ્રેમશંકરભાઈ ? ’

‘ લઈ લઈએ મોટરમાં. બીજા કયે ગામ ભાગી ગયા છે ? ’

લાખાએ બહાર જોઇને કાનમાં કહ્યું.

‘ ઠીક ચાલો આપણે એ બાજુ થઈને મંગળપુર જઈએ. ધીરૂભાઇ, તું દેવેંદ્ર પાસે બેસ. અમે જરા ગામમાં જઈ આવીએ. ’

ગામમાં વાત પહોંચી ગઇ હતી.

'ભીમકો જઈને ગાંધીનાં માણહ તેડી લાગ્યો છ. મોટો વકીલ સાથે છે.'

'હોય નહિ!' બે ચાર જણા ચોરા આગળથી પાદર ઊપડયા.

પટેલ અને ચોકિયાતને ખબર પડતાં એ પણ ગયા. બે ચાર આગેવાન ગણાતા માણસો પણ ચાલ્યા. વેપારી દુકાને ઊભો ઝાંપે નજર કરવા લાગ્યો. મારનારાનાં સગાંવહાલાંના પેટમાં ફડકો પડ્યો. સૌ ઉતાવળા મોટર પાસે આવ્યા.

'રામ રામ.' પટેલે પ્રેમશંકર વકીલને ઓળખી લીધા. 'આ તો રઘુરામભાઈના દીકરા કે નહિ ?'

'એ જ. કેમ છો પટેલ ?'

'સારું છે ભાઈ.' પટેલનો જીવ હેઠે બેઠો.

'આ ગરીબ લોક ઉપર જુલમ કેમ આદર્યો છે ?'

'એણે અમારા ઉપર જુલમ તો કર્યો છે.' પટેલ દર્દભર્યા અવાજે બોલ્યા, 'આપ જરા ગામમાં પધારો, એટલે ખબર પડે. ઘેરઘેર ખાટલા છે ને ઘેરઘેર મોં વાળ્યાં છે.'

'એમાં આ બિચારાનો શો વાંક ?'

'અરે ઈ બચારા નથી. તમને શે'રના માણસને શી ખબર પડે, એ લોકની મેલી વિદ્યાની ?' પટેલે કહ્યું. 'આ તો ઠીક થયું કે વેળાસર ચેતી ગયા. એક જણને સૂઝી ગયું તે મારીને કાઢ્યાં, નહિતર ગામમાં એકેય છોકરૂં જીવતું ન રહેત.'

'એ તમારો વહેમ છે પટેલ.'

'આ લોકો મૂળ વાતને ઉડાવી દેવા માગે છે.' શશીકુમાર ઉતાવળો થયો.

'ત્યારે પટેલ, ' પ્રેમશંકરે પૂછ્યું. 'આ લોકોને માર મારવામાં ને ઘર બાળવામાં કોણ કોણ હતા ?'

'ગામ આખું હતું. કોઈ એક બે જણ નહોતા.'

'સાચું કહો છો ?'

'ખોટું બોલું તમ પાસે ?'

'તો પછી ગામ, આખા ઉપર કેસ કરવો પડશે.'

'શેનો કેસ ?' પટેલ ચમક્યા. સાથે ઊભેલ આઠ દસ જણની આંખમાં ભયના ઓળા પડ્યા.

'આ નિરપરાધીને વિના કારણ માર્યાં અને એમનાં ઘર બાળ્યાં તેનો.'

'વગર કારણે માર્યાં ?' પટેલ તાડૂક્યા. 'આ તમે શું બોલો છો મારા મહેરબાન ? ગામનાં દૂધિયાં બાળ માના ખોળામાંથી ઝૂંટવીને દટાવી દીધાં, ઈ નિરપરાધી ? એવડાં એને તો એમના ઘરની હોળીમાં જીવતાં સળગાવી દીધાં હોય તો ય દાઝ નો ઓલવાય શા'બ, શું કામે વધુ બોલાવો છો ?'

'તમે નકામી બળતરા કરો છો. એ કેવળ વહેમ છે. રોગનું કારણ જુદું જ છે. તમે નામ નહિ આપો તો મારે આખા ગામને સંડોવવું પડશે.' પ્રેમશંકર દઢતાથી બોલ્યા.

ધ્રૂજતા હોઠે શશીકુમાર બાજુમાં ઊભો હતો. પટેલની વાત સાંભળીને એને ઝાંઝ ચડી ગઇ હતી. પણ વિવેક ખાતર વચ્ચે બોલ્યા વિના ઊભો રહ્યો.

'કોઇનાં નામ તો નહિ મળે શા'બ.' પટેલે ઠંડે પેટે જવાબ આપ્યો.

'તો કાલે ફોજદાર આવે ત્યારે આપજો.'

ફોજદારનું નામ સાંભળી લોકો ઝાંખા પડયા. ધીરજલાલને શાંતિપ્રસાદના શબ્દો યાદ આવ્યા. 'ગભરૂ ગામડિયા સત્તાથી ડરે છે, આપણે એ રીતે એમને નહિ દબાવવા જોઇએ.' પણ પ્રેમશંકર વકીલ પોતાની રીતે પૂછપરછ કરતા હતા તેમાં વચ્ચે પડવાની તેની હિંમત ન ચાલી.

પટેલ જમાનાનો ખાધેલ હતો. મનમાં સહેજ ડર્યો ખરો પણ ફોજદારને સાધવાની કળાનો કીમિયાગર હોવાથી બેફિકરાઇ બતાવી બોલ્યો, 'એ વખતે વળી જોયું જાશે.'

'તમે એક સરકારી નોકરને પણ માર્યો છે તે ખબર છે ને?'

'કોણ ટપાલિયો? એણે અમારા છોકરાને છાતીમાં ધુંબા માર્યા છે. એની ઉપર તો સામો કેસ કરવો પડશે.' પટેલે છાતી કાઢી.

'ઠીક છે જોઇશું. શશીભાઈ, દેવેંદ્રને સુવાડી લઇએ.'

'હાજી.'

ચારે જણે થઇને દેવેંદ્રનો ખાટલો મોટર પાસે આણ્યો. બેઠો કર્યો ત્યાં દેવે આંખ ખોલી. સૌને ઓળખ્યા. હાથ જોડયા.

'કેમ સાવઝ?' શશીકુમારે દેવેંદ્રને ખંભે હાથ મૂક્યો.

'તમે કયારે આવ્યા?'

'કલાકેક થયો.'

'મારાથી ચલાશે. ઊંચકવાની જરૂર નથી.' શશીકુમારને ખંભે ટેકો લઇ દેવેંદ્ર મોટરમાં ચડયો. પાછળ ઓઢવાનો ધાબળો મૂકી બેઠો.

'ભીમા, તું પણ આવી જા.' પ્રેમશંકરે કહ્યું.

'લ્યો સા'બ, આ દેવાનો બગલ થેલો.' લાખો દોડતો આવ્યો.

'લાવો.'

'શા'બ મને ય ભેગો લઈ જાઓ.'

'બહાર ઊભા રે'વાશે ?'

'નહિ. અંદર પગ આગળ બેસાડો.' ડ્રાઇવરે કહ્યું.

સૌ જેમતેમ ગોઠવાયા મોટર ફરી.

'પ્રેમશંકરભાઇ, આવજો.' પટેલે રામરામ કર્યા.

મોટર ચાલી ગઇ પછી થોડી વાર જોઈ રહ્યા.

'દીકરો મારો કેસ કરવાની વાત કરે છે.' પટેલ હસ્યા અને સૌને સંભળાવતાં બોલ્યા, 'એને ખબર નથી કે કાકાની લાગવગ ઠેઠ મહારાજા શા'બ સુધી પહોંચે છે.'

'આજ તો બેચરકાકા, તમે હતા તો બચ્યા, નહિતર આ વકીલ બહુ હોંશિયાર કે'વાય છે. નામઠામ આલ્યાં હોત તો જેલખાનાનાં દળણાં પાણી કરીને મરી જાત.'

'મરવા દઉં હું બેઠો છું ત્યાં સુધી ?'

'અરે બેચરકાકો તો બાલીસ્ટરનો બાલીસ્ટર છે.' પટેલનાં વખાણ કરતા લોક વીખરાયા.

× × ×

વડાળાથી ત્રણેક માઇલ દૂર દેવળી નામનું ગામડું હતું. ભંગીનું એક ઘર હતું. દેવળીને આંટો લઈને મોટર ભંગીના ઘર પાસે આવીને ઊભી રહી.

ઓસરીમાં ને આંગણામાં લબાચા નાંખીને વીસ પચીસ જણ પડયાં હતાં. આડોડીઆં કે ઘંટી ઘોડાવાળાંનો પડાવ પડયો હોય તેમ, પડેલાં. ચીજ વસ્તુ જેમતેમ વેરણ–છેરણ પડેલી. છોકરાં ટેં ફેં કરતાં હતાં. સો સાણસનો મુકામ હોય તેટલો શોરબકોર થતો હતો. મોટર દેખીને ઊભાં થઇ ગયાં.

મોટરમાંથી ધોળી ટોપીવાળા પ્રેમશંકર વકીલને ઊતરતા જોયા, શશીકુમાર ને ધીરજલાલને જોયા. પાછળથી ભીમા અને લાખાને આવતા દીઠા. બધાની આંખ ચમકી. ચહેરા પર નૂર આવ્યું. હૈયે ધીર આવી.

'કેમ તમે લોકો શા માટે નાસી આવ્યાં ?' પ્રેમશંકરે પૂછ્યું.

'મારીને કાઢી મૂકયાં માબાપ.'

'કોણે માર્યાં ?'

'ગામ લોકે.'

'નામ આપી શકશો ?'

'અરે માબાપ, નામની કોને ખબર રહી છ. આડેધડ જેમ ફાવે એમ મારતા'તા.'

શશીકુમાર મંગાની પાસે ગયો. એના કુડતાની પાછળની ચાળ ઊંચી કરી જોયું. ત્રાસ છૂટયો. 'આમ જુઓ પ્રેમશંકરભાઇ, આ ભરોળો ઊઠી છે.'

'અરે શા'બ, આ ભગલાને તો ધોઇ જ નાંખ્યો છે.'

એક પછી એક સૌ બતાવવા લાગ્યાં. જોતાં કંપારી છૂટે એવા લાલ, લીલા સોળ ઊઠયા હતા. બાઈઓને પણ મૂઢ માર પડયો હતો.

નામઠામ સાથે મારની નોંધ કરી. ઘરવખરીની વાત આવી ત્યાં બાઇઓ રડી પડી. ' કેટલી મે'નતે, પાઇપૈસો કરીને ભેગું કરેલું રાચરચીલું, તોડી–ફોડીને સળગાવી દીધું. '

' એ બધું તમને પાછું મળશે. ' પ્રેમશંકરે આશ્વાસન આપ્યું.

' આ લોકોને પાંચ પાંચ વરસની ઠોકી દેવી જોઇએ. ' શશીકુમાર માર જોઈને ઊકળી ઊઠયો. ' ફરી કોઈ વાર નામ ન લે. '

' તમે સૌએ ખાવાનું શું કર્યું ? ' પ્રેમશંકરે પૂછ્યું.

' આ હમણા આવીને બેઠાં માબાપ, બચારો રતનો ગામમાં આડોઅવળો થાય છે. વાળુની સગવડમાં પડયો છે. '

' જાઓ ધીરૂભાઈ, તમે ને ડ્રાઇવર જઇને ગામમાંથી ગાંઠિયા, ગોળ, દાળિયા, માંડવી, ખજૂર, ટોપરૂં જે કંઈ જડે તે લઇ આવો. લ્યો આ પૈસા. ' પ્રેમશંકરે પાંચની નોટ આપી.

સાંજ પડી ગઇ હતી. દીવા વખત થયો હતો.

' તમે લોકો કાલે પાછા વડાળા પહોંચી જજો. ' લાખાને અને ભામાને ઉદ્દેશીને પ્રેમશંકરે કહ્યું.

' તો તો મારી જ નાંખેને શા'બ ? '

' તમારું કોઇ નામ નહિ લે. રાતોરાત જઇને હું બંદોબસ્ત કરું છું. હું બોલાવું ત્યારે મંગળપુર આવશો ને ? ,

' હા શા'બ આવશું. '

' પછી એ વખતે મારની બીકે ફરી ન જતા. '

' અરે વાત છે કાંઇ, અમે વશ્વાસઘાત નો કરીએ. '

નાસ્તો આવ્યો. સૌને વહેંચવાનું કહી રજા લીધી.

'એ શા'બ દેવાને સારું થયે સમાચાર દેજો.' લાખે કહ્યું.

'હા માબાપ ઈ અમારી આડો પડયો નઇતર એકાદનું મોત થઈ જાત.' મંગાએ આકાશ સામે જોઈ કહ્યું.

'એની તમારે ફિકર ન કરવી.'

બે ચાર ગામના ખેડૂતો દૂર ઊભા હતા. એમને પ્રેમશંકરે ભલામણુ કરી, 'આ ભંગી ભાઇઓનું ધ્યાન રાખજો.'

'અરે શા'બ, અમારા ગામને ટીંબે કોઈ નામ ન લે. આ રતનો એકલો છે પણ પૂછો કેવો હથેળીમાં રાખીએ છીએ. ઈ વડાળું પાપિયું છે. પોતાનાં કરમે છોકરાં મર્યાં ને આ બચારાં નરપરાધને માર્યાં.'

સૌને રામરામ કરી મંગળપુર તરફ ચાલી નીકળ્યા.



## ૨૭

# ‘ ભગવાન તમારું ભલું કરશે. ’

મંગળપુર પહોંચ્યા ત્યારે સાડા આઠ થવા આવ્યા હતા. સીધા પોસ્ટઑફિસે ગયા. શાંતિપ્રસાદ રાહ જોતા હતા. બહાર આવીને પૂછ્યું, ‘ કોણ શશીભાઈ? ’ ‘ જી હા. દેવેંદ્ર મોટરમાં છે. અત્યારે દવાખાને લઇ જવાની જરૂર છે. ’

‘ એટલું બધું વાગ્યું છે ? ’

‘ જી હા. ’

શાંતિપ્રસાદ મોટર પાસે આવ્યા. દેવેંદ્રને માથે લાખાનું ફાળિયું બાંધ્યું હતું, ઘાયલ યોદ્ધાની પેઠે શોભતો હતો. જોઈને શાંતિપ્રસાદના ચહેરા પર તેજ આવ્યું ‘ કેમ પ્રસાદ મળ્યો કે ? ’

‘ આપ અને શશીભાઈ મેવાસે જઇને ખાઇ આવ્યા પછી મને પણ મળે ને ? ’

‘ ચાલો ત્યારે હું પણ આવું. ’

ઘરમાં જઈ ટોપી પહેરી.

'કેમ દેવેંદ્ર આવ્યો?' તારામતિએ સચિંતપણે પૂછ્યું.

'બહુ વાગ્યું છે તે દવાખાને લઈ જઈએ છીએ.'

'ક્યાં વાગ્યું છે?'

'માથામાં.'

'કોણ કોણ છે મોટરમાં?'

'પ્રેમશંકરભાઇ ને શશીભાઈ, ધીરજલાલ છે.'

તારામતિ સાડીનો છેડો સરખો કરીને બહાર આવ્યાં. પગથિયાં ઊતરીને મોટર પાસે ગયાં. 'ક્યાં છે દેવેંદ્ર?'

'આ રહ્યો.' દેવેંદ્રનું મોં મરકયું.

'કેવુંક વાગ્યું ભાઈ?'

'આપ સાંભળશો ત્યારે ખબર પડશે.' શશીકુમારે કહ્યું. 'હમણા અમે દવાખાને જઈ આવીએ છીએ.'

મારાથી ઘાએ નહિ જોવાય ને વાતે નહિ સંભળાય.'

શાંતિપ્રસાદ આવી પહોંચ્યા. મોટરમાં બેસતાં કહ્યું, 'અર્ધા કલાકમાં આવીએ છીએ.'

'શશીભાઈ, અહિં જમજો.' તારામતિએ કહ્યું.

'હું ધીરૂં સાથે જઈશ.'

મોટર ચાલી ગઈ.

દવાખાને જઇને રાતપાળીના દાકતરને બોલાવ્યા.

દાકતર તરત આવ્યા. 'પધારો સાહેબ.' શાંતિપ્રસાદ સામે જોઈ કહ્યું, 'વકીલ સાહેબ આપ પણ છો?'

પ્રેમશંકરને સલામ કરતાં પૂછ્યું, 'કહો શું હુકમ છે?'

'આ અમારા દેવેંદ્રને વાગ્યું છે.' શાંતિપ્રસાદે કહ્યું.

'કેમ કરતાં?'

પ્રેમશંકરે ટૂંકમાં વાત કરી. દાકતરે સહાનુભૂતિના ચાર શબ્દ કહ્યા. ડ્રેસીંગરૂમમાં લઈ જઈ ઘા સાફ કર્યો. પાટો બાંધ્યો. બહાર આવ્યા.

પ્રેમશંકરે પૂછ્યું, 'કેમ લાગે છે?'

'ઘા ઊંડો છે. દિવસે વધારે ખબર પડશે.'

'અહિં રાખવાની જરૂર જણાય છે?'

'જરૂર તો ખરી જ. પણ આપ જાણો છો હજૂરની પરવાનગી વિના મારાથી ન રખાય. આ રીતે અડીને પાટાપીંડી કરનારા પણ મારા જેવા એક બે છે.'

'હું દિવાનની પરવાનગી લાવી આપું.' પ્રેમશંકરે કહ્યું.

'કાલે બપોરે ફરી તપાસીશ. પછી જરૂર લાગે તો જ પરવાનગી મેળવવી. આપ ધારો છો એટલું સહેલું નથી.'

'ઠીક સાહેબજી.'

'પધારજો.'

'અત્યારે અમૃતબાગ નથી જવું આપણે ઘેર ચાલો.' શાંતિપ્રસાદે કહ્યું.

'આપને નકામી તરખડ પડશે. અમૃતબાગમાં બધું તૈયાર હશે.'

'પાટો બાંધ્યા પછી બહુ હલવા ન દેવો જોઈએ. અહિં નથી રાખતા તેથી જ મારા ઘેર સુધી પણ લઇ જવો પડે છે.' શાંતિપ્રસાદે કહ્યું.

પોસ્ટઑફિસે આવ્યા. શશીકુમાર અને પ્રેમશંકરે દેવેંદ્રને સાચવીને નીચે ઉતાર્યો. શાંતિપ્રસાદે તારામતિને કહ્યું, 'ખાટલો પાથરો. દેવેંદ્ર રાતે અહિ સૂશે.'

'કેમ દવાખાને ન રાખ્યો ?'

'દિવાનની પરવાગી વગર ન રખાય એમ કહે છે.'

તારામતિએ પૂછ્યું, 'કયાં રાખશું. ?'

'ઓરડામાં જ રાખવો જોઇએ. પવન ન લાગે.

'સારું.'

શાંતિપ્રસાદ પાછલી ઓસરીમાંથી ખાટલો લઈ આવ્યા. તારામતિએ ગાદલું પાથર્યું. નવો ધોએલો ઓછાડ પાથર્યો. ઓશીકું મૂકયું. દેવેંદ્રને સુવાડયો.

'હવે હું રજા લઈશ.' પ્રેમશંકરે કહ્યું.

'અમે પણ જશું.' શશીકુમારે કહ્યું.

'ધીરૂભાઈ ને ઘેર રાહ જુએ એટલે એ ભલે જાય. શશીભાઇ, તમે રોકાઓ.' તારામતિએ આગ્રહ કર્યો.

'ઠીક રોકાઇશ.'

પ્રેમશંકર અને ધીરજલાલ ચાલ્યા.

'દેવેંદ્ર માટે થોડો શીરો કરું ?' તારામતિએ પૂછ્યું.

'કરો.' શાંતિપ્રસાદે તારામતિ સામે જોઇ કહ્યું.

શશીકુમારે રસોડા પાસે બેસીને બધી વાત કરી બતાવી. સાંભળતાં તારામતિને કમકમાં આવ્યાં.

'આવી વાતો સાંભળું છું ત્યારે શશીભાઈ, ઘડીક એમ થઇ જાય છે કે આપણે માથે ઇ દુઃખ લઇને એને સુખી કરવાં જોઈએ.

પણ પાછો નાતજાતનો વિચાર આવે છે ત્યારે મન પાછું પડી જાય છે.'

'હવે મન મજબૂત કરવું પડશે. અમે આ નવાં મકાન થવાનાં છે ત્યાં પરચુરણ ગાંધિયાણાની દુકાન કરવાના છીએ. એની ઉપર માળ કરવો છે ત્યાં કામ કરનારા રહેશું ને સૂઈશું, તમે કહો તો એક બે ઓરડા સાહેબ ત્યાં ચણાવે.'

તારામતિએ ઉત્તર વાળ્યો નહિ.

'કેમ મૌન રહ્યાં?'

'વિચાર કરી જોઇશ.'

'વિચારમાં ને વિચારમાં જીંદગી પૂરી થશે.'

શીરો તૈયાર થયો. દેવેંદ્રને પ્રેમપૂર્વક જમાડયો.

શશીકુમારને વાળુ કરાવ્યું.

મુખવાસ માટે પાનની પેટી લીધી તે વખતે બહાર દૂરથી ફાનસનો પ્રકાશ પડયો. શાંતિપ્રસાદે બહાર આવી જોયું. નજીક આવતાં ઓળખ્યો. 'કોણ ગોપાળ?'

'જી હા.'

'બીજું કોણ છે?'

'મારી મામી.'

શાંતિપ્રસાદ ઘરમાં આવ્યા. તારામતિને કહ્યું, 'આ ગોપાળ અને એની મામી દેવેંદ્રને જોવા આવ્યાં છે.'

તારામતિ દેવેંદ્ર અને ગોપાળને પાછલી ઓસરીમાં બેસાડતાં. આજ આપદ્ધર્મ સમજી દેવેંદ્રને ઘરમાં સુવાડયો પણ હીરૂને આવેલી સાંભળી એના મનમાં સહેજ આંચકો લાગ્યો. પણ એક શબ્દ સરખો

બોલવા માટે એની જીભ ઊપડી નહિ. શાંતિપ્રસાદ તારામતિના મનની દ્વિધાસ્થિતિ તુરત સમજી ગયા. 'બોલો.'

'ભલે આવે.' તારામતિએ ગળુ ખંખાર્યું.

દેવેંદ્ર સાંભળતો હતો. શશીકુમાર પણ સાંભળી રહ્યો હતો. હીરૂ અને ગોપાળ પગથિયે ચઢયાં. શાંતિપ્રસાદ બહાર આવ્યા.

'આવો ગોપાળ, હીરૂબેન.'

'કેમ છે દેવેંદ્રને?'

'સારું છે. ચિંતા કરવા જેવું નથી.'

'અમે તો અમૃતબાગ ખબર કઢાવી. લાખલો પાછો આવ્યો એટલે અહિં આવ્યાં. દેવેંદ્રને માર પડયાના સમાચાર તો વહેલા બપોરના બજારમાં સાંભળ્યા'તા.' હીરૂએ કહ્યું. 'ત્યારનો મારો જીવ ટુંપાતો'તો. શશીભાઈ તમે હતા ને સાથે કેવુંક વાગ્યું છે?'

'પાટો બાંધ્યો છે. મટી જશે.'

'તો સારું. મારો ભાઈ.' હીરૂની આંખમાં ઝળઝળિયાં આવ્યાં.

થોડી વાર થઇ ત્યાં સાઈકિલની ટોકરી વાગી. જાળી ખખડી. શશીકુમારે ઊઘાડી. 'ઓહો પ્રવીણભાઈ!'

'હા જી. ખબર પણ ન કહેવરાવ્યા?'

'ગોપાળ સાથે સમાચાર મોકલવાનો વિચાર હું કરતો હતો.' શાંતિપ્રસાદે કહ્યું.

પ્રવીણચંદ્રને ટૂંકમાં વાત કરી.

'કાલ દવાખાનામાં દાખલ નહિ કરે તો?' પ્રવીણચંદ્રે પૂછ્યું.

'શા માટે નહિ કરે. કરવો જ પડશે.' શશીકુમારે કહ્યું.

'હું તો અત્યારે જ દિવાન પાસે જવાનો મતનો હતો પણ દાક્તરે કહ્યું કે કાલ વધુ તપાસ્યા પછી વાત એટલે ન બોલ્યો.'

'દેવેંદ્રને માટે વાંધો નહિ લે.' શાંતિપ્રસાદે કહ્યું.

'તો ઠીક છે, નહિતર આ પ્રશ્ન સામાન્ય નથી.'

મોડે સુધી વડાળાના કરુણ પ્રસંગની વાતચીત ચાલ્યા કરી. એના ઉપાયની કેટલીક યોજના વિચારી. મોડી રાતે પ્રવીણચંદ્ર, ગોપાળ, હીરૂ ત્રણે ઊઠયાં. દેવેંદ્રને માથે હાથ ફેરવી હીરૂ બહાર નીકળી. શશીકુમાર પગથિયા સુધી ગયો.

દેવેંદ્ર પાસે જ શશીકુમાર તથા શાંતિપ્રસાદે પોતાની પથારીઓ કરી. પ્રહ્લાદ વહેલો સૂઈ ગયેલો તે જાગી આંખો ચોળતો હીંડોળાપર બેઠો થઇ જોવા લાગ્યો.

'કોણ છે, બાપુજી?'

'દેવેંદ્રભાઇ છે. એમને વાગ્યું છે તે આપણે ત્યાં સૂતા છે.'

'શશીભાઈ પણ અહિં સૂશે?'

'હા. તું એમની પાસે સૂઇશ ને?'

'હા.'

'ચાલ બહાર જઈ આવ, પછી સુવાડી દઉં.'

તારામતિ બીજા ઓરડામાં સૂતાં, દેવેંદ્રની આંખ મળી ગઈ. શશીકુમાર અને શાંતિપ્રસાદે મકાનની વાત આગળ ચલાવી.

'મારાં બેનને ગળે ઘૂંટડો ઊતરે તો આપ મકાન ચણાવવા તૈયાર છો ને?'

'જરૂર. આઠસોથી હજાર સુધી ખર્ચી શકીશ.'

'આજના પ્રસંગથી એમને ખૂબ લાગી આવ્યું છે.'

'એ તો ક્ષણિક કહેવાય. દિલથી સમજે તો જ ત્યાં કાયમ ટકી શકે. નહિતર બાવાનાં એ ય બગડે.'

'જો જો. હું તો એમાં રાજી જ છું.'

વાત કરતાં કરતાં બન્ને જંપી ગયા.

*　　　　*　　　　*

બીજે દિવસે દેવેંદ્રને મોટા દાક્તરે તપાસ્યો. 'ઓપરેશનની કે દવાખાનામાં રાખવાની જરૂર નથી.' કહી પાટો બદલી અમૃતબાગ મોકલી આપ્યો. પોસ્ટમાસ્તરે સવારે ખબર પૂછ્યા અને આઠ દિવસની રજા મંજૂર કરી.

પ્રેમશંકરે કેસ તૈયાર કરી દિવાનની મુલાકાત લીધી. શાંતિપ્રસાદની સલાહથી અને દિવાનની મુલાકાતથી ફોજદારી કરવાનું મુલતવી રાખ્યું. દિવાને વડાળાના આગેવાનો પર ખાસ હજૂર ફરમાન કાઢયું. વડાળા ગામે ભંગી ભાઈઓનાં બળી ગયેલાં અને તૂટી ગયેલાં જ નહિ પણ બધાં મકાન ચણાવી આપવાં, ઘરવખરી પેટે ભંગીનાં કુટુંબદીઠ પાંચ રૂપિયા રોકડા આપવા. ફરી આવો કિસ્સો ન બને માટે આગેવાનોના જામીન લીધા.

શશીકુમાર અને ધીરજલાલ સાઇકલ પર વડાળા જઇને હુકમના ખબર આપી આવ્યા.

સૌને નિરાંત વળી. ભંગી લોકોએ અંતરની દુવા દીધી: 'ભગવાન તમારું ભલું કરશે.'

---

## ૨૮

# ભૂતિયો બંગલો

પોર્ટ સુદાનના શાહ સોદાગર ગોરધનદાસ મોતીચંદ રવજીએ અઢળક સંપત્તિ પ્રાપ્ત કરી હતી. પોતાના એકના એક પુત્ર કંચનલાલને સુપરત કરી એમણે સ્મશાનમાં સોડ તાણી ત્યારે લોકોએ કહ્યું, 'ખાલી હાથે આવેલા શેઠ, ખાલી હાથે ચાલ્યા ગયા.' પણ કંચનલાલ માટે શહેરમાં આવેલી જૂની હવેલી ઉપરાંત સમુદ્ર કિનારે, શરુની કતાર વચ્ચે, હંસણી પેઠે દીપતો એક સુશોભિત મહાલય અને લાખોની સમૃદ્ધિ મૂકતા ગયા. કંચનલાલની સગીર વયમાં એ બંગલો એની વિધવા માતાએ ભાડે આપી કમાણીમાં વધારો કર્યો.

પાંચેક વરસ એક પારસી દર્દી હવાફેર માટે રહેલા, પાંચ સાત વરસ એક મેમણ ગૃહસ્થ રહ્યા અને છેલ્લાં ચાર પાંચ વરસથી ખાલી પડયો એ બંગલો હવા ખાતો હતો.

વિધવા લક્ષ્મીબાઇનો શાહજાદો કંચન જ્યારે યુવાવસ્થામાં પ્રવેશ્યો. ધનમદ સાથે જ્યારે આયુષ્યમદ અને આરોગ્યમદ

એનામાં પ્રગટયો, ત્યારે કાયદાએ કંચનલાલને પિતાની સંપત્તિનો સુયોગ્ય વારસ ઠરાવ્યો અને એની માતાને હયાતી પૂરતો માત્ર ખોરાકી પોષાકીનો હક્ક રહ્યો.

કંચનલાલના કેટલાક દોસ્તો ઊડતાં પંખી પાડે એવા હતા. તેમ કેટલાક પ્રતિષ્ઠિત મનાતા વેપારીઓ, વકીલ–અમલદારો વગેરે પણ હતા.

તેઓ કંચનલાલની મિલ્કતમાં પોતાનો પૂર્વજન્મનો હક્ક હોય તેમ ભાગ પડાવતા અને તેના આનંદમાં વધારો કરાવતા.

શહેરથી બેએક માઇલ દૂર, ઓતાડા રસ્તા પર, એ બંગલો હતો. ખાસ કારણ સિવાય ત્યાં જવાનું લોકોને ભાગ્યે જ બનતું. છેલ્લાં પાંચેક વર્ષથી ભાડૂત નહિ હોવાથી એ તરફની અવર–જવર સદંતર બંધ હતી. બંગલાનો માળી પણ રાતે પોતાની નાની ઝૂંપડીમાં ઘેર આવતો. નિર્જન સ્થાન દિવસે પણ ભેંકાર લાગતું.

રાતવરત સાંઢીએ બેસી નીકળતો કોઇ રબારી, ખાણેથી મોડો મોડો ઘેર જતો ખાણીઓ કે માછલાંની રાહમાં મોડે સુધી જાળ નાંખીને બેઠેલ ખારવો ત્યાંથી પસાર થતો તો તેને કાને તબલાંની થાપ, ખંજરીના સૂર સાથે પગના ઝાંઝરના થનકાર ને સામટા માણસોના હસવાનો અવાજ કાને પડતો. સાંભળીને એ લોક વહેમથી ચળી ઊઠતા. ઘેર આવીને થડકતી છાતીએ પોતાની સ્ત્રીને વાત કરતા. અને ફરી ભૂલ્યે ચૂક્યે પણ એ બંગલા પાસેથી રાત વખતે નીકળવાનું સાહસ કરતા નહિ.

એવા લોકોએ જ એ બંગલાનું નામ ‘ ભૂતિયો બંગલો ’ પાડયું હતું અને શહેરમાં પ્રચલિત કર્યું હતું.

લાલ, લીલા અને ઘેરા વાદળી રંગના કાચનાં બારીબારણાં, કારીગરીના નમૂનારૂપ લાકડાનું કોતરકામ, ઉપલા અને નીચલા બન્ને

વચલા ખંડોની ભવ્યતા, ભીંતે ટાંગેલા મોટા અરીસા, લાલ કપડાંથી ઢાંકેલાં ઝુમ્મર અને હાંડી, જૂનવાણી સોફા અને ગાલીચા, બંગલા ફરતા બગીચામાં જાઇ, જુઇ, ગુલાબ, મોગરાનાં મહેકતાં ફૂલઝાડ, વચ્ચોવચ્ચ ઊડતો ફૂવારો, દરિયાની બહુરંગી જાડી રેતી પાથરીને રૂપાળા બનાવેલા પહોળા રસ્તા, રસ્તાની બંને બાજુ નાળિયેરીના રોપથી શોભતાં મોટાં અડધિયાં રંગીન પીપ; આગળ પાછળ દરવાજા અને ફરતી પાકી પથ્થરની વંડી ચણી લીધી હતી.

દિવસ આખો સૂનકાર લાગતો ભૂતિયો બંગલો રાત પડતાં જ અંદર બહાર ઝળાંઝળાં થઇ ગયો. ખાણને રસ્તેથી ઘર તરફ જતા લોકોએ દીવા જોયા અને મનમાની કલ્પના કરી અંદર અંદર વાતો કરતા શહેરને રસ્તે ઉતાવળા ચાલ્યા.

સુંદર છેલ્લી ફૅશનની લીલી મોટર બંગલાના ગર્ભદ્વારમાં આવીને અવાજ વિના ઊભી રહી. બારણાં ઊઘડ્યાં. આછું પીળું રેશમી પહેરણ, ઝીણું પગે ઘસડાતું ધોતિયું, માથે કાળી ટોપી, સાદા સ્લીપર, દાઢમૂછ સાફ કરેલો દૂબળો ચહેરો, સહેજ ઊંડી ઊતરી ગયેલ આંખો, કાળા પડી ગયેલા હોઠ, એકવડિયા શરીરવાળો કંચનલાલ સૌથી પહેલો ઊતરીને મહેમાનોને આવકાર આપવા બાજુમાં પગથિયા પાસે ઊભો રહ્યો છે.

‘ પધારો સાહેબ. ’

ચોરણી શર્ટ અને હાફ કોટ, માથાનો સાફો અને બૂટ બધું તદ્દન સફેદ, હૃષ્ટપુષ્ટ શરીર હાથને ટેકે ઊંચું કરીને વહીવટદાર શ્યામલાલ ઊતર્યા. બીજી બાજુથી ખાખી ડ્રેસમાં સજ્જ થયેલ, રૂપેરી ખોળીવાળી નાની સોટી હાથમાં લઇને ફોજદાર કૃપાશંકર ઊતર્યા. તેમની પાછળ વકીલ ગોપાળદાસ ઊતર્યા. દાકતર મહાસુખલાલ ઊતર્યા, હંમેશના હસમુખા ચહેરા સાથે શેઠ હરકીશન ઊતર્યા. સંગીતના ઉસ્તાદ ઉંમરખાં આગળથી ઊતર્યા.

એકબીજા સાથે ગમ્મત કરતા પગથિયાં ચડી ખંડમાં દાખલ થયા.

'ઉપર જ બેસશું ને ?' કંચનલાલે પૂછ્યું.

'જી હા. હજી કોઈ આવ્યું જણાતું નથી.'

'સુમારને મોટર લઇને મોકલ્યો છે. ઘડી બેઘડીમાં આવી જવાં જોઇએ.' કંચનલાલે કહ્યું ને ઉપર જવા દાદરે ચડયો.

ઊપલા ખંડમાં ખાસ ગોઠવણ મુજબ ગાદી તકિયાની બેઠક કરેલી હતી. સૌ આવીને એક પછી એક બેઠા. કંચનલાલે ટોપી ઉતારતાં સહેજ આળસ મરડીને કહ્યું, 'આજ તો સાલી ઊંઘ આવે છે.'

'અરે યાર,' કૃપાશંકર બોલ્યા.' આજ તો કતલની રાત છે. સવારે સવાર જલસાપાણી ચલાવવાં છે. એ લોકો આવે એટલી વાર ચાલો બ્રિજ ખેલીએ.' 'હાં હાં ચલો.' ઉમરખાંએ તખ્તાં બાજુ પર મૂક્યાં. અર્ધો એક કલાક થયો હશે ત્યાં બીજી મોટર આવી. અવાજ સાંભળતાં એક બે જણ ઊઠીને બારીએ ડોકાયા.

મોટાં રૂંછડાંવાળી ટર્કી ટોપી, બહાર દેખાતા વાંકડિયા વાળ, વાદળી કોટ, પહોળો લેંઘો, ફાંકડો જુવાન સુમાર મોટરમાંથી ઊતર્યો. બારણું પકડીને બાજુમાં ઊભો.

ઊડીને આંખે વળગે તેવી ભભકદાર રંગીન સાડી, કીનખાબના ભરતવાળા રેશમી ચંપલ, પોશાક અને ઘરેણાના ઝગમગાટથી ઑંા પાડતી ને જોનારનાં દિલ હરી લેતી, પ્રસિદ્ધ નાયિકા નબીજાન ઊતરી. દીવાના પ્રકાશમાં ચહેરા પરની કૃત્રિમ લાલિમા ચમકતી હતી. માથા પરની મોતીની સેરના તેજથી અને કાનમાં વીજળી જેમ ચમકતાં એરીંગથી ચહેરાની ઝાંખપ જણાતી ન હતી.

પતંગિયાની ઝડપથી કંચનલાલ નીચે આવ્યો. માથું નમાવી, સહેજ મેં મરકાવી નબીજાને પ્રવેશ કર્યો. બારણાં બંધ થયાં. ધીમે પગલે દાદર ચડતાં બન્ને ઊપર ગયાં.

સૌની નજર એકાગ્ર બની. એકબીજા સામે જોઇને સ્વસ્થ બનવા મથામણ કરવા લાગ્યા.

શકદાર ઉપર ક્રૂર દૃષ્ટિ, વિકરાળ ચહેરો અને વાઘની ત્રાડથી ગરજતા કૃપાશંકર, જાનના કૃપાકટાક્ષની અપેક્ષાએ માખણથી મુલાયમ બન્યા. ખેડૂતોને કાળ સમા ભાસતા શ્યામલાલના ચહેરા પર કુમાશ તરી આવી. વાણોતરોને હાકથી થથરાવતા હરકીસન શેઠ નજરમાં મીઠામાં મીઠું અમી ભરી એકીટશે નીરખી રહ્યા.

પાનબીડી પતી ગયાં. સતાર સાથે નબીજાને સૂરની મિલાવટ કરી. તબલચીએ માથું ધુણાવી થાપ આપવી શરૂ કરી. અને પ્રેક્ષકોને અચંબામાં ગરકાવ કરતી નબીજાને એકાએક ઊભા થઈને નાચ શરૂ કર્યો. ધીમે ધીમે હાવભાવ, સૂર, વાજીંત્રો, અને પ્રેક્ષકોનાં દિલ એક તારે પરોવાવા લાગ્યાં. તબલચીનું ડોલન વધવા લાગ્યું. કંચનલાલ અસ્વસ્થ બની ડોલવા લાગ્યા. જોતજોતાથાં બીન સાંભળી રહેલ મૃગની પેઠે સૌ પોતાની જાતને વીસરી ગયા.

× × ×

કામ પતાવીને મંડળીની દુકાને આવતાં હીરૂએ કહ્યું, 'આજ વાળું મોડું થશે.'

'કેમ ?' હીરાએ પૂછ્યું.

'દેવાને પાછી મઝા નથી તે અમૃતબાગે જવાની છું.'

'સારું જજે. પણ આજ ઓલ્યા મેમણના પૈસા આવ્યા છે. તે ચાર આઠ આના આપતી જજે.'

હીરૂએ સામે જોયું. હીરો હસ્યો. છેડેથી રૂપિયો કાઢીને આપતાં ધીમેથી હીરૂ બોલી, ' ખબરદાર જો ગાંડો થઈને આવ્યો છો તો. '
' અરે આજ તો ટેસ મારીશ. '

હીરૂ સાવરણો સુંડલો લઈને ચાલી. ઘેર આવી. લાખો ને નાનાં છોકરાં રોટલાનાં બટકાં ખાતાં તોફાન કરતાં હતાં. બધાંને એકેક થપાટ મારીને હીરૂએ ચૂપ કર્યાં. રોટલો આંચકી લઈને ધમકાવ્યાં, ' જાઓ રમતાં કરો ફળિયામાં, આખો દિ' ઘરમાં ધીંગામસ્તી ને ખા, ખા. '

લાખો બધાંને લઈને બહાર નીકળ્યો.

હીરૂએ ટ્રંક ઉઘાડી, અંદરથી સુંદર સાડી કાઢી, એવું જ ઉમદા પોલકું ને ચણિયો કાઢ્યાં. સાદાં એરીંગ ને ખોટાં મોતીનો હાર કાઢ્યાં. એક સફેદ મલમલના કકડામાં વીંટ્યું. પછી બૂમ મારી, ' લાખલા. '

'કેમ માં ?' લાખો ફળિયામાંથી દોડયો આવ્યો.

' જો, આજ મામાને ઠીક નથી. હું એને જોવા જાઉં છું. ગોપાળ આવે એટલે તમે બેય જણ, તારો બાપ, નાનકી ને બધાં ખાઈ લેજો. '

' મારા બાપને ખબર છે ? '

' હા. એનેય મોડું થાશે. તો તમે વાટ નો જોશો. '

સાડલાના છેડામાં પોટલી સંતાડીને હીરૂ વાસમાંથી નીકળી. અમૃતબાગનો રસ્તો મૂકીને દરિયા કાંઠાની સડક પકડી.

જગત ઉપર અંધારાં ઊતરવા લાગ્યાં હતાં. દરિયા કિનારે જઈને એક ઝુંડમાં પેઠી. કપડાં બદલ્યાં. હાર ને એરીંગ પહેર્યાં,

આભલામાં જોઇને ચાંદલો કર્યો. માથે કાંસકી ફેરવી. ફરી આભલામાં જોયું. ચહેરો સુકાયો હતો. ગાલમાં ખાડા પડયા હતા. હોઠ પર કાળાશ છવાઇ હતી. દાંતની સોનાની રેખો કાળી છારીને ઢાંકી શકતી ન હતી. મનમાં બબડી, ' પાંચ વરસ પહેલાં હતું એવું રૂપ આજે નથી, ' થોડીવારે વળી મન બોલ્યું, ' ચાર ચાર છોકરાંની મા થઈ.' સહેજ ખિન્નતા જણાઈ. જૂનાં લૂગડાં કપડાંમાં વીટયાં. કાંસકો ને આભલું બાંધ્યાં. બંગલા તરફ જતાં વિચારે ચડી. ' તો ય ધનકી ને રૂપડી મને હજી નો લગે. કંચનીઓ તો મારી ઉપર જ પીદા છે. તે દિ' કેવું કે'તો'તો ? ' તું વાણિયાને ઘેર જન્મી હોત તો તને મારી શેઠાણી બનાવત. ' અહાહા, તો મારો છોકરો આ બંગલાનો ધણી થાત ને હું લખપતિની મા કહેવાત. ' હીરૂ કલ્પનાસૃષ્ટિમાં વિહરવા લાગી, ઘડીભર એની નજર સામે વાંકડિયા વાળવાળો, કેડે સોનાનો કંદોરો પહેરેલો, કોડીલો કલ્પના પુત્ર તરવા લાગ્યો. વિચારમાં ને વિચારમાં ચાલી જતી હતી.

શરુ ને નાળિયેરીની ઘટા અંધકારને ગાઢ બનાવતી. સાગરનો ગંભીર ઘોષ એમાં ભીષણતા પૂરતો હતો. ચોમેર અંધકાર છવાયો હતો. દૂર દૂર, જોગણીઓ માથે સગડીઓ લઇ નાટારંભ કરવા નીકળી હોય તેવો અનેક બત્તીઓથી જળહળતો ભૂતિયો મહેલ દેખાતો હતો. એ નિશાને હીરૂ ચાલી જતી હતી.

દરવાજે આવીને ઘડીક ઊભી રહી. અવાજ બરાબર સંભળાતો નહોતો. ' હજી બધા આવ્યા લાગતા નથી. ' મનમાં બબડીને ધીરેથી બારી ઉઘાડી અંદર પેઠી. ગર્ભદ્વારમાં બે મોટર પડી હતી. અંદર સોફર લાંબા થઇને સૂતા ભૂતા ઉપર ચાલી રહેલું ગાન સાંભળતા હતા. અને કંદોઈની દુકાને તૈયાર થતી જલેબી સામે ગરીબ ગરબાં ટાંપી રહે ને જીભમાં પાણી લાવે તેમ, મજા માણવાનો પ્રયત્ન કરતા હતા.

હીરૂ પગથિયે ચડી. એક શોફરે બેઠા થઈને નજર કરી. ‘ કોણુ એ ? ’

‘ઇ તો હું. ’

‘ કોણ હીરૂ ? ’

‘ હા, ’

‘ આજ તારો પત્તો ખાય એમ નથી હીરકી ! ’

‘ કેમ ? ’ હીરૂ મનમાં ભય પામતાં બોલી. ઉપર ચાલતાં ગાનતાન અને ઠમકાર એને કાને પડવા લાગ્યા હતા. શોફરના બોલે ગભરાટ પ્રેર્યો.

‘ કોણ આવ્યું છે રૂખડી ? ’

‘ અરે રૂખડીય રખડી પડી બિચારી. ’

હીરૂ વધારે ગભરાઈ. શોફરને એનાં ચહેરા પરથી નૂર ઊડી જતું લાગ્યું. ક્ષણવાર ઊંડા વિચારમાં પડી.

હીરૂનો સ્વભાવ જીદ્દી અને આપમતીલો હતો. કંચનલાલ એને મન પોતાનો ગુલામ હતો. ભલભલા પટેલોને કંપાવતો શ્યામલાલ, ફાટી ગએલા ચોર લૂંટારાને ધ્રુજાવતો કૃપાશંકર અને શહેરનો સૂબો થઇને ફરતો હરકીસન, એ ભૂતિયા મહેલની રાણી આગળ દીન નજરે મહેરબાની યાચતા હતા. ‘ ચાર આંખ મળે એટલી વાર છે, એ ભલેને સરગની હૂરમ હોય. ’ અભિમાનથી બાકીનાં પગથિયાં ચડીને હીરૂ ઓસરીમાં આવી. બંધ બારણા ઉપર ટકોરા માર્યા. જવાબ ન મળ્યો રીસમાં જોરથી બારણાં ભભડાવ્યાં.

ઉપર બરાબર રંગ જામ્યો હતો. મૂકનૃત્ય સાથે શાંત સૂરોની મિલાવટ થઇ હતી. સૌના શ્વાસ થંભી ગયા હતા. હાથમાં સળગતી સિગાર પકડીને કંચનલાલ, શૂન્યમનસ્ક બની ગયો હતો.

એમાં ધડધડાટ સંભળાયો, એકવાર, બે વાર, સાંભળનાર બેધ્યાન બન્યા.

'કોણ ખખડાવે છે એ ?' કંચનલાલનું ભાન ઠેકાણે આવતાં તાડૂકયો, એકદમ ઊભો થઈને બારીએ ડોકયો.

'શોફર ?'

'જી સાહેબ.'

'કોણ અવાજ કરે છે ?'

'હીરકી'

પળવાર મગજમાં આંચકો લાગ્યો ન લાગ્યો ને કંચનલાલ ગર્જ્યો, 'એને કહે અત્યારે ચાલી જાય.'

હીરૂએ અત્યારે બારણાં ખખડાવ્યાં. રંગમાં ભંગ પડવા લાગ્યો. કૃપાશંકરથી ન રહેવાયું. તીરની માફક નીચે આવ્યો. બારણું ઉઘાડી નાંખીને બરાડયો, 'કેમ ગરબડ કરે છે ?'

'ન જોયા હોય ગરબડવાળા, કયારના ઉઘાડતા કેમ નહોતા?' સામી રીસ કરીને હીરૂ ઓરડામાં પેસવા ગઈ તેવો જ કૃપાશંકરે બંભો પકડીને જોરથી ધક્કો માર્યો, 'રાંડ શિરજોરી કરે છે, જરા સારે મોંએ બોલાવી એમાં માથે ચડી જાય છે. નીકળી જા બહાર, નહિતર હાડકાં ભાંગી જશે.'

હીરૂ પડતી પડતી રહી ગઈ. બેફામ ગાળો દેતી જોસભેર બારણા તરફ ધસી ત્યાં તો બારણા બંધ થઈ ગયાં. શિકારી કૂતરાથી નાસેલા હરણની પેઠે ફાળ ભરતો કૃપાશંકર બબ્બે પગથિયાં ચડતો ઉપર પહોંચ્યો.

હીરૂની ગાળોને બારણાના ધડાધડ ચાલુ હતા. એ કંચનલાલની રાહ જોતી હતી. કંચનલાલે બારીએથી હુકમ કર્યો 'શોફર, જોઇ શું રહ્યા છો ? મારીને હાંકી કાઢો રાંડને.'

હુકમની જ રાહ જોતા હોય તેમ બન્ને શોફર હીરૂને વળગ્યા. બાવડે ઝાલીને ઉપાડી. ધક્કા મુક્કી ને ગાળોનો વરસાદ વરસાવતી હીરૂને ઢસરડીને દરવાજા સુધી ખેંચી ગયા. બહાર કાઢીને દરવાજો બંધ કર્યો.

માર કરતાં અપમાનના ઘાથી હીરૂનું હૈયું વધારે ઘવાયું હતું. એનું છાતીફાટ રૂદન સાંભળનાર ત્યાં કોઇ ન હતું. જે હતાં તેમના કાન નવી જાતના સંગીત તરફ વળેલા હતા નાળિયેરીની ઘટામાં સૂતેલા પંખી જાગીને કલબલ કરવા લાગ્યાં એનું સાંત્વન સમજવા જેટલી શક્તિ હીરૂમાં નહોતી

મહાપુરુષોના જેવા વિશાળ દિલનો ધીરગંભીર મહાસાગર, એને આશ્વાસન આપી રહ્યો હતો. પણ એને એ સ્વર ને એ નાદ કેવળ એ મહાપિતાની ગોદમાં સમાઇ જવાના આહ્વાહન રુપે જ સંભળાયા. કારમો વિચાર આવીને સમાઇ ગયો, એટલીયવાર એમ ને એમ બેસી રહી. ' ઘેર જતાં વધારે મોડું થશે તો હીરકો ઢીબશે ' એ વિચારે ઊઠીને ઊભી થઇ. કપડાં બદલ્યાં. ભાંગેલે પગે અને ધ્રૂજતે મને પાછી ફરી, એને જીંદગી ઊપર આજનો કંટાળો કોઇ દિવસ આવ્યો ન હતો.

પાછા ફરતાં મનમાં બબડી, ' દુનિયા નરી સ્વાર્થની સગી છે એને શરમે ય ન આવી ધકકો મારીને કાઢી મૂકતાં ? રોયા, રૌરવે જશે. કીડાં પડીને મરશે. દીકરે દીવો નહિ રહે. '

અનેક શાપ દેતી દૂભાયલી, ઘવાયલી, હીરૂ, વાસ તરફ ચાલી.

———:o:———

## ૨૯

# હૃદયપ્રવેશ

નિયમ મુજબ શનિવાર હોઈ શાંતિપ્રસાદ, દેવેંદ્ર સાથે ભંગીવાસમાં ચાલ્યા. દેવેંદ્રનો માથાનો ઘા રુઝાયો હતો પણ દિલમાં પડેલો ઘા રુઝાયો ન હતો. શાંતિપ્રસાદ અને શશીકુમારની સહાયથી દેવેંદ્ર અને ગોપાળ હરિજનોનાં ડગલે ને પગલે થતાં અપમાન ટાળવાના ઉપાય શોધી રહ્યા હતા.

'મકાનોનું કામ કેટલેક પહોંચ્યું?' શાંતિપ્રસાદે પૂછ્યું.

'હવે થોડા વખતમાં થઈ જશે. પ્રેમશંકરભાઈએ ઝપાટાબંધ કામ પૂરું કરવા સૂચના આપી છે.'

'આપણે એકવાર જઇ આવીએ.'

'કાલે રવિવાર છે.'

'હા શશીભાઇને કહેજે. એમને પણ આવવું છે.'

વાતો કરતા ભંગીવાસ તરફની સડકે વળ્યા ત્યાં સામેથી આવતી સડકે બે જણ એલફેલ બોલતા ચાલ્યા આવતા હતા. અંધારામાં ચહેરા પૂરા દેખાતા ન હતા, પણ નજીક આવ્યા ત્યારે અવાજ ઉપરથી દેવેંદ્રે ઓળખ્યા. શાંતિપ્રસાદને કહ્યું, 'મારો હીરો બનેવી લાગે છે.'

'હા એ જ છે.' વિચારમાંથી જાગીને, અવાજ તરફ લક્ષ દોરતાં શાંતિપ્રસાદે કહ્યું. સાવ પાસે આવ્યા એટલે બોલાવ્યા, 'કેમ હીરાભાઈ?'

'અહાહાહા પરશાદભાઇ, હાલો શા'બ.' તૂટતે અવાજે હીરો બોલ્યો. દેવેંદ્ર અને શાંતિપ્રસાદ સમજી ગયા. બન્નેના મુખમાંથી દુર્વાસ આવતી હતી. ફોસલાવી પટાવી વાસ સુધી લઇ ગયા.

શાંતિપ્રસાદ મનમાં વિચારતા હતા, 'શશીકુમાર પાછો હડતાળ માટે ઉતાવળો થાય છે. પણ આ લોકો કેમ ટકી શકશે? સહકારી મંડળીના સભ્યો નિર્વ્યસની બને તો જ મંડળી દીપે. ૭ માસની મુદત નાંખીને સાહેબે મને બાંધી લીધો છે. અઠવાડિયે એકવાર કલાક બે કલાક માંડ આવી શકાય છે એમાં શું થઇ શકે? પ્રેમ-શંકર ઉપાધિવાળા માણસ છે, શશીકુમાર અને ધીરજલાલ મથી રહ્યા છે એમની મદદમાં મારે જઇ પહોંચવું જોઈએ.'

હીરાનું ઘર આવ્યું. દેવેંદ્રે ઓસરીમાં ખાટલો ઢાળ્યો. હીરાને સુવાડ્યો. રાજાને શાંતિપ્રસાદ એને ઘેર પહોંચાડી આવ્યો. હીરાએ બીડી માગી. સળગાવતાં બરાડ્યો, 'પાણી લાવ હીરકી.'

દેવેંદ્ર ઘરમાં ગયો. ગોપાળ ને લાખો વાળુ કરતા હતા.

'કેમ ગોપાળ, બેન નથી?'

'ત્યાં આવ્યાં છે ને?'

'ક્યાં ?'

'અહિંથી અમૃતબાગ જાઉં છું કહીને ગ્યાં છે.' ગોપાળે કહ્યું. મનમાં સસજી ગયો. ઉદાસ બની નીચું જોયું. વધારે ન પૂછતાં દેવેંદ્રે હીરાને પાણી આપ્યું.

શાંતિપ્રસાદ ઓટલે આવીને બેઠા. બે ચાર મોટેરા સામે ઓસરીની કોરે બેઠા.

'હીરાને મજા નથી ?' એકે પૂછ્યું.

પીને આવ્યા લાગે છે.' દેવેંદ્રે જવાબ આપ્યો. પાટીપેન, તકલી લઈને છોકરાં ને જુવાનિયા આવવા લાગ્યા. શાંતિસાદે દેવેંદ્રને કહ્યું, આજે તમે ચોરા ઉપર બેસજો.'

'હા.' કાનો બોલ્યો. 'આજ હીરકાને મજા નથી તે ઓલ્યે ફળિયે બેસો.'

ગોપાળ અને લાખો તૈયાર થઇ બહાર આવ્યા. દેવેંદ્ર બધાને લઈને ચાલ્યો. શાંતિપ્રસાદ મોટેરાં સાથે વાતે વળગ્યા.

દારૂ, જુગાર, પગાર, મકાન, રાંધેલું ન લાવવાની, નવી ઢબનાં ગાયખાનાંની, મકાદમની ગાળોની અનેક વાતો ચાલી. વચ્ચે વચ્ચે હીરો બૂમો પાડી ઊઠતો હતો. એને શાંત કરી પાછા વાત ચલાવતા હતા.

કલાકેક થયો. દેવેંદ્ર અને ગોપાળ આવ્યા.

'કેમ આવતા રહ્યા ?' શાંતિપ્રસાદે પૂછ્યું.

'બીજા બેઠા છે. અમે આજ વહેલા આવ્યા. આપ એકલા બેઠા છો ને હીરાને ઠીક નથી તેથી.' દેવેંદ્રે કહ્યું.

'મામી મોડાં આવશે તમે જાઓ.' ગોપાળે દેવેંદ્ર અને શાંતિપ્રસાદને કહ્યું.

'કેમ મોડી આવવાની?' હીરો એકદમ બેઠો થઈ ગયો.

'દેવેંદ્ર, એમને સુવાડો પાછા. માથે પોતાં મૂકો.' શાંતિપ્રસાદે કહ્યું. થોડીવાર કોઇ કશું બોલ્યું નહિ.

બેસવા આવેલા એક પછી એક ઊઠીને ઘેર ગયા.

હીરાની પછીતે કૂતરાં ભસ્યાં. ચોમેર નજર કરતી, દબાતે પગલે હીરૂ આવી. દૂરથી દીઠી એવો દેવેંદ્ર સામો ગયો. એને જોતાં હીરૂ સહેજ અચકાઈ પણ દેવેંદ્રે નાક પર આંગળી મૂકી કાનમાં કહ્યું, 'હીરાને ઠીક નથી, તું બોલ્યા વિના ઘરમાં ચાલી જજે.'

'પીને આવ્યો હશે.'

'તું એને વઢીશ નહિ.' દેવેંદ્રે ફરી ચેતવી.

ચૂપકીદીથી હીરૂ ઓસરીમાં આવી. દીવાના ઝાંખા પ્રકાશમાં ઓટલા પર બેઠેલા શાંતિપ્રસાદને જોયા. હીરૂના કાળજામાં જાણે તેલ રેડાયું. ઘરમાં જઇ પોટકી ટ્રંક પાછળ મૂકી. છોકરાંઓને ગોદડી પાથરી ઠીક સુવાડયાં. બારણામાં આવીને બેઠી.

'તું કયાં હતી અત્યાર સુધી બેન?' દેવેંદ્રે દબાતે અવાજે પૂછયું. વિચારમાંથી ઝબકીને હીરૂએ ઉત્તર આપ્યો, 'તને મજા નથી એમ સાંભળ્યું તે તારી પાસે બાગે આવતી'તી ત્યાં મારગમાં મેણી મળી.'

'કોણ મેણી માશી?'

'હા. મેં તો ઓળખીય નહિ. પણ તેં વાત કરેલી તે એણે ઓળખી ને પછી તો એને ઘેર લઇ ગઇ. ત્યાં સારી પેઠ મોડું થયું.

ત્યાંથી બાગે ગઈ તો કહે તું ને પરશાદભાઇ આપા આવ્યા છો. હાલી હાલીને થાકી ગઇ'તી તે બે ઘડી બાગે બેઠી. કેમ છે તને હવે ?'

'સારું છે.'

શાંતિપ્રસાદને વાક્યે વાક્યે ઘા પડતા હતા. દિલ પોકારતું હતું, 'મારી સત્યપ્રિયતા નામની જ છે. ખરા સત્યનિષ્ઠ આગળ આટલું હળાહળ જૂઠ ઉચ્ચારી જ ન શકાય. હે પ્રભુ !' ઊંડો નિસાસો મૂક્યો.

હીરૂએ શાંતિપ્રસાદના ચહેરા સામે જોયું. દુઃખ અને કરુણાની મિશ્ર લાગણીઓ વાંચીને એના હૈયામાં એ દુઃખનો પડઘો પડ્યો. મન કઠણ કરીને એ નીચું જોઈ ગઇ. ગોપાળ વાંચતો હતો એણે ચોપડી બંધ કરી. એને થયું, 'મામી હદ છાંડે છે. આવા સતિયા પુરુષ આગળ આટલું નરાતાળ જૂઠ બોલતાં એનો જીવ કેમ ચાલતો હશે ?'

વાત ફેરવવાના ઇરાદાથી હીરૂ બોલી, 'આનો કાંઈક ઉપાય બતાવો પરશાદજી !'

શાંતિપ્રસાદ કશું બોલ્યા નહિ. હીરૂએ આગળ ચલાવ્યું, 'પૈસાની ને શરીરની ખુવારી. ઘરનાં માણહને માર પડે એ નોખો.'

હીરો સળવળ્યો, 'હજી મરી નથી રાં...'

'આ રહી મોત એમ ક્યાં રેઢું પડ્યું છે ?'

હીરો એકદમ બેઠો થઈ ગયો, 'ક્યાં હતી અટાણુ લગી ?'

'તમારી સામે જ ગુંડાણી છું. પણ તમને ભાન બળ્યું હોય ત્યારે ને ?'

'ખોટું બોલ છ હરામ......'

'દેવેંદ્ર ! હીરાભાઈને સુવાડી દ્યો અને પોતાં મૂકો.' શાંતિપ્રસાદે કહ્યું, 'હીરૂબેન, તમે ઘરમાં જાઓ.'

'મારે હવે એના ઘરમાં રહેવું જ નથી ને, હું તો કૂવે પડીને જીવ કાઢી નાંખવાની છું.'

'કૂવે પડ તો તો છૂટકો મટે ને?' હીરો ફરી બેઠો થઇ ગયો. અર્ધભાનમાં હોય તેમ તાકી રહ્યો. દેવેંદ્રે ફરી સુવાડયો.

'હવે લાજો જરાક, આ માણસ બેઠાં છે ને મારી જીભ હાથ નહિ રહે.' કહેતી ઉશ્કેરાઇને રડવા જેવી થઈને હીરૂ ઘરમાં ચાલી ગઈ. જઇને મોં વાળ્યું.

શાંતિપ્રસાદ ઊભા થયા. 'ગોપાળ, દીવો ઘરમાં લઇ લે.'

'દેવેંદ્ર, તું હીરાભાઇ પાસે બેસજે.'

ઘરમાં જઇને બારણાં બંધ કર્યાં.

એક બાજુ છોકરાં જેમ તેમ પડયાં હતાં. ચૂલા પાસે એઠાં વાસણ પડેલાં. ગોપાળે ગોદડીનો છેડો ઊંચો કરીને ત્યાં કોથળી પાથરી. શાંતિપ્રસાદ બેઠા.

ધીમે રહીને બોલ્યા, 'હીરૂબેન, છાનાં રહો.'

હીરૂએ સહેજ મોટો અવાજ કર્યો.

'મારે ઘેર પ્રહ્‌લ્લાદ ને એની બા રાહ જોતાં હશે. દેવેંદ્રને સવારે બીટમાં ગામડે જવાનું છે. તમે છાનાં રહી જાઓ.'

'આ લત છોડાવો પરશાદજી, અમારા ઘરમાં નિત કંકાસ કરાવે છે.' રડતાં રડતાં હીરૂ બોલી.

'એ છોડાવવાનું તમારા હાથમાં છે.'

'મારી જીભનો તો કૂચો વળી ગયો, અને કહેવા જતાં માર ખાઇને હાડકાં ખોખરાં થયાં. તમે કાંઇક સમજણ આપો.'

'ધીરાં પડીને સાંભળો તો ઉપાય બતાવું.'

'બતાવો તો તમારો પાડ!' મોં પરથી છેડો દૂર કરી, પલપલિયાં પાડતી, પગના નખ સામે જોઈને હીરૂ બોલી.

'આપણો દેવેંદ્ર અહિં આવ્યો ત્યારે એનાં કપડાં કેવાં હતાં?'

'મેલાં ઘેલાં.'

'અત્યારે કેવાં છે?'

'મજાનાં ચોખ્ખાં.'

'એવાં રાખતાં એને કોણે શીખવ્યું?'

'પ્રવીણભાઇએ.'

'પ્રવીણભાઇનું શરીર ને કપડાં કેવાં છે?'

'સારાં મજાનાં.'

'દેવેંદ્ર અહિં આવ્યો ત્યારે કેટલે વાગે ઊઠતો?'

'રાશ વા' દિ' ચડયે.'

'હવે કયારે ઊઠે છે?'

'પ્રાગડના દોરા ફૂટયા મોર્ય.'

'એ ટેવ કોણે પાડી?'

'પ્રવીણભાઈએ.'

'એ કયારે ઊઠે છે?'

'મોટે પરોઢિયે.'

'દેવેંદ્ર આવ્યો ત્યારે, બીડીનાં ઠૂંઠાં ને મરેલ માટીનો કેવો સ્વાદીલો હતો?'

'ભારી.'

'એ કુટેવ કોણે ભૂલવી ?'

'પ્રવીણભાઇએ બીજા કોણે ?'

'પ્રવીણભાઈ, ચા, બીડી, પરમાટીને અડે છે ?'

'લે, ઇ તે અડે કોઈ દિ' ?'

'ત્યારે, હવે આટલી વાત પરથી સમજાય છે કે પોતાનામાં અવગુણ ન હોય એ બીજાના અવગુણ કાઢી શકે.'

'એટલા સારુ તો તમને કહું છું.'

'નહિ, હું તમને કહું છું. તમે રાત દિ' સાથે રહો છો. એનાં ધર્મપત્ની છો. તમારે તમારો મોટો અવગુણ કાઢીને હીરાની કુટેવ ભુલવવાની છે.' કડક અવાજે શાંતિપ્રસાદે કહ્યું.

'તે હું દારૂનું ટીપું ય લઉં છું ? અને હવે તો માગ્યામાં પરમાટી લાવતાં ઈ ગ્યે તમારા ઘરમમાં આવ્યા કેડે મૂકી દીધું છ.'

'એનાથી મોટી કુટેવ......' શાંતિપ્રસાદ અટક્યા. આવું કઠોર વચન કહેવાનો પોતાનો અધિકાર છે કે કેમ, એ ઉચિત છે કે નહિ, એવા સૂક્ષ્મ વિચારે ક્ષણવાર અચકાયા.

'કેમ થોથવાઓ છો ?'

'તમને મારી સગી બેન જેવાં માનું છું, તમારા ઘરનો કંકાસ મારા ઘરનો હોય એમ દુભાઉં છું માટે કહું છું, માફ કરજો. તમારામાં જે મોટો અવગુણ છે એ જ આ બધા કજીઆ ને અનર્થનું મૂળ છે. તમે અત્યારે ક્યાં ગયાં'તાં એ હું જાણી શક્યો છું.'

હીરૂ ચમકી. શાંતિપ્રસાદના ચહેરા પરની રેખાઓ શાંત અને ગંભીર હતી. પ્રેમપૂત સહાનુભૂતિ સિવાય અન્ય કશો ભાવ તેમાં ન હતો. હમેશાં માન અને પ્રેમથી જોનાર ને બોલાવનાર શાંતિપ્રસાદ પોતાને હલકી ગણી ધિક્કારશે એ વિચારે અસ્વસ્થ બનેલ હીરૂનું મન અસ્વસ્થ બન્યું.

'તમે એ પાપનો રસ્તો નહિ છોડો ત્યાં સુધી હીરાનો દારૂ છોડાવી શકવાનાં નથી.' શાંતિપ્રસાદે આગળ કહ્યું. 'અને ત્યાં સુધી કંકાસ જવાનો નથી. પાંચ પૈસા સારૂ થઈને શા માટે આપણી પવિત્ર કાયા અભડાવવી જોઈએ ? અને એ પણ કેટલા દિ' ? ચાર દિવસનું ચાંદરણું સમજજો. પાંચ વરસે જુવાની ઓસરશે એટલે ખેલ ખલાસ અથવા તમારા કરતાં વધારે રૂપવતી કોઇ મળશે તોય તમને લાત મારીને હાંકી કાઢશે.'

હીરૂની આંખમાં આવેલ પાંપણનાં પલપલીઆં શાંતિપ્રસાદની વેદનાના સ્પર્શથી સાચાં પાણીદાર મોતી બની નીચે ટપકવા લાગ્યાં.

છેલ્લા શબ્દે એણે ઊંચે જોયું. એને થયું, 'શું મને હડધૂત કરી એ આમણે નજરે જોયું હશે ?'

'તમે તો દેવેંદ્રનાં બેન અને ગોપાળના મામી છો.' શાંતિ-પ્રસાદે એના એ દર્દભર્યા અવાજે કહ્યું, 'તમારી પાસેથી અમે મોટી આશાઓ રાખી છે. તમારે હજી ઘણાં સારાં કામ કરવાનાં છે. મેલા હાથે સારાં કામ નહિ થઈ શકે. અત્યારે જ નિશ્ચય કરો. હમેશને માટે એ રસ્તો બંધ કરી દ્યો. કાલ સવારે હીરો કાબૂમાં આવી જશે. પછી કોઈવાર છાંટોપાણી લેશે, તોય બીજે દિ' તમારી સામે ઊંચું માથું ઉપાડી નહિ શકે.

'હવે આપણે ઘરાકમાંથી રાંધેલું નહિ લાવવાનો અને નવી ઢબનાં પાયખાનાનો ઠરાવ કરવાનો છે. તમારે આગેવાન થવાનું છે. બાઇઓને સમજાવી લાલચ ને આળસ છોડાવવાની છે. થોડા દિવસમાં નવાં મકાન થશે ત્યાં તમારું ઘર નમૂનેદાર બનાવવાનું છે. બીજું બધું ભૂલી જઇને તમારે રાત ને દિવસ આ વિચારો મનમાં ગોઠવવાના છે. બીજાને સમજાવવાના છે. બસ ચાલો હવે સૂઈ જાઓ. સવારમાં હીરો કંઈપણ બોલે તો સામો જવાબ દેશો નહિ.'

શાંતિપ્રસાદ ઊઠયા. ગોપાળે દીવો ધર્યો. બારણું ઉઘાડી બહાર આવ્યા. હીરો ઘસઘસાટ ઊંઘતો હતો. દેવેંદ્રને સહેજ ઝોકું આવી આવી ગયું હતું. એને ખંભે હાથ મૂકયો. 'ચાલો' કહેતાં જાગી ગયો.

ગોપાળ બન્નેને થોડે સુધી મૂકીને પાછો આવ્યો. હીરૂ એમ ને એમ બેઠી હતી. ' ઊઠો મામી, સૂઈ જાઓ. '

' મને એમ ઊંઘ નહિ આવે. તું સૂઈ જા બહાર. તારી ગોદડી લઇ જા. '

ગોપાળ વધારે બોલ્યા વિના ગોદડી લઈ બહાર ગયો.

હીરૂ એમ ને એમ કેટલીયવાર સુધી બેસી રહી. પોતે પરણીને પહેલવહેલી આવેલી તે વખતનો ફાંકડો, સ્નેહાળ, કોડીલો હીરો નજર સામે ખડો થયો.

' મારા બોલ ઉપર હીરો મરી પડતો. હજી યે એ તો ભોળા બાદશા' છે. હું ભૂતિયે જાઉં છું તે દિવસે જ વહેંમીલો, ખીજાય છે અને દારૂડિયો થઈને મારકણો બને છે. પરસાદજીનાં એકેએક વેણ સાચાં છે. પૈસા સારુ થઈને કાયા વટલાવવી ? એ બિચારા ચાર દિ'ની વાત કરે છે. આજ કેવી રીતે કાઢી કૂતરાઓએ ? ' થોડીવાર શૂનમૂન બેસી રહી, પાછી વિચારે ચડી.

' હું દેવેંદ્રની બેન અને ગોપાળની મામી ? મહાજનમાં એ બેયનું કેટલું માન છે ? ઘરાકમાં ગોપાળ જાય છે ત્યારે એને ઘરમાં બોલાવે છે. અમસ્થો જાય ત્યારે ઓફિસમાં બોલાવી ખુરશીએ બેસાડે. ઘરાકની હડતાળમાં આગેવાન થઇ બાઈઓને સમજણ આપવાનું મને સાંપ્યું છે. મારા ઉપર પરશાદજીને બઉ વશ્વાસ છે. આટલાં વેણ કીધાં પણ એકે ય અદકું વેણ નીકળ્યું ? સગો બાપ કહ્યો નો જાય. એની આંતરડી કેટલી દૂભાણી ? '

એના એ વિચારમાં જ આંખ મળી ગઇ.

— ૦ —

૩૦

## છેલ્લી સલામ.

બીજે દિવસે બપોરે ગોપાળ પોસ્ટઑફિસે દર રવિવાર કરતાં વહેલો આવ્યો. જાળી ઉઘાડતાં શાંતિપ્રસાદે પૂછ્યું, 'કેમ અત્યારમાં? હજી તો બે વાગ્યા છે.'

'આજે પાંચ વાગે વાસમાં રમતો રાખી છે. શશીભાઇ વગેરે આવવાના છે. આપ આજે આરામ કરો હું એકલો સફાઇ કરી આવીશ.'

'આજે મારે કંઇ કામ નથી. ચાલો વહેલા જઇએ. બેસ, જરા હું કપડાં બદલી લઉં.'

તારામતિ અંદરના ઓરડામાંથી દિવાનખાનામાં આવ્યાં.

'કેમ ગોપાળ, કાલ તો સાહેબને બહુ રોકયા, કેમ છે, તારા મામાને?'

'ઠીક છે. હું ને મામી તો આખી રાત જાગ્યાં છીએ.'

'તારા સાહેબે ય આવીને ઊંઘ્યા નહોતા. છેક પાછલી રાતે મારી પાસે હા પડાવીને સૂતા.'

'હા, પડાવી નહિ, તમે રાજી થઈને હા પાડી.' શાંતિપ્રસાદે સુધારો કર્યો.

'શેની હા પાડી?' ગોપાળ સમજ્યો નહિ.

'નોકરી મૂકી દેવાની ને તમારી સાથે નવા વાસમાં રહેવા આવવાની, બીજા શેની?'

'તો તો બહુ મજા પડશે.' ગોપાળ સહજ બોલી ઊઠયો. પણ તરત જ તારામતિ સામે જોતાં બીજો વિચાર આવ્યો ને એણે પૂછ્યું, 'તમને અમારી સાથે ગમશે?'

'ગમાડશું. તું છો, દેવેંદ્ર છે, શશીભાઇ ને ધીરૂભાઇ ત્યાં રહે-વાના છે, પછી કેમ નહિ ગમે?'

'મારી મામી સાંભળશે ત્યારે બહુ રાજી થશે.'

'એને લીધે તો બધું થયું છે.'

'પછી મારી માને ને બધાંને અહિં તેડી આવવાનો છું.'

'તને પરણાવ્યો છે?'

'સગાઈ કરી'તી પણ મારા બાપા પાછા થયા તે એવડાં એમણે તોડી નાંખ્યું.'

'પછી તને ય પરણાવશું. દેવેંદ્ર કહેતો'તો કે મકાનોમાં રહે-વાનું થશે પછી એની વહુને તેડી લાવશે. આપણે બધાં સાથે રહીએ તો મજા પડે ને?'

'હ સાચું.' ગોપાળ શરમાઈને નીચું જોઈ ગયો.

'લ્યો ચાલો ઊઠો.' સફાઈકારના વેશમાં સજ્જ થઈ શાંતિપ્રસાદે કહ્યું.

ગોપાળ ઊઠ્યો. બન્ને શહેરમાં ચાલ્યા.

ગોપાળનાં ઘરાકમાં આઠ નવ જણે નવી ઢબનાં પાયખાનાં ગોઠવ્યાં હતાં. એમને સમજાવવામાં નરોત્તમ વકીલનો હિસ્સો મુખ્ય હતો. એટલાં સાફ કરીને બીજા લતામાં ગયા.

મેમણ ગૃહસ્થ યુસફ શેઠ હીરાના બે પેઢીના જૂના ઘરાક હતા. સિંગાપોરમાં પોણી જીંદગી ગાળી, પાછલી અવસ્થા મંગળપુરમાં ગાળતા હતા. એક જમીનના કેસમાં નરોત્તમ વકીલ સામા પક્ષમાં હતા એ કારણે નવી વાતનો તેણે વિરોધ કર્યો હતો. આજે શાંતિપ્રસાદ એમની બેઠક પાસેથી નીકળ્યા ત્યારે પોતાની સફેદ દાઢી પંપાળતા કંઈક વિચારમાં બેઠા હતા. શાંતિપ્રસાદને જોતાં જ ઊઠીને બહાર ઓટલે આવ્યા.

'માસ્તર સા'બ તુમ કાયકુ યે કામ કરતે હો, યે ભંગીકો કરને દો બેચારેકો ?'

'મ્યુનિસિપાલિટી મોટાં શહેરોની જેવાં ગટર પાયખાનાં નહિ કરે ત્યાં સુધી હું આ કામ કરવાનો છું.'

'કાગજ ચલતા હે. લેકિન ગરીબ વસ્તીકી પાસ પૈસા કહાં હે?'

'આપ જૈસે શેઠિયેકી પાસ તો હૈ.'

'કયા ?'

'આપને આ વસ્તુ અસહ્ય લાગતી હોય, એક ઇન્સાન પાસે આવું કામ કરાવતાં શરમાતા હો, તો એ આપના જેવા આઠ દસ શેઠિયા માટે મોટી વાત નથી.'

'એમ કોઈ પૈસા દેવાના નથી. માસ્તર, તમે નાહક ખુવાર થાઓ એટલું જ. ગાંધીનું બી લોક માનતા નથી તો તમારું કોન માનવાના છે?'

'આપ ડોલ અને માટી રાખો તો પણ ફેર પડે.'

'હમ યે તરખડમેં કાયકુ પડે?'

'એ ગોઠવણ હું કરી આપું. આપને બીજો કંઇ વાંધો ન ન હોય તો'

'મને કશો વાંધો નથી માસ્તર સા'બ. પણ પેલો વકીલ આવેલો તે એની પાછળ કયા માલુમ કેવા ઇરાદા હોયગા. જાઓ તુમારે વાસ્તે ઇતના ફેરફાર કરેગા.'

'બસ. મહેરબાની.' નમસ્કાર કરી શાંતિપ્રસાદ ચાલ્યા.

'ખુદાકા આદમી હૈ.' યુસફ શેઠ માથું ધુણાવતાં બોલ્યા.

પાંચ વાગ્યા સુધીમાં કામ પતાવી અમૃતબાગે નાહીધોઇને ગોપાળ વાસમાં પહોંચી ગયો.

પોતાની હેડીના, રાત્રિશાળાવાળા દરેક જુવાનને બપોરથી કહી રાખ્યું હતું. બધાને એકઠા કર્યા. પાછળના ચોગાનમાં સાવરણા લઈ વાળી નાંખ્યું. પાણીથી હુતુતુતુ માટે પટ્ટા પાડયા. જોનારા માટે એક બાજુ ચોરસ કરી નાનાંમોટાં છોકરાંને ત્યાં બેસાડયાં. રમતમાં જીત-નારનાં એકસરખાં ચડ્ડી બાંડિયાં હતાં. શાંતિપ્રસાદે ખાસ કરાવી આપ્યાં હતાં. ગોપાળ, લાખો અને બીજા મોટા જુવાન વ્યવસ્થામાં હતા.

શશીકુમાર, ધીરજલાલ અને પંદર વીશ યુવકો પાંચ વાગતામાં આવી પહોંચ્યા. પાંચેક મિનિટ નહિ થઇ હોય ત્યાં પ્રવીણચંદ્ર અમૃ-તબાગની ટુકડી સાથે આવી પહોંચ્યો.

'એક બાજુ ગોપાળની ટુકડી ને એક બાજુ આપણી.' ધીરજલાલે કહ્યું.

'નહિ,' પ્રવીણચંદ બોલ્યા. 'અમારા વિદ્યાર્થીઓ, ગોપાળની ટુકડી ને યુવકમંડળના ભાઇઓ દરેકમાંથી સાત સાત પસંદ કરીને પછી તેમાંથી બે પક્ષ પાડો.'

'બરાબર છે.' શશીકુમારે કહ્યું.

પક્ષો પડ્યા. ગોપાળે જોનારને વ્યવસ્થિત બેસાડયાં. રમત શરૂ થઇ. પ્રવીણચંદ્રને મધ્યસ્થ નીમ્યા. શશીકુમાર ને ધીરજલાલ રમતમાં ઊતર્યા.

સાડા છને સુમારે દેવેંદ્ર અને શાંતિપ્રસાદ આવી પહોંચ્યા. ત્યારે રમત બરાબર જામી હતી.

'જોયું સાહેબ?' દેવેંદ્રે કહ્યું. 'ગોપાળે ધીરજલાલને સાથળમાંથી પકડીને કેવો બેસાડી દીધો?'

ગોપાસ હિંમતવાળો અને ચાલાક છે.' શાંતિપ્રસાદ બોલ્યા. 'આટલામાં કોઇના ચહેરાપર એના જેટલી લાલી નથી અને એના જેટલું બળ નથી.'

'એ ભણ્યો હોત તો ઘણુ કામ કરત.'

'ચોપડીઓ ભણે તે જ કાંઇ ભણ્યા કહેવાય છે? એનું ભણતર સૌથી ચડિયાતું છે.'

એકાએક તાળીઓના અવાજ સંભળાયા. ગોપાળનો પક્ષ વિજયી થયો.

ખો ને લંગડીની રમતો પણ એવા જ રસથી જામી. અંધારૂં થતાં રમતો બંધ થઇ.

શશીકુમારે સૌને ચોકમાં બેસાડી દીધા. બે શબ્દ કહ્યા. છેવટે જુસ્સાથી કહ્યું, 'જેમ આપણે સૌએ, આ રમતમાં એકત્ર થઇને આનંદ લૂંટ્યો છે તેમ જળાશય, નિશાળો, કચેરીઓ વગેરે સાર્વજનિક સ્થળોમાં પ્રવેશવાનો હક્ક પ્રાપ્ત કરવાની લડતમાં એકત્ર બનીને વિજયી થશું, એ દિવસ નજીક લાવવો એ આપણા જ હાથમાં છે. બોલો ઇન્કિલાબ.'

'ઝિન્દાબાદ.' હર્ષના પોકારો કરતા સૌ વીખરાયા. શાંતિપ્રસાદ, પ્રવીણચંદ્ર, શશીકુમાર વગેરે શહેર તરફ ચાલ્યા.

'કેમ સાહેબ, આપે તો નિર્ણય કરી લીધો એમ સાંભળ્યું?'

'ખરી વાત. સાહેબને લખ્યું છે કે છ માસની અવધિમાંથી મુક્ત કરે. તમારાં બેને નવા વાસમાં મકાન ચણાવવાની પણ રાજી થઇને હા પડી છે.'

'ઘણુ સરસ.'

'જ્યારે કહેશો ત્યારે તૈયાર છે અને ટ્યુશન માટે પણ વાત કરી રાખી છે'

'એની હવે જરૂર નથી.'

'કેમ?'

'આપણે વાત થયા પછી રામકૃષ્ણજી સાથે વાત થઈ હતી. તેમણે પ્રેમશંકરભાઇ પર પત્રમાં પણ લખેલું. સહકારી મંડળીના વેતનદાર મંત્રી તરીકે હું કામ કરીશ. તમારાં બેને પચીસ રૂપિયાથી સંતોષ માન્યો છે. એ રીતે ચોવીસે કલાક આમાં ઓતપ્રોત થઈ શકાશે.'

'ઘણું સરસ.' શશીકુમારે કહ્યું. 'આપે આટલા માસ નકામા ગુમાવ્યા.'

‘ કશું ગુમાવ્યુ નથી, ’ પ્રવીણચંદ્ર વચ્ચે બોલ્યા. ‘ તારામતિ બેન માટે એ જરૂરી હતું. ’

‘ એમને ખરી ચોટ દેવેંદ્રને માર પડયો ત્યારે લાગેલી. ’ શશીકુમારે કહ્યું.

વાત કરતાં રસ્તા જુદા આવ્યા. શશીકુમાર વગેરે શહેરમાં ગયા. પ્રવીણચંદ્ર અમૃતબાગ તરફ વળ્યા અને શાંતિપ્રસાદ એકલા પોસ્ટઓફિસ તરફ ચાલ્યા

‘આખરે આપને એકલા જવાનું છે.’ શશીકુમારે વિનોદમાં કહ્યું.

‘ ગોપાળ સાથે હજી સુધી એકલા જ જાય છે ને? ’ પ્રવીણચંદ્રે ગંભીરતાથી કહ્યું. ‘ આપણે વાતો ગમે તેટલી મોટી કરીએ પણ એમની સાથે છેવટ સુધી ચાલવાની આપણી હિંમત નથી. ’

* * *

ચોથે દિવસે શીરોળકર સાહેબનો પ્રત્યુત્તર આવ્યો :

‘ તમારા શાંત, નિશ્ચયને ફેરવવાની હવે મારી ઇચ્છા નથી, શકિત નથી. ખાતાના નોકર તરીકેનો આપણો સંબંધ આજે પૂરો થાય છે. છતાં એક ધ્યેય તરફ જતા સહયાત્રી તરીકે વધારે ગાઢ બને છે. ગુણાનુરાગી શીરોળકર. ’

બીજે જ દિવસે શાંતિપ્રસાદે પોષ્ટ ઓફિસનું મકાન ખાલી કર્યું. તારામતિને શશીકુમારની બાજુની મેડી પસંદ પડી. ધીરજલાલ બે હાથરેંકડીઓ લઇ આવ્યો.

ઘરવખરી જોઇને કૂવે પાણી ભરતી બાઇઓ કુતૂહલથી વાતો કરવા લાગી, ‘ કોનો સામાન હશે ? ’

એક બાઈએ હિંમત કરીને રેંકડીવાળાને પૂછ્યું, ‘ કયાંથી ભરી લાવો છો ? ’

‘ ટપાલ હાફીસેથી.’

‘ આ તો ઓલ્યો તાર માસ્તર, નહિ ઓલ્યા ભંગિયાને ટપાલી કર્યો છે ને ગામ વચાળ દુકાનો નાંખી છે.’ કંકુબાઈલહેંકા કરતાં બોલ્યાં.

‘ હા હા ઓળખ્યો.’ બીજી બાઇએ કહ્યું, ‘ ઓલી નાનકી કામે જાય છે ઈ.’

‘ બસ ઈજ, એવડા એને કાઢી મૂકયો લાગે છે.’

‘ ન કાઢી મૂકે ? નિરાંતે નોકરી કરવાને બદલે અવળા ખોપ ખોદે તે.’

‘ અરે ખુદ મહારાજા શા’બે એનો મોટો ઉપરી આવેલો એને બોલાવીને કહી દીધું, ‘ હું, આવો અનાચાર મારા રાજમાં નહિ હાલવા દઉં; નઇતર તારી ટપાલ હાફીસ ઉપાડી જા.’ ખબર છે ?’

‘ અમને કયાંથી ખબર બાઈ ?’

‘ મને તો મારી માશીનો દીકરો હજુય બંગલે પટાવાળો છે એણે વાત કરેલી.’

વાતો ચાલતી એકદમ બંધ પડી ગઇ. હાથમાં દોરડાં પકડીને બાઇઓ તાકી રહી.

પ્રહ્લાદને આંગળીએ વળગાડીને તારામતિ નીકળ્યાં. એક હાથમાં પૂજાની સામગ્રીની પોટકી ને બીજી આંગળીએ પ્રહ્લાદ. નીચું જોઇને ચાલ્યાં જતાં હતાં.

‘ છે તો અસ્સલ નાગરાણી.’ કંકુમા મોઢા આડો હાથ દઈને બોલ્યાં.

‘ અરે મારા પાડોશમાં જ નાનકી રહે છે ઈ વાત કરે છ ને, કે રસોડામાં પહેરવાના અબોટિયાને અડી જાય તો ધોવરાવે,

મરજાદી એની પાસે કાંઈ નહિ આમ ત્યારે ઢેઢ–ભંગ્યા ઘરમાં આંટા મારે !'

'ઉપરનો ડોળ બીજું શું ?'

હાથમાં ઉપાડી શકાય તેવી ચીજો લઈને શશીકુમાર, ધીરજ-લાલ વગેરે નીકળ્યા.

બપોર સુધીમાં ઘર ખાલી થઈ ગયું. નવે ઘેર સામાન પહોંચી ગયો.

શાંતિપ્રસાદ છેલ્લી સલામ કરવા ઓફિસમાં ગયા. પોસ્ટમાસ્તર દ્વારકાદાસ કામમાં હતા. શાંતિપ્રસાદની વિનંતિને લીધે જ તેમની બદલી અટકી હતી. એ વાત પોતે જાણતા હતા. આજે સવારથી તેમને મનમાં સહે જ અણગમો લાગતો હતો. પોતે કરેલો વિરોધ ડંખતો હતો.

થોડીવારે ઊંચે જોયું તો સામે મનમાં રમી રહેલી મૂર્તિ શાંત, સ્વસ્થપણે ઊભી હતી. 'કેમ વૈષ્ણવ ?'

'હું રજા લઈશ.' બન્ને હાથ જોડી, માથું નમાવી શાંતિપ્રસાદ બોલ્યા. 'ભૂલચૂક માફ કરજો.'

દ્વારકાદાસના ચહેરા પર ફેરફાર થયો. ખુરશી પાછી ખસેડીને ઊભા થયા. ટેબલ પર નમીને હાથ લંબાવ્યો.

'મિ. વૈષ્ણવ, ફરજ બજાવતાં, મારા તરફનું દુઃખ લાગ્યું હોય તો ક્ષમા કરજો. અને મારી મદદની જરૂર પડે તો વિનાસંકોચે કહેજો.'

આખી ઓફિસ જોઈ રહી. કડણુ મનાતા દ્વારકાદાસના અવાજમાં આર્દ્રતા આવી હતી.

એક પછી એક સૌની સાથે હાથ મેળવી શાંતિપ્રસાદ બહાર આવ્યા. મિ. વ્યાસ હાથ મેળવતાં આંસુ રોકી ન શક્યા. 'મારાથી આ ખાલી મકાન સામે જોઇ શકાતું નથી.'

'હવે દેવેંદ્રને તમારે સાચવવાનો છે.'

બધા ટપાલીઓને રામરામ કર્યા. દયાશંકર મહારાજને કહ્યું, 'દેવેંદ્ર ઉપર મીઠી નજર રાખજો.'

'એને મારો નાનો ભાઈ માનું છું સાહેબ.'

પગથિયાં ઊતરી શાંતિપ્રસાદ ચાલ્યા. દેખાયા ત્યાં સુધી આખો સ્ટાફ ઓસરીમાં ઊભો અનિમેષ નેત્રે જોઈ રહ્યો.

મિ. વ્યાસના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડયા, 'ભગવાનનો માણસ છે.'

× × × ×

મહા મહિનાની પાછલી રાતે, હુંફાળી પથારીમાં લોકો મીઠી નિદ્રા લઈ રહ્યા હતાં. અંધારી સાતમનો ચંદ્રમા પૂર બહારમાં પ્રકાશી રહ્યો હતો. વાતાવરણ શાંત ગંભીર હતું.

મોડી રાતે સૂતેલો શશીકુમાર એકાએક જાગી ગયો. શાથી જાગી ગયો તે એકધ્યાનથી વિચારવા લાગ્યો. કૂવાની ગરેડીનો અવાજ સંભળાયો. ઊઠીને રવેશમાં આવ્યો. આંખો ચોળીને કૂવા પર નજર કરી.

સફેદ પહેરણ, ઉઘાડું માથું, ધોતિયાનો કચ્છોટો મારી શાંતિપ્રસાદ પાણી ખેંચતા હતા. 'પ્રસાદજી લાગે છે.' બબડયો. ચંપલ પહેરી નીચે ઊતર્યો. શશીકુમાર નજીક આવ્યો એટલે શાંતિપ્રસાદે પૂછ્યું, 'કેમ ઊંઘ નહિ આવી?'

‘ આપ અત્યારમાં શું કરો છો ? ’

‘ પાણી ભરૂં છું. ’

‘ કેમ પેલી બાઇ નથી આવવાની ? ’

‘ ના. લોકો એની વાતો કરે એ માટે ના પાડી ગઈ. ’

‘ ત્યાં તો આવતી હતી. ’

ગઈ કાલ સુધી તો હું સરકારી અમલદાર હતો ને ? ’

‘ હું બીજી શોધ આપીશ. ’

‘ કશી જરૂર નથી હવે. અત્યારમાં આટલી કસરત થશે. વળી નવાવાસમાં ગયા પછી મારે ને તમારાં એનને હાથે જ કરવાનું રહેશે એટલે ટેવ પડશે. ’

‘ લાવો ઘડો ઉપાડી લઉં. ’

‘ નારે, ’ બંબે હાંડો મૂકતાં શાંતિપ્રસાદે કહ્યું.

શશીમારે હાથમાંથી ઘડો લઇ લીધો.

ધીમે રહીને મેડીએ ચડયા. કોઈ જાગી ન જાય તેમ ગોળામાં પાણી ગાળીને બેડું નીચે મૂકી દીધું.

‘ કેમ ભરાઈ ગયું સાહેબ ? ’

‘ હવે તમે સૂઈ જશો પછી ભરીશ. ત્યાં સુધી દાતણ કરીશ.’

‘ તમે તોબા છો. ’ શશીકુમાર ચાલ્યો ગયો.

જતાં જતાં મનમાં બબડયો, ‘ આ માણસ અદ્‌ભુત છે. દલીલ કર્યા વિના સામા માણસને એ પોતાની તરફ ખેંચી જાય છે. એ ધારશે તો મંડળીનું કામ પાટે ચડયા પછી મીલ મજૂર અને ખેડૂત સંગઠનમાં મને ખૂબ ઉપયોગી થઇ પડશે. ’



# ૩૧

## અરુણોદય

ગોપાળ યુસફ શેઠના ઘર પાછળ વાળતો હતો. ધીમે ધીમે મનમાં ગણગણતો હતો. એના મન આગળ અજવાળુ થતું જતું હતું. મેઘલી રાત વરસી ગયા પછી પ્રાતઃકાળમાં પૂર્વાકાશ સ્વચ્છ થવા લાગે, વિવિધ રાંગોળીઓ પૂરેલા પટ ઉપર લાલ–નારંગી રંગનો અરુણોદય થાય, તેમ તેના મન આગળ ભાવિનો ઉજ્જવળ અને સ્પષ્ટ માર્ગ ખુલ્લો થતો જતો હતો. આગલી રાતે શાંતિપ્રસાદ પાસે વાંચેલ ગાંધીજીની આત્મકથામાંથી અખાનો છપ્પો યાદ કરતો હતો. છેલ્લી લીટી ગણગણતો હતો.

'અવગુણ કેડે જે ગુણ કરે, તે જગમાં જીત્યો સહી.'

એકાએક એના કાન ઉપર કોલાહલ સંભળાયો. સાવરણો બંધ રાખી સાંભળવા લાગ્યો. અવાજ વધતો જતો હતો. સાવરણો ભીંતે ટેકવી આગળ આવ્યો. જુએ તો માણસનું ટોળુ જમા થયું છે.

ગાળાગાળી ને મારામારી ચાલી રહી છે. થોડાં માણસો દૂર છુટાં છુટાં ઊભાં છે. ચાર પાંચ ખારવા ને પાંચ સાત મેમણ સામસામા ઠોંસા ને લાતો લગાવી રહ્યા છે. ગોપાળ નજીક ગયો.

મેમણવાડાને નાકે આવેલી હનુમાનની દેરીમાં બે ચાર ખારવા ભજનની ધૂન મચાવી ગાતા વગાડતા હશે. ચૈત્રી પૂનમનો જયંતિ ઉત્સવ હોઈ શણગાર કરેલો ને જરા જોર શોરથી ભજન ચાલ્યાં. બપોરની નમાજનો વખત થતાં ભજન બંધ રાખવા કહ્યું પણ રંગે ચડેલા ખારવા ન માન્યા. બોલાચાલી થઇ એમાંથી વાત વધી પડી ને મારામારી ઉપર આવી ગયા. ભજન નમાજ બાજુએ રહ્યાં અને ખારવાવાડમાંથી ખારવાનું ટોળું નીકળ્યું. અને મેમણવાડામાંથી પંદર વીશ માણસ જમા થઇ ગયું. જોતજોતામાં તોફાને હુલ્લડનું રુપ ધારણ કર્યું.

ગોપાળ મનમાં ધ્રૂજતો ઊંચો થઇ થઈને જોતો હતો. એવામાં એની બાજુમાંથી એક મજબૂત ખારવો મોટો ડંગોરો લઇને નીકળ્યો. એની આંખો લાલઘૂમ અને વિકરાળ હતી. બેફામ ગાળો બોલતો જોસબંધ ધસી આવ્યો અને મેમણ જુવાનોને વારતા યુસફ શેઠ ઉપર ડાંગ તોળી. ગોપાળની નજર યુસફ શેઠ પર પડી. ઉઘાડા માથા પર ટાલ ચળકતી હતી. વૃદ્ધ અને ધ્રૂજતા હાથે એ જુવાનોને ખાળવા મથતા હતા. એક ક્ષણમાં એમની ખોપરી ફૂટી જાત, પણ ડાંગ તોળાતી જોઈ તેવો ગોપાળ તીર વેગે દોડયો અને પાછળથી ડાંગ પકડી લીધી. ખારવો રીસભર્યો પાછો ફર્યો. ગોપાળ એવડા બાંધાનો પહેલવાન હતો. એણે ડાંગ સાથે ખારવાને બાજુ પર ધકેલી દીધો. ખારવો ગોપાળને ગાળો દેવા લાગ્યો. એવામાં યુસફ શેઠના કંપતા હાથ તરછોડીને બે મેમણ જુવાન એક સામટા ગોપાળ અને પેલા ખારવા પર તૂટી પડયા. ગોપાળના ખંભામાં મોટી છરી હુલાવી દીધી. બે અડબોથ મારી નીચે ગબડાવી દીધો. ખારવાને પડખામાં

છરી મારી તેવી જ એણે ડાંગ ફેરવીને જુવાનોને વારતા યુસફ શેઠનું માથું તોડી નાંખ્યું.

અર્ધો મેમણવાડો એકઠો થઇ ગયો. હેકારો અને ધાંધલ મચ્યું. બજારમાં વાત પહોંચી પ્રવીણચંદ્ર દુકાન પર હતા. ધીરજલાલ જોવા ઊઠતો હતો તેને રોકીને પોતે ઉતાવળા આવી પહોંચ્યા. સાથે બે વિદ્યાર્થી હતા.

જુએ તો ચારસો પાંચસો માણસ જમા થઇ ગયું છે. આઠ દસ પોલીસ મિથ્યા પ્રયાસ કરી રહી છે. બન્ને બાજુથી માણસો વધતાં જાય છે પ્રવીણચંદ્રે એક વિદ્યાર્થીને શશીકુમાર પાસે દોડાવ્યો, બીજાને નરોત્તમ વકીલને ઘેર. પોતે બાજુમાં લોહીલુહાણ પડેલાને ઉઠાવવા, જોનારને વીનવવા લાગ્યો એક બે જુવાન હિંમત કરીને આવ્યા. 'આમને સામે ઓટલે સુવાડો એમનું ઘર નજીક હોય તો લઇ જાઓ.' આટલું કહી પ્રવીણચંદ્ર પોતે બંબાવાળા સળગતી આગ વચ્ચે ધસી જાય તેમ લાકડીઓ ને છરા લઇ ગાંડાતૂર બનેલા તોફાનીઓ વચ્ચે પડયો ક્ષણવારમાં એ અદૃષ્ય થયો. અવાજ અને તોફાન વધતું ચાલ્યું. કલાકેક થયો ત્યાં ઘોડેસ્વાર ટુકડી આવી પહોંચી. બીજી તરફથી નરોત્તમ વકીલ હિંદુ-મુસ્લીમ આગેવાનો સાથે મોટરમાં આવી પહોંચ્યા. મહામહેનતે આગ કાબૂમાં આવી. ધીમે ધીમે શમાવી. ઘાયલ થયેલાને ઇસ્પીતાલે પહોંચાડવાની ગોઠવણ થવા લાગી. યુસુફ શેઠ, ગોપાળ અને પ્રવીણ-ચંદ્ર ત્રણેને મોટી ઇસ્પીતાલે લઈ ગયા. દાકતરે ઘા સાફ કરી અભિપ્રાય આપ્યો: બે ગંભીર એક સામાન્ય. યુસુફ શેઠ અને પ્રવીણચંદ્રને ગંભીર ઇજા થઈ હતી. ગોપાળને ખંભામાં વાગેલું હોઈ એ સામાન્ય ઇજા હતી. પાટાપીંડી કરી ત્રણેને એક જ ઓરડામાં એક સાથે પથારીઓ કરી સુવાડયા. શશીકુમાર, પ્રેમશંકર વકીલ, શાંતિપ્રસાદ, દેવેંદ્ર, હીરો, વગેરે જોવા આવ્યા.

પહોળી રૂપેરી દાઢી અને ઓલિયા જેવું સાફ દિલ દર્શાવતી મોટી ભલી આંખો, છત સામે જોઈને યુસફ શેઠ સૂતા હતા. ગોપાળ હસતે ચહેરે કંઈક કહેવા માગતો હોય તેમ સામે જોઇ રહ્યો. પ્રવીણચંદ્રની શાંત મુદ્રા અને નમેલી આંખો માનવીની કઠોરતા શમાવવા અવતરેલી કરુણાની મૂર્તિ સમી દીપતી હતી.

શાંતિપ્રસાદ એકીટશે ઘડીભર નીરખી રહ્યા. આંખના ખૂણામાં આંસુ દેખાયાં અને એમનું સ્નેહગદ્દગદ્દ હૃદય બોલી ઊઠયું, ' આ વિરલ ત્રિવેણીસંગમ કાલનાં પ્રગટનારા શાંતિના પ્રભાતનો જાણે અરુણોદય છે.

---

## ૩૨

# ખોળિયું બદલાયું

મંગળપુરના ભંગીવાસમાં મધરાત પછી પણ ધમાલ ચાલતી હતી. જીવન જેમ જતન કરીને રાખેલી ઘરવખરી સૌ આંગણામાં મૂકતાં હતાં. લૂગડાંના ગાભાનાં પોટલાં, ગોદડીઓના વીંટલા, હાડલાં ને વાસણ, શીશાશીશીઓ, ટોપલા, છાવરણા, છબીઓ, છીપો, એકઠી કરી. ઘરમાં જે સારામાં સારાં લૂગડાં હતાં તે પહેર્યાં. મોડી રાતે સૂતાં ને સૂતાં ભેગાં પરોઢિયું થતાં ઊઠયાં.

નાનાં છોકરાં હાથમાં શીશા કે ફાનસ લઈને ફરવા લાગ્યાં. છોકરીઓ માથે ઇંઢોલી પર ટોપલા લઇને બૂમો પાડતી ઊભી રહી. બાઈઓનો ને ભાઈઓનો અવાજ વાસને એક છેડેથી બીજે છેડે સુધી સંભળાવા લાગ્યો.

દિલ્હી જંક્શન ઉપર એક સાથે ચાર પાંચ ગાડીઓ એકઠી થાય ને પછી ઊતારૂઓ, ગાંસડાં પોટલાં ને છૈયાં–છોકરાં લઈને બૂમ બરાડા ને નાસભાગ કરે તેમ ધમાલ મચી રહી.

કેટલીક ય પેઢીઓથી, નજીવાં તૂટયાફૂટયા ઝૂંપડાંએ, ટાઢ, તડકો ને વરસાદમાં રક્ષણ કરેલું એને છોડી જતાં બાઈઓની આંખમાં પાણી આવ્યાં. કેટલાંકના તો પગ જ ઊપડતા ન હતા. મન કઠણ કરીને વહાલા સ્વદેશને મૂકીને પરદેશ સિધાવે તેમ પાછું વાળી જોતાં જોતાં ચાલ્યાં.

માથે પોટલાં, કાખમાં નાનાં છોકરાં, કચરો ભરવાના રેંકડામાં પેટીઓ ને ગોદડાં, શત્રુંજય કે ગિરનારની જાત્રાએ મારવાડી ખેડૂતોનો સંઘ ઊપડે, જૂના જમાનામાં ગામડિયા કાશીની જાત્રાએ કોથળા બાંધીને નીકળે તેમ આખો વાસ ચાલી નીકળ્યો.

અમૃતબાગથી પ્રવીણચંદ્ર, દેવેંદ્ર, વિદ્યાર્થીઓ, શહેરમાંથી શશીકુમાર, ધીરજલાલ ને પાંચ સાત જુવાનો, છ વાગતામાં સીધા નવા વાસમાં જઈ પહોંચ્યા.

અર્ધ ગોળાકારમાં કુંજડાં ચણવા બેઠાં હોય તેમ છુટ્ટાં છુટ્ટાં મકાનો બાંધ્યાં હતા. દરેક ઘર ફરતી વીસ વીસ હાથ જમીન બગીચા માટે છોડી દેવામાં આવી હતી. કેટલાક પહોંચતા ભાઈઓએ ઘરના પૈસા નાંખીને મોટા કુટુંબના સમાસ માટે બે ઓરડા ઊતરાવ્યા હતા. દરેક ઘરમાં ઓરડો, ઓસરી, પાણીઆરૂં, કબાટ, વળગણી, ધૂમાડિયું, મોરી, ચાર બારીઓ, ઊંચે બે જાળિયાં હતાં.

દૂરથી કોઈ પહાડી પ્રદેશમાં હવા ખાવા માટે બેઠા ઘાટનું સાદું આરોગ્ય ભવન બાંધ્યું હોય તેવાં મકાન જણાતાં હતાં. પાછળથી ટેકરી અને બાજુના બગીચા અંદર આવી જાય એ રીતે સામેથી ફોટો લેવામાં આવે તો જોનાર એ જ કલ્પના કરે એવો દેખાય.

આગળના ભાગમાં એક બાજુ મંડીબંધ અગાશીવાળું મકાન હતું. નીચેના બે ઓરડા દુકાનો માટે હતા. ઉપરની મેડી સહકારી મંડળીના કાર્યાલય માટે હતી. મકાનો સામે મોટો ગરેડાવાળો કૂવો હતો. કૂવા ફરતો પગથાર બાંધ્યો હતો. કૂવા નજીક બાઇઓને નાહવા માટે પથ્થરની ઓથ કરી હતી. મકાનોની પાછળ દક્ષિણ દિશાએ પાયખાંનાં કર્યાં હતાં. નરોત્તમદાસ વકીલ અને પ્રેમશંકર, મકાનનું પ્લાન બતાવવા અમૃતબાગે આવેલા ત્યારે શાંતિપ્રસાદે કેટલાક ખાસ સુધારા સૂચવ્યા હતા. જો કે તેમના અભિપ્રાય મુજબ કુટુંબનાં માણસોના પ્રમાણમાં જગ્યા ઓછી, મકાન સાંકડાં અને સગવડ ઘણી અધુરી હતી, પણ ખર્ચની મર્યાદા વિચારી તેમણે સંતોષ માન્યો હતો.

રમતને માટે ટેકરીની નીચે ચોગાન સાફ કરી રોકવામાં આવ્યું હતું.

જેમ જેમ લોકો આવતા ગયા તેમ તેમ નંબરવાર મકાન પાસે બેસાડતા ગયા. આંગણામાં પડાવ નંખાયો.

નવેક વાગ્યાને સુમારે નરોત્તમદાસની મોટરમાં શાંતિપ્રસાદ અને પ્રેમશંકર વકીલ આવી પહોંચ્યા.

પ્રેમશંકરે શશીકુમારને ચાવીઓ આપી. એક પછી એક ઘર ઉઘાડી આપતા ગયા. પ્રવીણચંદ્રની ટુકડી બને તેટલે શાંતિથી, વ્યવસ્થિત રીતે સામાન મુકાવવામાં મદદ કરવા લાગી. દસેક વાગ્યે ડૉ૦ ધારેખાન, યુસફ શેઠ, હરકીસનદાસ અને મ્યુનિસિપાલિટીના બે ત્રણ સભ્યો આવી પહોંચ્યા. વચલા મેદાનમાં જરાક ઊંચી બેઠક ગોઠવી રાખી હતી. સામાન વગેરે મૂકીને સૌ મેદાનમાં આવીને બેસી ગયા.

નરોત્તમદાસે બે શબ્દ કહ્યા. શાંતિપ્રસાદ, પ્રેમશંકર, શશીકુમાર, ધીરજલાલ વગેરેને ધન્યવાદ આપ્યા. મ્યુનિસિપાલિટી તરફથી મહારાજાનો તથા સંઘનો આભાર માન્યો.

ભંગી આગેવાનોમાંથી કાનાએ અને હીરાએ કાલીઘેલી ભાષામાં આભાર માન્યો. ગોળધાણા વહેંચાયા. મેળાવડો વીખરાયો.

'મહાત્મા ગાંધીકી જય'થી ટેકરીઓ ગાજી ઊઠી.

* * *

રાત્રે કાર્યાલયની અગાશી પર સમૂહપ્રાર્થના થઈ. આજે પહેલીવાર શાંતિપ્રસાદે ગવરાવ્યું, 'અંતર મમ વિકસિત કરો, અંતર તર હે.'

કાનાભાભાએ એકતારા ઉપર ભજન ગાયાં. વિદ્યાર્થીઓએ દાંડિયા રાસ લીધા, દૂહા લલકાર્યા. હીરૂ અને તારામતિએ લોકગીત ગવરાવ્યાં. ખૂબ ગમ્મત સાથે આનંદરાત્રિનો કાર્યક્રમ પૂરો થયો.

એક પછી એક ઊંઘતાં છોકરાંને લઇ નીચે ઊતરવા લાગ્યાં.

માત્ર આઠ દસ જણ કૂંડાળું વળીને બેઠા. શાંતિપ્રસાદ વચમાં આવી ગયા. પ્રેમશંકર ને પ્રવીણચંદ્ર, શશીકુમાર ને ધીરજલાલ, દેવેંદ્ર અને ગોપાળ, હીરો, રાજો, મુળુ, કાનાભાભા સૌ ફરતા બેઠા. ઘડીભર શાંતિ છવાઈ.

પ્રેમશંકરે કહ્યું, 'ઇશ્વિરની કૃપાથી સૌ નિર્વિઘ્ને આવી ગયાં.'

'ખોળિયું બદલાયું.' શાંતિપ્રસાદે સહજભાવે કહ્યું. 'આપ આવીને વસવાના છો તો જીવનપલટો પણ થશે.' પ્રેમશંકર બોલ્યા.

'એ તો પ્રભુને ખબર. પણ મકાન પૂરતી શશીભાઇની મહેનત ફળી.'

થોડી વાર ફરી મૌન છવાયું. અંદર અંદર આડીઅવળી વાતો ચાલવા લાગી.

'ચાલો હવે ઊઠીએ.' તારામતિએ કહ્યું.

'ખરો આભાર તો તારામતિબેનનો માનવો જોઇએ.' અભિનંદનનો ભાર ઉતારતાં શશીકુમાર બોલ્યો.

'હા જરૂર,' પ્રેમશંકરે અનુમોદન આપ્યું. 'એમણે સારી પેઠે હિંમત બતાવી કહેવાય.'

'મારે તો એમની પાછળ ચાલવું જ જોઇએ ને?'
'હરિશ્ચંદ્રની પાછળ તારામતિ ચાલ્યાં હતાં તેમ.' શશીકુમારથી ન રહેવાયું.

શાંતિપ્રસાદ ઊભા થયા. ધીમે રહીને પ્રહ્લાદને ખંભે સુવાડ્યો. ચાલ્યા. પાછળ તારામતિ ચાલ્યાં.

સૌ માનભરી નજરે જોઈ રહ્યાં.

'શશીભાઈ, તારી ઉપમા અતિશયોક્તિભરી નથી.' પ્રવીણચંદ્ર બોલ્યા.

આકાશમાંથી ચમકતા તારાઓએ એ વાક્ય ઉપર તેજ કિરણ વેર્યાં.

———:૦:———